# અનુક્રમ

# ૧૯૬૯ના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા

## વિભાગ ૧ : કાવ્ય, નવલિકા, નાટક

### સમીક્ષક : ડૉ. મધુસૂદન પારેખ



૧૯૬૮ની સાલનાં પુસ્તકો (કાવ્ય, નાટક અને નવલિકા વિભાગ)ની સમીક્ષા કર્યા પછી ૧૯૬૯ માટે એ પ્રવૃત્તિ કરવાની ઇચ્છા ન હતી. પરંતુ ગુજરાત સાહિત્ય સભાના મંત્રીઓનાં પ્રેમાળ આગ્રહને વશ થવું પડયું. એમણે મારા પર વિશ્વાસ મૂકીને મને આ સમીક્ષાકાર્ય સોંપ્યું તે માટે હું તેમનો આભાર માનુ છુ.

આ સમીક્ષા ગત વર્ષની જેમ ત્રણ વિભાગમાં વહેંચાઈ છે. મારે ભાગે કાવ્ય, નાટક અને નવલિકાની સમીક્ષા કરવાની આવી છે.

સમીક્ષા માટે પુસ્તકો બહુ થોડાં મળે છે. એ બાબત હવે પ્રકાશકોનો વાંક કાઢી શકાય તેવું રહ્યું નથી. સમીક્ષા દસ દસ વર્ષ સુધી પ્રગટ થઈ શકતી ન હોય તો પ્રકાશકોને પુસ્તકો સમીક્ષાર્થે મોકલવામાં શો રસ હોય? ગુજરાત સાહિત્ય સભા પણ આમાં નિઃસહાયતાનો અનુભવ પ્રગટ કરે છે. વિશ્વાસપૂર્વક કોઈ પીઠ સન્નિષ્ઠ કહેવાય તેવા પ્રાધ્યાપકને (મોટે ભાગે પ્રાધ્યાપકો જ હોય છે) સમીક્ષાકાર્ય સોંપ્યા પછી એ સમીક્ષક અનેક વિનંતી, ઉઘરાણી છતાં દાદ જ ન દે શું કરી શકાય? તેનો કોઈ ઇલાજ સાહિત્યસભાને મળતો નથી.

મારા વિભાગમાં મને સમીક્ષાર્થે માંડ પંદરથી વીસ પુસ્તકો મળ્યાં છે. શક્ય એટલાં પુસ્તકો મેળવીને અત્રે તેમની સમીક્ષા કરવાનો ઉપક્રમ રાખ્યો છે.

કવિ બેટાઈ ભારતીય સંસ્કૃતિના મૂલ્યોને જતનથી જાળવવા ઇચ્છનાર, ગાંધીયુગની ભાવનાનો પુરસ્કાર કરનાર, આધ્યાત્મિક વૃત્તિ ધરાવનાર પીઢ કવિ છે સંસ્કૃત ગિરાનો તેમનો પક્ષપાત આરંભના કાવ્યોથી જ પ્રગટ થઈ જાય છે એમનું ચિત્ત ધર્મ અને તત્ત્વચિંતનના રંગે રંગાયેલું છે એમની કૃતિઓમાં કેટલીક વાર ધ્રુવપદ ખોઈ બેઠેલા અને ભાવિ માટે બાથોડિયાં ભરતા મૂંઝાતા શ્રેયાર્થીના ચિત્તનું ચિત્ર મળે છે

૧૯૫૨માં રચાયેલા 'વિશેષાંજલિ'માં વ્યાપક નિરાશા તેમના ચિત્તને ઘેરી વળેલી ૧૯૪૦થી ૧૯૪૫ સુધી વિશ્વમાં ચાલેલી મહાસંહારલીલાએ એમના અંતરમાં ઘેરી નિરાશા પેદા કરેલી અને એથી જ 'જીવનના મોતનો જય'ના કાવ્યો એમાં ખાસ ધ્યાન ખેંચે છે તેમ છતાં એમનું સાધકમન સતત પ્રાર્થના કર્યા જ કરે છે

કાવ્યોમાં કવિત્વની ચમકતો સુખદ સ્પર્શ અનુભવાય છે ખરો, પણ એવાં કાવ્યોની સંખ્યા આ સંગ્રહમાં અલ્પ છે.

'ઉપાલંભ અને ઉત્તર'માં પ્રકૃતિદર્શને કોળી ઊઠતા કવિના ચિત્તનું ચિત્ર આપણને મળે છે. એમની ચેતનાનો સ્પર્શ અહીં વરતાય છે :

કંકરે કંકરે પેખે પ્રતિષ્ઠા ભક્ત શાંકરી :
પથ્થરે પથ્થરે હું યે છટા નીરખું પાર્વતી.
પરખું વન હું વૃક્ષે ને બને વૃક્ષ સસૃતિ,
પૂર્વો-મેષો નવે ભાવે સાધતા હૃદયદ્રુતિ :
અહીં, તહીં, બધે ઊઠે મારી કો' પ્રાણકૃતિ.

'ચિ. વ્યંજના' કાવ્યમાં વ્યંજનાનું શૈશવ કવિએ ઉચિત પ્રતીકો દ્વારા પ્રગટ કર્યું છે :

સૂકી ડાળે પર્ણ શું આ નવેલું ?
મૌનાગારે ખુલ્લુલ્યુ ગાન આ શું ?
ઊગ્યું ક્યાંથી પુષ્પ રંગે વસન્તી
મઘે મ્હેકી કાવ્યની વ્યંજના શું ?

કાવ્યસંગ્રહનું નામ કવિની પૌત્રી 'વ્યંજના'ને લક્ષમાં રાખીને આપવામાં આવ્યું છે. 'વ્યંજના' વિશેનાં ત્રણેક કાવ્યો ઠીક ઠીક રસપ્રદ બની રહે છે. કવિની ઊછળતી ઊર્મિનો સુખદ સ્પર્શ તેમાં થઈ શક્યો છે પરંતુ તે જ વિભાગમાં આવતાં 'પ્રાણાધિક', 'ઓ મારી કુલદીપિકા' વગેરે ઔપચારિકતામાં સરી પડી કૃત્રિમ બની જતાં લાગે છે.

સંગ્રહના ત્રીજા ખંડમાં 'આ શું અલ્યા ?' કાવ્યમાં કવિના શૈશવકાળનાં સંસ્મરણોનું જીવંત ચિત્ર રજૂ થયું છે :

આ કાળને ચગવ્યો હતો ફગવ્યો હતો
........... .......... ..........
આ કાળના કટકા હજાર કર્યા હતા
મોઈ-દાંડાના મગન ઠક્કા-પ્રહારે,
ને હવા માંહિ ઉછાળ્યા'તા ટચુકડી મોઈ પેરે.

પરંતુ એ કટકા હવે કવિને સંધાઈ જતા ભાસે છે :

આજ તે કટકા બધા સંધાઈ કોઈ દંડરૂપ
બની ગયા

કલ્પનાની નવીનતા અને શૈશવનાં સુરેખ ચિત્રોને કારણે આ કાવ્ય રોચક બની શક્યું છે, પરંતુ તે પછીનું કાવ્ય 'એ નિશાળ એ સવાર' કથાકાવ્યની કક્ષાનું બન્યું છે અને સ્થૂલ પ્રકારની બોધકતામાં સરી પડ્યું છે. 'અમે કાંઈ ચોર નહોતા' કાવ્ય પણ પ્રાસંગિક છે—શિશુવયના પ્રસંગનું ચિત્ર છે, પણ તે નાહક લહેરાયું છે અને કોઈ અસરકારક વક્તવ્યની છાપ તેમાંથી ઊપસતી નથી.

ગીત વિભાગમાં 'મને પેલી તારલી તેડે'નો આરંભ આકર્ષક છે, પણ તે આત્મકથનમાં સરી પડી કૃત્રિમતામાં ખેંચાઈ જાય છે.

'ફૂલ' ગીત કવિની ચિંતકતાનો સારો નમૂનો છે.

ફૂલભૂલ્યા ઓ બંધવા !
મુજને દેખી આમ કાં મ્હોય ?
ફૂલ તો સૌની ભીતર-ભીતર
એકનું એકનું રોય.

કવિ બેટાઈનો સંસ્કૃત ગિરાનો અતિરેક કરવાનો શોખ કેટલીક વાર કાવ્યમાં ક્લિષ્ટતા અને કૃત્રિમતા આણે છે. જેમ કે,

કંઠઘંટડીના નિજ સંચલન સંવાદિત મૃદુ રવે
મુખર મંજુલ કરી, રહી વ્યોમભાન ભરી
('રણકતી ભલે હવે')

અથવા .

સંતપ્ત એ શુષ્ક ધરા ચૈતન્યધારાએ રસી
નવોત્થાનવન્તી કીધ નવોત્સાહે દીપ્તિમન્ત
નવોદ્યમે રમખાણ, નવીન વિક્રમબલે
ઉજ્જવલન્ત ઉચ્છલન્ત કીધ સિદ્ધ !
(કરો ક્ષમા !)

એવી જ મુશ્કેલી પ્રાસ અંગેની છે. પ્રાસ મેળવવાના મોહમાં કવિ શબ્દનું ઔચિત્ય ચૂકી જતા હોય તેવાં ઉદાહરણો આ સંગ્રહમાં નજરે ચડે તેવાં છે. જેમ કે—

મારું પલાયન તો અયન
ઉન્નયન, ઉડ્ડયન, સનયન, અશયન.

અથવા

હે સર્વસંચારક ! સર્વમાર્જક !
બ્રહ્માંડ-ઉજ્જવાલક ! પિંડપાલક !

કવિશ્રી બેટાઈનો આ સંગ્રહ 'વ્યંજના' એકંદરે કવિની અગાઉની ભાવનાની પુનરુક્તિ કરે છે. સંગ્રહમાં કોઈ ખાસ નવીનતાની ચમક કે અસરકારકતા જણાતી નથી. આ સંગ્રહની તુલનાએ 'વિશેષાંજલિ' તથા અન્ય, અગાઉના કાવ્યસંગ્રહ નિઃશંક ચડિયાતા લેખાય.

શ્રી પ્રેમશંકર ભટ્ટનું સુદીર્ઘ ખંડકાવ્ય '**મહારથી કર્ણ**' મહાભારતના કર્ણનું 'ભગ્નોન્નત ચારિત્ર્ય' ઉપસાવવાના એક પ્રયાસ લેખે મહત્ત્વનું છે. "આ પાત્ર વિશે જુદી જુદી ભાષાના ઘણા કવિઓએ લખ્યું છે" એ કવિના ધ્યાનમાં છે. હિંદીમાં આ વિષયને લગતું કાવ્ય છે. આપણે ત્યાં 'પ્રાચીના'નું 'કર્ણ-કૃષ્ણ' વિખ્યાત બનેલું જ છે. શ્રી પ્રેમશંકરનું આ કાવ્ય કર્ણની કોઈ નવી વિશેષતા પ્રગટ કરતું નથી, પરંતુ કર્ણની પડછે યુધિષ્ઠિરની પ્રતિભાનું પાસું કાવ્યના અંતભાગમાં જે રીતે પ્રગટ થાય છે તે "કાવ્યની ધન્યતા" બની રહે છે.

કર્ણ ગુરુ પરશુરામ પાસે શસ્ત્રાધ્યયન કરવા રહ્યો ત્યારથી માંડીને તેના શ્રાદ્ધ સુધીની જીવન-ઘટનાઓનું પાંચ વિભાગમાં નિરૂપણ કર્યું છે. કુંતી-કર્ણનો સંવાદ બંને પાત્રોનાં વ્યક્તિત્વને સારો ઉઠાવ આપી શક્યો છે.

> પાંડવજનની કુંતી! પધારો, વંદના કરું!
> સૂતપુત્ર અને શૂદ્ર કર્ણ કાં આજ સાંભર્યો?
> તમે તો રાજમાતા છો, એકાકી આમ કાં ફરો?

જેવી કટાક્ષયુક્ત વાણીથી કુંતાનું સ્વાગત કરતો કર્ણ, કર્ણના કટાક્ષે વ્યથિત કુંતા અને કર્ણજન્મસમયના ભૂતકાળનું ચિત્ર સ્મરણપટે આવતાં—

> કન્યકા મુગ્ધ, લજ્જતણું, પુનઃ એ તો રહી બની.

એ ચિત્ર સુરેખ બન્યું છે.

ભાઈભાઈ વચ્ચે યુદ્ધમાં કુંતાને ભાગ્યે લાચાર મૂગા સાક્ષી બની રહેવાનું જ આવે છે. એની વેદનાનો તાગ શું કર્ણ કે શું પાંચ પાંડવો, કોઈ જ કાઢી શકતા નથી. કર્ણના મૃત્યુથી ઉન્માદમાં આવીને ભીમ, નકુલ તો શસ્ત્રસજ્જ નાચવા માંડે છે, પણ

> માતા કુંતી નિબિડ વનની આગમાં વેલી જેવી.

એની વ્યથા કોણ જાણે?

અને છેલ્લે કર્ણના શ્રાદ્ધસમયે પણ

> દુઃખાર્તો, ભગ્ન, કંપિતા, શ્યામ-વસ્ત્ર-પરિવૃતા,
> અશ્રુને રોધતાં કુંતી, યુધિષ્ઠિર કને જતાં.

અને શ્રાદ્ધનો આદેશ યુધિષ્ઠરને આપતાં કહે છે :

'આરંભો શ્રાદ્ધ સત્વર
પ્રથમ કર્ણનું, તારો હતો એ જ્યેષ્ઠ ભ્રાતર !'

કુંતાની વ્યથાભરી છતાં સંયમી વાણી દ્વારા તેનું સમગ્ર ચિત્ર કવિ દ્રષ્ટિ સમક્ષ ખડું કરી શક્યા છે. કુંતાએ યુધિષ્ઠિરને કર્ણનું શ્રાદ્ધ સત્વરે આરંભવાનો આદેશ દીધો, પરંતુ એ ધર્માત્મા જીવનું આંતરવલોણું ક્યારનું ગતિશીલ બની રહ્યું હતું. કુંતાની વેદના એક જનેતાની છે, તો યુધિષ્ઠિરની એવી જ વેદના જરા જુદા પ્રકારની છે. એક તેજસ્વી સ્વમાની ઉદાર વીરને પોતે અન્યાય કર્યો, તેનું અપમાન કર્યું, તેનો તેમને વસવસો છે :

અમે ન કો દિ પીરતા પિછાની,
સદૈવ એની કુલહીનતાની
હાંસી ઉડાવી, વખ વેર વાવી,
અંકુરને વૃક્ષ દીધું બનાવી.

યુધિષ્ઠિરનું આ આત્મમંથન ચાલે છે તે જ ઘડીએ કુંતાનો તેમને કર્ણનું શ્રાદ્ધ આરંભવાનો આદેશ મળે છે. આમ "ઘણી જ કુશળતાથી યુધિષ્ઠિરના મનની આ ક્ષણને કવિ કુન્તીના સ્થૂળ ઉચ્ચારણ સાથે સાંકળી લે છે......યુધિષ્ઠિરે તો એનું માનસશ્રાદ્ધ કરી જ લીધું હતું. આ જ આ કાવ્યની ધન્યતા છે." (કેસરગ્રંથ ગાંકડ)

આમ, કાવ્યમાં કવિના કૌશલના ચમકારા વરતાય છે, પરંતુ કવિનો કોઈ નવીન ઉન્મેષ આમાં પ્રગટતો જણાતો નથી. કોઈ વ્યંગ્ય, કોઈ નવીન રહસ્ય આમાંથી સ્ફુટ થતું નથી.

કવિ મણિભાઈ દેસાઈ અને કવિ જયકૃષ્ણ સુરતીની 'દાંડીકૂચ'ને લગતી બે રચનાઓ શ્રી મધુરમે સંપાદિત કરી છે તે મહદ્‌અંશે મહાત્માજીના જીવન-પ્રસંગોનું પદ્યમાં બયાન બની રહે છે. ગાંધીશતાબ્દીના વર્ષમાં આ કાવ્યો સંપાદિત થયાં ભલે, પરંતુ 'દાંડીકૂચ' જેવા ભવ્ય પ્રસંગને બેમાંથી એકે કવિ કાવ્યરૂપ આપી શક્યા નથી અને સંપાદક પોતે પણ આ બાબતમાં અજ્ઞાન નથી. શ્રી પૂર્ણિમાબહેન માવળંકરે પ્રકાશક તરીકે 'ગાંધીજીની દાંડીકૂચનું આ પદ્યમય બયાન...' એ શબ્દો લખ્યા છે તે સૂચક ગણાવા ઘટે.

'ગાંધીધ્વનિ'માં શ્રી હસિત બૂચે મુખ્યત્વે ગાંધીજીના મહાન ઉદાત્ત ગુણોની પાછળ આપણી 'વામણાઈ' પર પ્રકાશ નાખવાનો હેતુ રાખ્યો છે. 'ગાંધી-

પ્રતિમા જોઈને' કાવ્ય એમના કટાક્ષકૌશલનો સુભગ નમૂનો છે. 'દિલ્હીડાયરી'માં પણ રાજઘાટે ગાંધીજીની સમાધિ પર ઉપચાર કરનારી અને પછી સ્વાર્થભરી સંકુચિત મનોદશા પ્રગટ કરનારી મંડળીનું રોચક બયાન છે. એમાંનું આત્મ-નિરીક્ષણ રસપ્રદ બન્યું છે.

'બા–બાપુ' કાવ્યમાં ગાંધી–કસ્તુરબાના દામ્પત્યની અંતઘડી કવિએ માર્મિક રીતે વર્ણવી છે. 'શાંતિનિકેતનમાં' એ કાવ્યમાં ગાંધીજી અને ટાગોરના મેળાપ વખતની હળવી પણ ધન્ય ક્ષણોનું રસિક મર્માળુ ચિત્ર કવિએ ઝડપ્યું છે. 'સંતસાધના' લહેરાઈ ગયું છે અને ભાવનાભર્યાં સૂત્રોચ્ચારની લીલામાં કવિ અટવાઈ પડ્યા લાગે છે.

સમગ્રપણે આ પુસ્તિકા ગાંધીજીની વારસદાર પ્રજાને 'આત્મનિરીક્ષણ'ની ઉચિત ભૂમિકા પૂરી પાડે છે એ એનું મૂલ્ય છે.

શ્રી જયંત પાઠકનો કાવ્યસંગ્રહ 'સર્ગ' એમના પૂર્વેના કાવ્યસગ્રહોની મેર પરા જાળવી રાખે છે. 'સર્ગ'માં ૭ દોબદ્ધ કૃતિઓ અને થોડીક ગીતરચનાઓ છે. નવીન પ્રયોગોના કોઈ અભિનિવેશ વિના સહજભાવે હૃદયોર્મિને અભિવ્યક્ત કરી દેવી એ એમની પ્રકૃતિનો એક વિશેષ છે. કેટલીક વાર અતીતમાં સરીને શૈશવને સ્મરીને, તો વળી કોક વાર જીવનને પેલે પાર મૃત્યુનું સાન્નિધ્ય માણી આવીને, ક્યારેક પ્રકાશ અને અંધકારની રંગલીલાની અનુભૂતિ માણીને તો વળી કદી કદી ઋતુપલટાનો આસ્વાદ માણીને કવિ ચિત્તના વિવિધ ભાવોને અનાયાસે પ્રગટ કરે છે.

સગ્રહનું પહેલું જ કાવ્ય 'પુનરનુભવ', શિશુદર્શને સ્મરણમાં તરી આવતા કવિના પોતાના શૈશવને થોડીક ક્ષણો માટે સજીવ કરી આપે છે. શિશુઓની 'ઉઘાડી આંખોમાં તગતગ થતો વિસ્મયરસ' કવિને અતીતમાં તાણી જાય છે અને કવિ એમાં શોધે છે પોતાનું ખોવાયેલુ શૈશવ :

હું ખોવાયાં મારાં, શિશુમુખ રહ્યું દૂઢી વરસ.

'ઓળખાણ'માં પણ ભૂતકાળમાં સરી ગયેલા શૈશવનુ આકર્ષણ કવિએ વ્યક્ત કર્યું છે. પૂર્ણ પ્રફુલ્લ ચદ્રને જોતાં કવિહૃદયમાં સ્મરણની ભરતી જાગતાં; 'હું પહોંચું જૈ વતનને વનપ્રાન્ત બાલ.' એ ચાંદરણા સાથેની બચપણની દોસ્તીની સ્મૃતિ કવિ કાવ્યને અંતે ચમત્કારક રીતે પ્રગટ કરે છે.

આજે અહીં ! નગરમાં ! ઠીક ઓળખાયો !<br>ભૂલ્યો હું તેય મુજને કઈ ઓળખાયો !

આ બને સૉનેટોમા દૈહવના રમણીય ચિત્રો ને ભાવ ઉપજાવી કવિ છેલ્લી પંક્તિમા સૉનેટને અનુરૂપ નીવડે તેવી રીતે અનુભૂતિને ચમત્કારક રીતે વ્યક્ત કરી દે છે

'જમુ બેસતાં' એ કાવ્ય પણ સમુદ્રના ભરતી-ઓટ અને જીવનની ભરતી-ઓટની રમણીય તુલના કરી અંતે જીવન અને સમુદ્ર બન્નેની વિષમતા પર વેધક રીતે પ્રકાશ નાખે છે

ઓટભરતી તણુ ચક્રના
ક્રમે ઉદધિને થતુ કર્ષણ સદા તો જીવન,
હવે વયજળે ન કિન્તુ ભરતીનુ આશ્વાસન.

સૉનેટરચના કવિને કેવી સહજ રીતે ભાવની ચમત્કારક અભિવ્યક્તિ માટે અનુકૂળ નીવડી છે તેના આ વધુ દાખલો ઉદાહરણ છે 'મૃત્યુનરીએ' એ સૉનેટદ્વય છે એમા પોતાના મરણ વિશેની કલ્પનાને કવિ અસરકારક રીતે વ્યક્ત કરી શક્યા છે ચિત્રાત્મકતા એમની કલમની નોંધપાત્ર સિદ્ધિ છે મૃત્યુના સ્પર્શની અનુભૂતિ પણ સ્વસ્થપણે કવિ નિરૂપે છે

અરે આ આ યો ઉબર વટી, પથારી પર સીધો
ગયો બેસી એના હિમ-શી ભાલે અડતો

એક અંગ્રેજ કવિની Death lays his icy handsનુ અહી સ્મરણ થાય છે પણ સૉનેટની છેલ્લી પંક્તિમા

અરે, આ શુ ? ! ચ્હેરો તમ યમ-ચહેરે ભળી જતો !

એ ઉદ્‌ગાર દ્વારા કવિ શુ સૂચવવા માગે છે તે સમજવુ મુશ્કેલ છે મૃત્યુવેળા ખબર અંતર પૂછવા આવેલા સ્વજનના ચહેરા સાથે યમના ચહેરાની એકરૂપતા શાથી ? કવિનુ વચન અસ્પષ્ટ બની રહે છે

ઊર્મિનો સહજપણે સરળ ઉદ્‌ગાર એ એમનાં કાવ્યોની એક વિશેષતા છે, તો બીજી વિશેષતા છે અવનવા પ્રતીક-આયોજનની. એ પ્રતીકો નવીન, અને કાવ્યના સમગ્ર વક્તવ્યનો સીધો સાક્ષાત્કાર કરાવી શકે તેવા છે કવિના કલ્પના બળના એ દ્યોતક છે 'શ્રીમખપોરે ગામ'નુ એક સુરેખ ચિત્ર નીચેનુ પ્રતીક ચિત્તમા અંકિત કરી આપે છે

જનપદ વાહનરવથી ખાલી
ફળિયુ પ્હોળુ પ્હોળુ
દાતરિડોખુ ધરતા સુખનુ ખાસ્સુ
લાગુ મૂક બગાસુ !

'આદિમ અંધકાર' પણ મનુષ્યના બહિરંગ–અંતરંગનું સમર્થ પ્રતીકો દ્વારા ઇંગિત કરતું મનોહર કાવ્ય છે.

'સમડી' કાવ્ય પણ આભને ઢૂંઢતી અને અંતે ગાભમાં આભ સળવળતું દેખતી સમડીનું સ્મરણીય ચિત્ર આપે છે :

ચાંચથી ટોચી સૂરજ જોયો
ઊંચેરાં ઝાડ
ક્ષિતિજની વાડ
પંજે લઈ ફંફોસી જોયાં પહાડ કેરાં હાડ.

'ભરતી' કાવ્યમાં ઊછળતાં મોજાંને માટે વિવિધ પ્રતીકો યોજી ભરતીની સહારકતાનો કવિ સાક્ષાત્કાર કરાવી શક્યા છે. કવિ શ્રીધરાણીનું 'ભરતી' માટે 'અશ્વ'ના સમર્થ પ્રતીકનું પણ અહીં સ્મરણ કરવું ઘટે. શ્રીધરાણીના સૉનેટનો ચિત્રાત્મક આરંભ આ રીતે થાય છે

સહસ્ર શત ઘોડલાં અગમ પ્રાન્તથી નીકળ્યાં,
અફાટ જલધિ પરે અદમ પાણીપન્થા ચડ્યાં;
હણે–હણહણે વિતાન, જગ, દિગ્ગજો ધ્રૂજતાં,
ઊડે ધવલ ફેન શી વિખર કેશવાળી છટા

...... .. . ................ ...... ... ... ..
કરાલ થર ભેખડે, જગતકાંઠડે કારમા,
પછાડી મદમસ્ત ધીંક: શિર રક્તનાં વારણાં

શ્રી જયંત પાઠક પણ ઘોડાનું, સિંહનું, નાગનું એમ વિવિધ પ્રતીકો દ્વારા ભરતીની સહારકતાનાં ચિત્રો યોજે છે. સિંહનું પ્રતીક વિશેષ અનુકૂળ લાગે છે.

જલજા ખરમાં પગલાં દાબી
ચાલ્યો આવે સિંહ,
ખડકની ડોક ઘડીકમાં નાખે ભાંગી
ત્રાડે, તીણે ન્હોર ચીરે આમડી.

તેમ છતાં શ્રીધરાણીનું સૉનેટ સચોટ ભાવ ઉપજાવવામાં વધુ સફળ ગણાય.

અલંકારના આયોજન દ્વારા સુસ્પષ્ટ ચિત્ર અંકિત કરી આપવાના કૌશલનાં પણ આ સંગ્રહમાં ઘણાં ઉદાહરણ મળશે. 'મહીકાંઠે (ગળતેશ્વરમાં) સાંજ'માંથી એક ઉદાહરણ આપીશું.

કાંઈ શિવનું દેરું ખંડુ
સ્મશાનમાં ઓચિંતું એંડુ થયું મડુ

સંગ્રહના ગીતોમાં 'ચિતારો', 'તડકો', 'મેણું' ઇત્યાદિ ગીતો કલ્પનાની રમણીયતા અને ચમત્કારકતાને કારણે આસ્વાદ્ય બન્યાં છે. 'અંધારું' પણ પ્રતીકાયોજનની સમર્થતા પ્રગટ કરતી નોંધપાત્ર રચના બની રહે છે. 'સાપ'માં પણ

વળી ગૂંચળું ઊગે
વળગતો શ્વાસ કપાળે બઝે
સૂતેલો અંધકાર સળવળે

એ 'ઇમેજ' ઉચિત બની રહી છે.

'આ કોરિ', 'વગડે આવો તો', 'વસંતને ફૂટેલો કે' જેવાં ગીતો વિષયની અને રજૂઆતની બાબતમાં પરંપરાને અનુસરનારાં, નવીનતાની ખાસ ચમક વિનાનાં લાગે છે. 'અક્ષર', 'અચરજ વટનો' પણ આયાસપૂર્વકની રચનાઓ છે.

સમગ્રપણે જોતાં 'સર્ગ' શ્રી જયંત પાઠકની કાવ્યશક્તિનો કોઈ નવીન ઉન્મેષ પ્રગટ કરનારો નહિ પરંતુ એકસરખી રીતે વહી રહેતી એમની કાવ્યધારાનો સુખદ-આહ્લાદક પરિચય કરાવનારો છે. શ્રી પાઠકની શક્તિ અનુભૂતિની સચ્ચાઈમાં, એની સરળ, સહજ અભિવ્યક્તિમાં તેમજ વિવિધ ભાવોને ઉચિત પ્રતીક-આયોજન દ્વારા રજૂ કરવામાં રહેલી છે.

'**સ્વગત**' એ કવિ યોસેફ મેકવાનનાં કાવ્યોનો નોંધપાત્ર સંગ્રહ છે. છેલ્લાં દસેક વર્ષથી એમનાં કાવ્યો ગુજરાતના વિવિધ સામયિકોમાં પ્રગટ થતાં રહ્યાં છે. આ યુવાન કવિ પાસેથી પ્રેમની અનુભૂતિનાં કેટલાંક સ્મરણીય કાવ્યો અને પ્રકૃતિનાં ચિત્રો તાદૃશ કરતાં મનહર કલ્પનો મળ્યાં છે. કવિનું ચિત્ત પરંપરાને જાળવે છે અને છતાં નવનવા પ્રયોગો તરફ પણ એમનો ઉત્સાહ છે. સંગ્રહમાં છે તે ગદ્ય રચનાઓ એમના પ્રયોગોની પ્રતીતિ કરાવશે.

મલક આ...' 'સોનપરી : સ્વપ્નકાવ્યો', 'પ્રીતિ', 'હું...તું', 'સભર ક્ષણો', 'પત્ર', 'પ્રતિકૃતિને', 'દરિયાકાંઠે', 'મન', 'બપ્પોરી એકાંતમાં' એ બધાં જ કવિના ચિત્તની પ્રેમવૃત્તિ-પ્રવૃત્તિને કલાત્મક રીતે પ્રગટ કરે છે. સંગ્રહના પ્રથમ ગીત 'અલકમલક આ...'માં પ્રિયાનો વિવિધ રૂપે સ્પર્શ કરી તેની સાથે એકરૂપ થઈ જવાની પ્રબળ વૃત્તિનું આકર્ષક ચિત્રણ છે. પ્રિયકાન્તના કોઈ ગીતનું સ્મરણ કરાવે તેવા ઢાળમાં રચાયેલું આ ગીત આરંભની પંક્તિઓથી જ પ્રેમચિત્રોનું આકર્ષણ જમાવે છે :

અલકમલક આ તરતો તડકો ચોતરફથી આયો જી
ગોરીના એ ગાલમહીં એ તસતસતો પથરાયો જી
ગોરી હસતી-ગાલ લસકતા કેસૂડાંનાં ફૂલ જી,
હળવે હું તો આછો આછો સમીર થઈ લહેરાયો જી.
કોરા કાગળ જેવા ફરકે એના રાતા હોઠ જી,
હોઠ વચાળે શબ્દોનું વન, એમાં શો ઘેરાયો જી.

સમગ્ર ગીત ચિત્તની પ્રસન્નતાને રમણીય રીતે વ્યક્ત કરે છે. 'સોનપરી'માં પ્રિય પાત્રને પામવાની ઉત્કટ ઝંખનાનાં ચિત્રો છે. ચાર કાવ્યોના સંપુટ દ્વારા કવિએ સોનપરીને પામવાની, સોનપરી વિશેના પોતાના ભાવ-પ્રતિભાવની, એની તરલતાની કથા વિવિધ પ્રતીકો દ્વારા વ્યક્ત કરી છે. એકાદ દૃષ્ટાંત તેમાથી ટાંકીએ :

તારી યાદના દીવા
થાય થાયને બુઝાય
તારી આંખમાંના વગડામાં ફરતો દેખાઉં
તારા હોઠના પલાશ પર સૂરજ થઈ જાઉં
તારી આંગળીના ટેરવે કવિતા હું ગાઉં

પ્રિયાના સૌંદર્યને, એના રૂપને વ્યક્ત કરવામાં કવિએ વિવિધ ઉપમાચિત્રો યોજ્યાં છે તે તેમની કલ્પનાશક્તિનાં દ્યોતક છે.

'હું...તું' કાવ્યમાં

'............મોરના પિચ્છ જેવા
આછા નીલા ઊગતા આ પ્રભાતે
મ્હોળા છાયા સાબ્રકેરા તટે, જ્યાં
કાંઠે વાયુ શાંત કો પર્ણ જેવો
પોઢ્યો હોયે સ્વપ્નમાં લીન ત્યારે
પ્હેલાં ફૂટ્યાં સૂર્યના રશ્મિ જેવી
આવે તું તો.........'

'ત્યારે' મા

'ત્યારે હતી પ્રિય તુ મૂક ઝરાપના એ
કેનીકરો ઝરખી!

'ત્યાગી તને'મા

મેઝેન દર્પ સમ યૌવનના ઉઘાડે
ત્યાગી હતી, નયનના લઘુ મંદિરે મે
મેં આસિયાની ધુનિ શી તવ મૂર્તિ સ્થાપી!

માન સોનેટોના ગુચ્છરૂપે પ્રગટ થતુ કથની' મત્ય પ્રિયતમાના સ્મરણોની એક ચિત્રાવલિ જેવુ બની રહે છે

પ્રથમ પરશે હૈ। આઠો મૌ થ માગ ને
સાથે ઊગ્યુ તરુણ વયનુ ગુપ્ત આમ્ર ય–પખી
તિમિર થગા પોપાકોમા ગયુ ઉરદ્વારને
કેવીતે કે ખબર પડી ના–(એ ક્ષણો આજ ડખી!)

જેવી પંક્તિઓમા કવિની વ્યથા યોગ્ય બાનીમા પ્રગટ થઈ છે પ્રિયપાત્ર વિશેના મુગ્ધ ભાવો પ્રિયા માટેનો તીવ્ર તલસાટ તેને માટેનુ કુતૂહલ તેના પ્રત્યેની કોમળ મધુર આદરની પ્રેમની લાગણી આ સર્વનુ મનહર આલેખન 'કથની મા' છે 'સુભગ ક્ષણો' જેવી કૃતિમા પ્રિયાની સહજ ભાવે થતી મર્મપ્રવૃત્તિનુ સૌદર્ય કવિના ચિત્ત માટે કેવી મબર ક્ષણો બની રહે છે તેનુ આહલાદક ચિત્ર છે

તુ કહમા હયની કૂપળ ઝુલાવે
એની કુમાશ પથરાઈ જતી જ ચિત્ત!

પત્ર મા પ્રિયપાત્રના પત્રે કવિ-ઉરમા જગાવેલી સંવેદનાનુ મધુર આલેખન છે 'બપોરી એમાન મા પ્રેમમિલનની ઉષ્મ ક્ષણોનો નાટ્યાત્મક ચિતાર છે

સ્વગત' સંગ્રહમા રજૂ થયેલા પ્રેમકાવ્યો તેમા રહેલી અનુભૂતિની સચ્ચાઈ મુગ્ધના તરલતા મધુર કલ્પનો શિષ્ટ-મિષ્ટ પદાવલિ ઇત્યાદિને કારણે સ્મરણીય બની રહે છે મારુ શહેર રાત બારીએથી' ગામ-નગર' 'અહીં પણ વગેરે નગર-જીવનનો ઘોંઘાટ તેની જડતા વિરૂપતાને વિવિધ 'ઇમેજ' દ્વારા પ્રગટ કરતા કાવ્યો છે આ પ્રકારના કાવ્યો નિરંજન ભગત અને ત્યાર પછીના નવી પેઢીના અનેક કવિઓએ રચ્યા છે એટલે વેણીભાઈના આ આ કાવ્યોમા નવીનતાનો કોઈ ચમત્કાર નથી પરંતુ કેટલાક symbols ધ્યાનપાત્ર બની રહે છે જેમ કે બારીએથી કાવ્યમા–

સૂર્યનો આ રોગિયલ તડકો ઝરે,
મેદાનને સૂકાં તણખલાંનો વળ્યો છે કાટ,
કોહી ગયેલી શૂન્યતા પીગળી રહી ચોપાસ
દૂર............દીસતાં ખેતરોની વાડમાં
પયગમ્બરોની લાશના લટકે લીરા.

આવી પંક્તિઓ નગરજીવનની વિરૂપતાને, નિર્દયતાને સચોટપણે સ્ફુટ કરી આપે છે. પ્રેમની અનુભૂતિનાં કાવ્યોમાં પુષ્પ, પંખી, ચંદ્ર, તારાનાં મધુરરમણીય પ્રતીકો યોજનારા કવિ નગરજીવનની કે વર્તમાન યુગની વિષમતા દર્શાવવા માટે પણ કેવાં, અવનવાં પ્રતીકો પ્રયોજી શકે છે તે આ પ્રકારનાં કાવ્યો જોતાં સમજાશે. પ્રેમની ખુશબો પ્રગટ કરનારા કવિ નગરજીવનની વિરૂપતા પણ સામર્થ્યપૂર્વક નિરૂપી શકયા છે. 'મારું શહેર'માંથી એમના પ્રતીકસામર્થ્યનો એક બીજો દાખલો લઈએ :

મિલ કેરી વ્હિસલનાં પંખી તીણી નાખી ચીસ
નિજની જ પાંસળીઓને ભરી લેતાં ભીંસ
નગર ઉપર અંધ ધૂમ્ર અળસિયા જેમ સરે;

'વાઘ' કાવ્યમાં રાત્રિના પ્રતીક રૂપે વાઘનું ચિત્ર પણ કવિની કલ્પનાના સમર્થ નમૂનારૂપ છે :

વાઘ સરે છે પંજામાં લઈ 'દિવસ' નામનો ટુકડો,
ટુકડા ઉપર સળવળ કરતો ચૂપ મુઓ છે કૂકડો.

ગીતરચનામાં પણ યોસેફની કુશળતા ઓછી નથી. પ્રિયકાન્ત, નિરંજન, બાલમુકુંદ વગેરેની રીતનાં ગીતો આ કવિએ પણ રચ્યાં છે. નિરંજનનું 'આષાઢ આયો રે'ની ઝંખનાનું સ્મરણ કરાવતું આ કવિનું 'આષાઢ' કાવ્ય, 'ભીંજાય આખી દુનિયા મારાં સપનાં રહે કોરાં' દ્વારા પૂર્વના ગીતની જ વિરહભાવના નિરૂપે છે. 'વહાલ', 'સકલ-અકલ', 'પર્યોક્તિ', 'અલકમલક' વગેરે ગીતો રમણીય કલ્પના, કરુણ-મધુર સંવેદના, અનાયાસ પ્રાસરચના અને અંત્ય કડીમાં પ્રગટ થતી સંવેદનની કે ભાવની ચમત્કારકતાને કારણે આસ્વાદ્ય બન્યાં છે.

'સ્વગત' કાવ્યસંગ્રહ આપણા પ્રિયકાન્ત, બાલમુકુંદ, આદિની હરોળમાં યોસેફ મેકવાનને મૂકી આપે એવી શક્તિ ધરાવનારો છે. 'સ્વગત'નું આપણા કાવ્યક્ષેત્રે સ્વાગત હો !

મનુભ 'આઝાદ'ની ગઝલોનો સંગ્રહ 'હસતા જખમો' ધર્મના પાખંડ વિશેની, સમાજમાં ચાલતા દંભ વિશેની અને પ્રેમ વિશેની ઉત્કટ ઊર્મિનો, એ ઊર્મિની ભોંયમાંથી પ્રગટતા કલ્પનોનો અને ભાવની ચમત્કૃતિનો સુખદ પરિચય કરાવે છે. 'મારો ઈશ્વર'માં સાંપ્રદાયિકતામાંથી મુક્ત બનેલી તેમની દૃષ્ટિ વિશાળ માનવધર્મનો પુરસ્કાર કરે છે. એ દૃષ્ટિને ગઝલની છેલ્લી ચાર પંક્તિમાં સરસ અભિવ્યક્તિ મળી છે:

મને મસ્જિદની તમન્ના નથી શ્રદ્ધા માટે
મને મંદિર જરૂરી નથી પૂજા માટે
સર્વવ્યાપીને વળી બંધનો આવાં શાને?
મારો ઈશ્વર તો આ સમસ્તની રજરજમાં છે

મનુભની દૃષ્ટિ સમાજમાં વ્યાપ્ત બનેલાં દુષ્ટ-જડ પરિબળોને શાપે છે. એમના આવેગની પાછળ સચ્ચાઈનો સૂર વર્તાય છે. માનવીએ સ્વાર્થ અને અવગણનામાં જીવનનાં મૂલ્યોનો જેવો હ્રાસ થવા દીધો છે તેની વેદના તેમણે સળગતી બાનીમાં ગાઈ છે. 'પ્રેમ જીવનનો જેવો ઉચ્ચ ભાવ છે, તેની શી હાલત જમાનાએ કરી?' 'ચણાયેલી ઇમારત'માં કવિનો આવેશ જોઈએ:

ઘડી ન્હોતી ખુદાએ કંઈ મહોબ્બત વાસના માટે,
જમાનાએ ચડાવી ઠોકરે એવી મહોબ્બતને

'કમજોર ઇન્સાનો'માં સિતમગરો સામેનો પોકાર છે:

ગગનને આંબવું છે આ ધરા ઉપર ઊભા રહીને
ખુદા પોતે બની બેઠા છે ભેખીખોર ઇન્સાનો

'માણસને પૂજતા જા'માં પણ આ જ બળબળતી વેદના વ્યક્ત થઈ છે:

માનવ ઢળી ગયો છે બીબામાં દાનવોના
જો નારીના કફન પણ મળશે તો વેચવા છે
આજેય આ જગતમાં નારી નથી સલામત
દુનિયાને દ્રૌપદીના હજી ચીર ખેંચવા છે

'જન્નતની ખરીદી માટે', 'શરાફતનું નાટક' અને બીજી અનેક રચનાઓમાં ગઝલકારનો આ જ ગીતનો પ્રબળ પોકાર છે અને કવિ આ સડી ગયેલી સમાજ રચનાને પડકારે છે.

એક ઇન્કિલાબ આવશે,
સડેલ શાસનો અને સડેલ સૌ મિજાજને,
દબાયેલી પ્રજાઓમાં નવું શબાબ આવશે.
એક ઇન્કિલાબ આવશે.

'ઊંડા જવાનો', 'પાટિયું મૂક્યું', 'આ દેશમાં', 'નમાવી નહિ શકે' વગેરે રચનાઓ પ્રચારમાં સરી પડી છે અને ઊર્મિનતાનો અનુભવ કરાવનારી છે.

પ્રેમ વિશેની ગઝલો આ સંગ્રહમાં પ્રમાણમાં ઓછી છે. ગઝલકારના કટાક્ષકેન્દ્ર 'વર્તમાન યુગના વિષમ પરિબળો' બન્યાં છે. એ આવેગને અભિવ્યક્ત કરવામા ગઝલકારની શક્તિ વેગપૂર્વક પ્રગટી છે. એટલે કદાચ પ્રેમના મુલાયમ વિષયને કવિએ ખાસ સ્પર્શ્યો નથી.

'ચાંદની થઈ ગઈ'ની આરંભ પંક્તિઓ—

મોહોબ્બત થઈ ગઈ, સારુ થયુ, મોટી ખુશી થઈ ગઈ,
પરંતુ દિલની દૌલત હતી એ પારકી થઈ ગઈ.
તમે આવ્યા અને આંગણુ અમારુ ઝળહળી ઊઠ્યુ,
અમાવસની ગત જાણે ચાંદની થઈ ગઈ.

રોમેન્ટિક 'મૂડ' વ્યક્ત કરે છે. પરંતુ આવા પ્રેમભાવને આથી પણ વધુ સમર્થપણે બીજા ગઝલકારોએ વાર વાર પ્રગટ કર્યો છે. એટલે આ ગઝલરચના કંઈ નવીનતા દર્શાવનારી બની નથી. તેમ છતા ગઝલ વિષેનાં મુક્તકો કંઈક કલ્પનાની તાજગી દર્શાવે છે. 'આગમન'નુ મુક્તક ઉદાહરણરૂપે ટાંકી શકાય

પર્ણોએ હવા ઢોળી તમને
ફૂલોએ ચરણ ચૂમી લીધા,
ખુરશુએ ચમનમાં ખુશ થઈને
દુખડાઓ ઝુમી ઝુમી લીધાં.

'વિધવાને', 'કન્યાની વિદાયવેળાએ' જેવી ગઝલો પણ ઊર્મિલ અને પ્રયોગાત્મક બની ગઈ છે. આ સંગ્રહમાંથી કેટલીક રચનાઓ ચાળી કાઢી શકાઈ હોત.

કુતુબ 'આઝાદ'ની વેધક દૃષ્ટિ અને પ્રબળ અભિવ્યક્તિ એ એનો કેટલીક રચનાઓ મઝાનો પરિચય કરાવે છે એ આ સંગ્રહનુ ઊજળુ પાસુ છે.

**'અભિલાષા'** એ શ્રી ભાગીરથી મહેતાનો કાવ્યસંગ્રહ ઘણુંખરું પદ્યરચનાઓથી આગળ વધતો નથી. એમાં રજૂ થયેલા વિષયો અને ભાવનાઓ

વારંવાર અગાઉ વ્યક્ત થઈ ચૂક્યાં છે. એટલે નવીનતાની કોઈ ખાસ ઝલક આ સંગ્રહમાં વરતાતી નથી.

'**યોગિની મારી**' એ શ્રી મહમદ રૂપાણીનો દળદાર કાવ્યસંગ્રહ એક નવીનતા યા વિશેષતાને કારણે ધ્યાનપાત્ર બને છે. 'નિવેદન'માં શ્રી રૂપાણીએ આરંભમાં જ આ નવીનતાનો ઉલ્લેખ કરતાં નોંધ્યું છે: 'આ સંગ્રહનાં કાવ્યોમાં દળલક્ષી કે અક્ષરલક્ષી પદ્યરચનાઓનો ત્યાગ, અને બળલક્ષી એટલે ઉચ્ચારણ-બળોની ઉચ્ચારણએકમલક્ષી છંદરીતિનું નિર્માણ છે.'

આપણે ત્યાં છંદની બાબતમાં કવિ નાનાલાલ, બળવંતરાય, ખબરદાર અને હવે તો કેટલાય આધુનિક કવિઓએ પ્રયોગો કર્યા છે અને કવિતા ગદ્યમાં પણ રચાતી રહી છે. ભાવકને નિસ્બત છે રોટલાથી, ટપટપથી નહિ. છાંદસ કે અછાંદસ ગમે તે રૂપે પણ કાવ્ય સિદ્ધ થઈ શક્યું છે કે કેમ એ જ મુદ્દાની વાત છે. શ્રી રૂપાણીએ ગુજરાતી ભાષાની ક્ષમતાને કાવ્યના વાહન તરીકે નવી રીતે પ્રયોજવાનો ઉત્સાહપૂર્વક પ્રયાસ કર્યો છે એ માટે એમને જરૂર અભિનંદન ઘટે છે. પરંતુ એમની દોઢસો જેટલી રચનાઓના આ સંગ્રહમાં એમની પ્રયોગશીલતા જ ધ્યાન ખેંચે છે. ડૉ. ભાયાણી તેમ જ પ્રા. નગીનદાસ પારેખે તેમની આ લાક્ષણિકતા પર જ નજર નાખી છે એ સૂચક છે.

'**હરિયાળી–સંચય**' એ પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયાનો આગમોનાં અધ્યયનોનો પદ્યાત્મક અનુવાદ છે. પ્રસ્તાવનામાં અનુવાદકે નોંધ કરી છે તે પ્રમાણે જૈન કૃતિઓમાં એ વિશેષતઃ નજરે પડે છે. કોઈ ગુજરાતી જૈન કૃતિમાં 'હરિઆલી' તેમ જ 'હીઆલી' એ શબ્દો પણ આ જ અર્થમાં વપરાયા છે. 'હરિયાળી' એ એક પ્રકારનું ગૂઢાર્થ–કૂટ કાવ્ય છે. એનો સમસ્યા તેમજ પ્રહેલિકા એવા સંસ્કૃત નામે તેમ જ હિન્દી પહેલિયાં તરીકે નિર્દેશ થઈ શકે. આ સંગ્રહમાં ૩૭ હરિયાળી છે–છત્રીસ પદ્યમાં છે, એક ગદ્યમાં રચાઈ છે. આ રચનાઓમાં મહત્ત્વનું લક્ષણ તે બુદ્ધિચાતુર્ય છે. એમાં કાવ્યપદાર્થ પામવાની ઇચ્છા એળે જાય. તેમ છતાં અનુવાદકે નોંધ્યું છે: 'કવિવર્ગ આ હરિયાળીરૂપ સાહિત્ય–પ્રકારને સોળે કળાએ ખીલવી શકે એવું હરિયાળીનું બંધારણ છે.'

શ્રી જશવંત ઠાકરના 'અંતરપટ' કાવ્યસંગ્રહ પછી તેમનો આ બીજો સંગ્રહ '**આરત**' નામનો પ્રગટ થયો છે. અગાઉના સંગ્રહમાં જે પ્રેમદર્દની, વિયોગની આરતનો ભાવ કાવ્યોના કેન્દ્રમાં હતો તે જ ભાવ આ સંગ્રહમાં પણ ઘણુંખરું એ જ રૂપે રીતે પ્રગટ થાય છે. કવિની કોઈ સખી, પ્રિયાનો વિરહ અને એમાંથી

પ્રગટ થતી કવિની 'આરત' એ આ સંગ્રહનાં કેટલાંક કાવ્યોનો વિષય છે. 'મૈત્રીનો અંતરપટ', 'સ્મૃતિતાપ' જેવા કાવ્યોમાં

આ જ દિલના સ્વપ્નસ્તલે ફેલાવી ચેન,
મારા નિશ્વાસને તે ઓગાળી
મહાભિલાષ-બીજ વાવ્યાં, રૂપ તારાં ઢાળી.
ત્યાં આકાંક્ષાની છે ખાક, ભસ્મ, છે નરી ધૂળ!
આ તે કેવું પ્રારબ્ધ, સખી રે!
ગમખ્વિન્ન હૃદય એ જ અંત
પ્રણયની ભસ્મસ્વરૂપ દિવ્ય સંત!

જેવી પંક્તિઓમાં કવિની વ્યથા સઘનપણે પ્રગટી છે. 'કાવ્યને', 'શબ્દનાં રમકડાં' જેવા કાવ્યોમાં પણ ઊર્મિની પ્રબળતા અસરકારક અભિવ્યક્તિ સાધી શકી છે. 'અરે મને આજે થયું છે શું?' કાવ્યમાં પણ તીવ્ર વ્યથાની સબળ અનુભૂતિનો રણકો સંભળાય છે.

કવિની ઊર્મિની પ્રબળતા કેટલીક વાર કલાપીની સઘન ઊર્મિનું સ્મરણ કરાવે છે શ્રી જશવંત ઠાકર પાસે શબ્દભંડોળ ઠીકઠીક છે, પરંતુ એમની મુશ્કેલી ઉચિત ભાવ માટે ઉચિત શબ્દની પસંદગીની બાબતમાં છે. શબ્દોનો નિરર્થક વ્યય એ તેમની સ્વભાવગત નિર્બળતા તેમની રચનાને કથળાવે છે, યા ક્લિષ્ટતા તરફ દોરે છે. પ્રેમ સિવાયની કાવ્યરચનાઓમા અભિનેતાનો મહિમા પ્રગટ કરતુ 'નટ' રમણીય ચિત્ર રજૂ કરે છે. 'મૃત્યુ'માં મૃત્યુના સ્વરૂપ વિશેની ચિંતનકણિકા છે આ સંગ્રહમાં આફ્રિકામાં લખેલાં કેટલાક કાવ્યોનો તેમજ ગ્રીસ વિશેના કાવ્યોનો પણ સમાવેશ થયો છે

પહેલા ખડમા 'યુગાન્ડા યુવતી'નુ વર્ણન

તારક-જ્યોતિની ચમકમા શ્યામ ગગન

ચમત્કારક છે યુવતીની શ્યામલતાને કવિ વિવિધ ઉપમાઓથી સરસ પ્રગટાવી શક્યા છે 'કમ્પાલા', 'બરાઈ મંદિર' માત્ર પદ્યરચનાઓ જ બની રહી છે 'અમી' કાવ્યમા નાટ્યાત્મકતાનો આહ્લાદ મળે છે. 'યુગાન્ડા પ્રેમી યુગલ' સમર્થ વાસ્તવિક ચિત્રણનો નમૂનો છે ગ્રીસ વિશેના કાવ્યોમા 'એક ધ્યાનદર્શન' દીર્ઘ રચના છે ગ્રીસની ભૂતકાલીન કલાસમૃદ્ધિને સ્મરણયાત્રા દ્વારા કવિએ રોચક રીતે પ્રત્યક્ષ કરાવી છે 'અસ્તિત્વતત્ત્વની સ્વગતોક્તિ' ગ્રીસની વર્તમાન દુર્દશા વિશેનો એક વ્યથાપૂર્ણ ઉદ્ગાર બની રહે છે.

એકંદરે 'આરત' એક કવિહૃદયની વિવિધ મથામણોનો તેમ જ તેમની કલાઝંખનાનો ચિતાર આપનારો સંગ્રહ બની રહે છે આ સંગ્રહમાં જે વિશેષ આસ્વાદ્ય છે તે કવિનું વિવિધરંગી વ્યક્તિત્વ.

'ગાંધીકથાગીતો' એ શ્રી ચીમનલાલ ગ. ભટ્ટના ગીતસંગ્રહની આ વર્ષે પ્રસિદ્ધ થયેલી ચોથી આવૃત્તિ છે તેની પહેલી આવૃત્તિ ૧૯૪૯ની સાલમાં પ્રગટ થઈ હતી આ ગીતરચનાઓમાં મુખ્યત્વે ગાંધીજીવનના કેટલાક પ્રસંગો અને એમની કેટલીક ભાવનાઓ રજૂ થઈ છે તદુપરાંત કસ્તુરબા વિશે, વિનોબાજી વિશે શ્રમજીવીઓ વિશે તેમજ અન્ય ગીતરચનાઓ પણ આમાં સમાઈ છે

ગાંધીજીના જીવન અને મહાન કાર્યને ઝડપથી ભૂલતી જતી અત્યારની પેઢીના બાળકો અને કિશોરોને માટે આ સંગ્રહ ગાંધીજીના ઉજ્જવળ ચરિત્રકીર્તનની ગરજ સારશે ગીતોની ભાષા સરળ અને પ્રાસાદિક છે ના । કાલેલકરે આ સંગ્રહની સુંદર પ્રસ્તાવના લખી તેનું મૂલ્ય સમજાવ્યું છે આ પ્રકારની ગીતરચનાઓ પાછળનું પ્રયોજન—ગાંધીજીવનનું કીર્તન કરવાનું—સ્પષ્ટ છે અને એ હેતુ ગીતકાર સાધી શક્યા છે.

૧૯૬૯ની સાલના જે કંઈ કાવ્યસંગ્રહો અવલોકનાર્થે મળ્યા તેના પર દૃષ્ટિપાત કરતાં કોઈ ખાસ ધ્યાનપાત્ર (outstanding) સંગ્રહ જોવા મળતો નથી ગાંધીયુગથી કાવ્યરચનામાં પ્રવૃત્ત રહેતા કવિ સુંદરજી બેટાઈનો 'વ્યંજના' સંગ્રહ એમને બિલકુલ યશ આપે તેવો નથી

એ પછીની પેઢીના ડૉ. જયંત પાઠકનો સંગ્રહ 'સર્ગ' આ વર્ષમાં કંઈક આશ્વાસનરૂપ બની રહે છે તેમના અગાઉના કાવ્યપુસ્તકોમાં પ્રગટ થતી તેમની શક્તિના ખાસ ઓટ આવી નથી તે સંતોષની વાત છે એમની કવિતામાં નથી નવા પ્રયોગો કરવાનો ઉન્માદ, કે નથી નરી પરંપરાને વળગી રહેવાની જડતા એમની કવિતામાં એક સમતોલ-સ્થિર પ્રકૃતિના કવિ તરીકેની છાપ ઊપસે છે ચોમેર મેં તાનની શક્તિ 'ઇમેજ'માં પ્રગટે છે પ્રેમકાવ્યોમાં એમનું અર્પણ નોંધપાત્ર બને છે, પરંતુ વિચારબળ તેમની પાસે ઓછું નથી નવા પ્રયોગોની તેમનામાં તાલાવેલી છે, પરંતુ એ ખાસ કંઈ હાસલ કરી શક્યા નથી. તેમ છતાં એમની ઊર્મિકવિતા માણવા જેવી ખરી. આ સિવાયના અન્ય કવિઓ એમનું સામાન્ય સ્તર જાળવીને કવિતા રચતા રહ્યા છે કાવ્યક્ષેત્રે આ વર્ષે કોઈ કવિનું વિશિષ્ટ પ્રદાન નથી.

## નવલિકા

નવલિકાક્ષેત્રમાં છેલ્લા દોઢેક દાયકાથી નવી નવી ટેક્નિકના અનેક પ્રયોગો ચાલતા રહ્યા છે. શ્રી સુરેશ જોશીએ 'નવી શૈલીની નવલિકાઓ રચીને એ દિશામાં પ્રથમ વાર નોંધપાત્ર કાર્ય કર્યું. ત્યાર પછી સંખ્યાબંધ લેખકોએ ઘટનાનો શક્ય તેટલો છેદ ઉડાડીને આંતરચેતનાના પ્રવાહને નિરૂપવામાં–મનના અગોચર પ્રદેશમાં ડોકિયું કરી નવી જ ધાટીની નવલિકાઓ રચવામાં સારી એવી પ્રગતિ દેખાડી છે.

એક તરફ પન્નાલાલ, પીતાંબર, ઓઝર અને એવા બીજા રૂઢ શૈલીની નવલિકાનો પ્રવાહ સતત વહેતો રાખી રહ્યા છે, તો બીજી તરફ નવા નવા પ્રયોગશીલ, નવું પશ્ચિમી વાર્તાસાહિત્ય વાંચી–પચાવી નવો પ્રવાહ પ્રગટાવનારા લેખકોની સંખ્યા પણ ઠીક ઠીક વધતી જાય છે. શ્રી સુરેશ જોશી પછી નવલિકાએ રચનાના અનેક વળાંકો લીધા છે. પ્રતિભાશીલ નવલિકાકાર એની વાર્તાને કેવી કેવી અનોખી રીતે રમાડી શકે છે તેની કંઈક ઝાંખી ચંદ્રકાંત બક્ષી, સ્વ. જયંતિ દલાલ, રઘુવીર, સરોજ પાઠક, મધુ રાય, લાભશંકર અને બીજા અનેક નવલિકાકારો કરાવી શક્યા છે.

જેમ નવલકથામાં કે કવિતામાં, તેમ નવલિકા ઉપર પણ પશ્ચિમના પ્રગતિશીલ વિદ્વાનો અને સર્જકોનો impact સ્પષ્ટપણે પડ્યો છે. માનસશાસ્ત્રના વિકાસે અને વિજ્ઞાને આ બધાં સ્વરૂપોની આખી રૂખ બદલી નાખી છે. વાર્તામાં ઘટનાતત્ત્વનું પ્રાધાન્ય, એ તેમ ચમત્કૃતિ વગેરે તત્ત્વો ઠીક ઠીક પ્રમાણમાં ઉવેખાતાં જાય છે. નવલિકા એક તરફ ગદ્યરૂપે ઊર્મિકવિતાની નજીક, તો વળી બીજી તરફ નિર્બંધિકાની લગોલગ જઈને બેસવા માંડી છે.

આધુનિક નવલિકામાં વિષયની વગ્ણાગી તો રહી જ નથી. બાહ્ય ઘટનાનો યુગ જાણે કે ઝડપથી વીતવા માંડ્યો છે. પાત્રનું આંતરવ્યક્તિત્વ, એના પ્રતિભાવો-પ્રત્યાઘાતો એ લેખકના રસનો વિષય બન્યાં છે. કેટલીક વાર તો ' કમ્યુનિકેશન'–પ્રત્યાયનની પણ ઉપેક્ષા કરવાના પ્રયત્નો થયા છે–થતા રહે છે. તેમ છતાં નવા પ્રયોગોમાંથી પણ એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે ઘટનાનો સમૂળગો લોપ કરી, તેનું તીરોધાન કરી નવલિકા રચવાનો પ્રયાસ સફળ નીવડ્યો લાગતો નથી. નવલિકામાં ઘટના કોઈ ને કોઈ રૂપે અનિવાર્યપણે રહે છે જ. અલબત્ત, એનો અતિરેક ઘટી ગયો છે. સ્થૂલ ઘટનાને બદલે સૂક્ષ્મતા તરફ લેખકનું આકર્ષણ વધ્યું છે. હેન્રી જેમ્સ કે વિલિયમ ફૉકનરે લખી છે તેવી, વ્યક્તિના ચિત્તના અગોચરનો

વિગતે પરિચય કરાવતી સુદીર્ઘ નવલિકાઓ આપણે ત્યાં હજુ રચાવી બાકી છે. પરંતુ એ દિશામાં નવલિકા વળી ચૂકી છે એ નિશ્ચિત છે.

ઓ' હેન્રી અને મોપાસાની ઢબે કે એમની રીતિએ હજુ વાર્તાઓ લખાય છે ખરી, પણ નવો પ્રવાહ એ પુરાણી રીતિથી અળગો પડી સ્વતંત્રપણે વહેવા માંડ્યો છે. આ પ્રકારની નવી નવલિકામાં લેખકનો રસ જેટલો ચમત્કૃતિમાં નહિ, જેટલો પરિણામમાં નહિ, તેટલો પાત્રની આંતરિક પ્રક્રિયામાં રહ્યો દેખાય છે. નવલિકાના દરેક દાયકાના પ્રયોગોએ પણ એની રચના વિશેની અનેક શક્યતાઓ ચીંધી દેખાડી છે.

આ વર્ષે કેટલાક નવલિકાસંગ્રહ પ્રગટ્યા છે તેમાંથી ઇવાડેવનો 'આગંતુક' પહેલાં અવલોકીએ.

'ઇવાડેવ'ની વાર્તાઓ સામયિકોમાં પ્રગટ થવા માંડી ત્યારથી જ નવલિકા-રચનામાં નવી ભાત પાડનારા આ લેખક વિશે વાર્તારસિકોમાં કૌતુક જાગ્યું હતું. ઇવાડેવ ગુજરાતથી દૂર વસતા જીવ છે પરંતુ ગુજરાતની વાર્તાકલાના વિવિધ પ્રકારોથી તે સુપરિચિત છે એની શાખ આ 'આગંતુક' પૂરશે. 'આગંતુક'માં સૌથી પ્રથમ આકર્ષણ તેનું વૈવિધ્ય છે. આ વૈવિધ્ય વાતાવરણનું, પાત્રનું તેમજ રચનાનું છે. તેમણે રૂઢ શૈલીમાં પણ સ-ફળ અને સ-રસ નવલિકા લખી છે, અને નવીનોની હરોળમાં સ્થાન પ્રાપ્ત કરી શકાય તે રીતના પણ તેમણે પ્રયોગ કર્યા છે.

કહાણી છે. મારું નામ મારી કથા કહી દે છે. મારે ઘર નથી, માબાપ નથી, સ્વજન નથી. દુનિયાના વહેવારની દૃષ્ટિએ જે 'ગૃહ' તમે હમણા જોયુ તે મારુ સાચુ ઘર છે. ત્યાંના સંચાલકો અને ભૂલકાઓ મારાં સ્વજન છે. અમ્મા ને અપ્પા (આ આશ્રમનાં સ્થાપકો) મારાં માબાપ છે મારી નાત, માર ગોત્ર, મારી જાતિ-કશાની મને ખબર નથી. હુ કાદવનુ ફૂલ છુ. પણ મને હુ રજમાત્ર હીન ગણુતી નથી. બલ્કે મને એનુ ગૌરવ છે.'-યુવાનના રૂઢ મનને ધક્કો માગે છે એનુ મન વિચારવા માંડે છે: 'કોઈ પણ સ્ત્રીએ પોતાના જીવનની કલુષિત વાત શુ આ રીતે મને કહી હોત ખરી? આ ઉત્તમ સંસ્કારની નિશાની નથી શુ? આ ખાનદાની નથી શુ?'

એ યુવાન પંકજમ્‌નો ઇતિહાસ જાણ્યા પછી તરત કહે છે 'એક વાત પૂછુ તમને?' પેલી યુવતી જરાક ચમકે છે ત્યા જ બીજો પ્રશ્ન આવે છે 'તમે મને સ્વીકારશો સેન્વી પંકજમ્?'

આની ચમત્કૃતિ જ માત્ર આ વાર્તામા હોત તો કદાચ એ ઓ' હેન્રીની એકાદ સુંદર ચમત્કૃતિયુક્ત વાર્તાની હરોળમાં બેસી જાત, પરંતુ આ વાર્તામા ચમત્કૃતિથી કંઈક વિશેષ છે અને તે છે સેન્વી પંકજમ્‌નુ વ્યક્તિત્વ. એ પાત્રની કુલીનતાની ખુશબો વાચકને મુગ્ધ બનાવે છે. એના આંતરવ્યક્તિત્વનો પરિચય તો છેલ્લે થાય છે-યુવાનનો પ્રશ્ન પૂરો થયા પછી એ બોલી 'સાચે તમે મને સ્વીકારશો? હું આ ઉત્તર માટે તૈયાર નથી. તમે મને ચૂપચાપ તરછોડી અહીથી ચાલ્યા ગયા હોત તો એ વધુ સ્વાભાવિક લાગત. એમ ઘણા ચાલ્યા ગયા છે તો હું પણ ડોક ઉન્નત કરી ખભા ઉછાળી, અભિમાનથી ચાલી નીકળી હોત. બીજે દિવસે બધુ વીસરી પણ ગઈ હોત, પરંતુ આ નથી માની શકતી. આ માટે વર્ષોથી થોભી છુ મે એની આશા બિલકુલ મૂકી દીધી હતી ત્યારે ત્યારે એ સૌભાગ્યની ઘડી આમ અચાનક આવીને ઊભી રહી છે નથી જીરવાતી એ મારાથી.' અને વાર્તાની અંતિમ પંક્તિ 'મોગરાની મીઠી મહેક વાતાવરણમા પ્રસરતી મે અનુભવી' આખી વાર્તા અનાયાસે વહી જાય છે એમા આકર્ષક ઘટના છે, સેન્વી પંકજમ્‌નુ મનહર વ્યક્તિત્વ છે, અસરકારક સંવાદ છે અને મધુર ગદ્ય છે-એ બધાની સાથે આનંદદાયક ચમત્કૃતિ ભળી છે. લેખકની આ વાર્તા સંગ્રહની એક ઉત્તમ વાર્તા બની રહે છે.

લેખક જ્યારે વાર્તાના અંતસ્તત્ત્વને બાજુએ મૂકીને માત્ર ચમત્કૃતિને જ સાધ્ય ગણી બેસે છે ત્યાં વાર્તા કેવી કૃત્રિમ બની જાય છે તેનાં ઉદાહરણો પણ

આ સંગ્રહમાં છે. લેખકે જે વાર્તા પરથી આ સંગ્રહનું શીર્ષક બાંધ્યું છે તે 'આગંતુક' વાર્તા નમૂનારૂપે લઈએ. એ વાર્તાને લેખકે શાથી વધુ પડતું ગૌરવ આપ્યું તે સમજવું મુશ્કેલ છે. એમાં બાંકડે બેઠેલા એક યુવાન પર ગારુડી સંમોહીનીવિદ્યા અજમાવે છે...એ વિદ્યાને વશ થઈ યુવાન ગારુડીના ખેલનો 'જમૂરો' બની અનેક સવાલોના સાચા જવાબ આપે છે. એ પ્રક્રિયાનુ વર્ણન ઝીણવટથી થયેલું છે. પરંતુ એથી વિશેષ એ વાર્તામાં કોઈ આકર્ષક તત્વ દેખાતું નથી; વાર્તાકારે અંતે ચમત્કૃતિ આણવાનો પ્રયાસ કર્યો છે. યુવાન ઊંઘમાંથી જાગે છે—બાંકડા પર જ પોતાની જાતને જુએ છે. એને ખાતરી થઈ જાય છે કે બહુ ખરાબ સ્વપ્ન તેને ઊંઘમાં આવી ગયું. પણ વળી પાછી ચમત્કૃતિ—એક છોકરો દોડતો આવીને તેને કહે છે: 'હે સાહેબ! તમને જંમૂરો બનવાની બહુ મઝા પડી?'

'તમને ગમીને?' એ વાર્તામાં પણ અંતની ચમત્કૃતિ ધ્યાન ખેંચી રહે છે. અલબત્ત—એ ઇલાના વ્યક્તિત્વને એક ઝબકારામાં પ્રગટ કરે છે તે કારણે તે આસ્વાદ્ય બને છે. વાર્તાનાયકે એક દેખાવડી પણ શ્યામ 'ઇલા'ને પત્ની તરીકે પસંદ કરી...ઘરનો દાદર ચડતાં ઉપરના ઓરડામાંથી દાદીમાનો અવાજ તેમણે સાંભળ્યો: 'મારો દેવ જેવો રૂપાળો છોકરો આવી આ કાળી રાત જેવી છોડીને લઈ આવ્યો—કાગડો દહીંથરું લઈ ગયો!'

ઇલાના ચિત્ત ઉપર આ શબ્દોના કેવા પ્રતિભાવ પડ્યા હશે? વાર્તાનાયક ખમિયાણો પડી જાય છે પણ ઇલા આ બાબત એક અક્ષરે ઉચ્ચારતી નથી. અંતે સ્ટેશન ઉપર વળાવવા જતાં નાયક કંઈક કહેવા મથે છે—'ઇલા... !'

એને ત્યાં જ અટકાવી ઇલા કહે છે : 'હું જાણું છું. તમે ક્યારનાય મને દિલાસો આપવા કંઈ કહેવા કરી રહ્યા છો, પણ મને બાના શબ્દોથી ખોટું

'ગુડબાય' વાર્તામાં પણ કથન ફિક્કું બને છે પણ વાર્તાનો ચમત્કારક અંત તેને રૂઢ વાર્તારસિકો માટે કંઈક આસ્વાદ્ય બનાવે છે.

'પાદરીની વહુનો પ્રેમી', 'વાજાં વાગશેને?' 'મુક્તિ અને બંધન', '૯-૯' એ બધી વાર્તાઓમાં એમની આ ચમત્કૃતિની તરકીબ ઝાઝું કામ આપતી નથી. '૯-૯' જેવી વાર્તા તો ચમત્કૃતિને માટે જ ઉપજાવી હોય તેવો ભાસ થાય છે. 'વાજાં વાગશેને?' પણ અપ્રતીતિકરતાનો અનુભવ કરનારી સ્થૂળ ચમત્કૃતિમાં સરી પડતી વાર્તા છે.

'આગંતુક' વાર્તાસંગ્રહમાં વાર્તાની ઘટનાઓ માત્ર પ્રચલિત ગુજરાતી સમાજમાં બનતી ઘટનાઓ નથી. વાર્તાકાર કોઈક વાર વાચકને ચીન સાથેના યુદ્ધના વાતાવરણમાં બરફના ડુંગરમાં ખેંચી જાય છે, કોઈક વાર સ્પેનની લાગણીપ્રધાન પ્રજાની વચમાં તાણી જાય છે. કેટલીક વાર ખ્રિસ્તી સમાજની તસ્વીર પણ તે રજૂ કરે છે અને ક્યારેક અમેરિકન યુનિવર્સિટીના કેમ્પસ ઉપર તે ધ્યાન કેન્દ્રિત કરે છે. ખ્રિસ્તી, ગુજરાતી, અમેરિકન એવા વિવિધ સમાજની ભૂમિકામાં ઘટનાનું નિરૂપણ થાય છે અને તેથી વાતાવરણની એકતાનમાંથી ઊગરી જવાય છે. પરંતુ વાતાવરણ નવીન નિરાળું હોય છે એટલું જ. એ પછી વાર્તાની માવજતમાં કશી નવીનતા વરતાતી નથી.

'સૈનિકનું મૃત્યુ' એ આ સંગ્રહની પહેલી વાર્તા બરફમાં છેલ્લી ઘડીઓ ગણતા સૈનિકની સંવેદનાઓ પ્રગટ કરે છે. લેખક સૈનિકની અવસ્થાનું અને હિમમય વાતાવરણનું ચિત્ર ઠીક ઉપસાવી શક્યા છે. પરંતુ સૈનિકની સ્મૃતિનો સળવળાટ વર્ણવી આખરે લેખક કયો હેતુ બર લાવે છે? સૈનિકને છેલ્લે છેલ્લે, ભૂતકાળમાં મડમ સાથે ગાળેલી સોબત યાદ આવે છે અને તેની શ્વેત જાંઘ મરતા મરતાં પણ સ્મરણમાં આવે છે! આ જ વાર્તાની ફલશ્રુતિ? કે પછી સૈનિકે ચીની અફસરને વીંધી નાખ્યો એમ કહી એ મરણની ધારે સૂતેલા સૈનિકનું ગૌરવ કરવું એ આ વાર્તાનું પ્રયોજન હશે? પરંતુ એ ઘટના પ્રતીતિકર બની શકતી નથી. અને વાર્તાની સમગ્ર અસર રોળાઈ જતી લાગે છે.

ટૂંકી વાર્તામાં તેમને લાઘવનું મૂલ્ય ઝાઝું દેખાતું નથી લાગતું. કેટલીક વાર્તાઓ વિનાકારણ લહેરાય છે. અને સ્વપ્નોનાં વર્ણનો, સ્મૃતિ દ્વારા અતીતનાં ચિત્રો, પાત્રોના વાર્તાલાપો વગેરે ઘણી વાર વાર્તાની આકૃતિને કથળાવે છે. 'ગૃહત્યાગ'નો આરંભ સાવ ફિક્કો લાગે છે. કુંકુમ અને વસંત વચ્ચેનો વાર્તાલાપ લેખકની શૈલીની કચાશ પ્રગટ કરે છે. 'વેરઝેર' વાર્તા પણ એ રીતે 'ત્રુટક'

બની છે. 'મુક્તિ અને બંધન'માં પણ પતિપત્નીની વચ્ચેનો વાર્તાલાપ નાહકનો વિસ્તારાયો છે. 'એ નથી'માં નવલિકા અને નાટકની વચમાં રચના ઝૂલતી રહી ગઈ છે. 'પાદરીની વહુનો પ્રેમી'માં પણ નિરર્થક લંબાણની જ મુશ્કેલી છે! ચપ્પુ સાથે પાદરીની વહુના પ્રેમીનું ખૂન કરવા અચાનક ફૂટી નીકળેલો એલેક, એની પાછળ જ પાદરીનું આગમન, તેનું બોધક પ્રવચન—બધું ફિસ્સું અને કૃત્રિમ લાગે છે.

'સેલ્ફી પંકજમ્'માં કે 'સૈનિકનું મૃત્યુ' જેવી વાર્તામાં લેખકના સુમધુર પ્રવાહી ગદ્યનો જે સુખદ પરિચય થાય છે તે બીજી વાર્તાઓમાં બહુ અલ્પ થાય છે. એકંદરે એમ કહી શકાય કે લેખકની અભિવ્યક્તિ હજી વિકસતી આવે છે. એમનું ગદ્ય હજુ એમની નવલિકાને અનુરૂપ થઈ શકવાની દિશામાં ઘડાતું આવે છે.

વાર્તાકાર ઇવાડેવે 'ચોન્ટી', 'લઉં', 'શોક્ય' જેવી, વાર્તાઓમાં એક માત્રની ઉક્તિ દ્વારા (નાટકમાં 'ભાણ' પ્રકારની જેમ) વાર્તા રચવાનો કીમિયો કર્યો છે. અહીં 'ફ્રિરેફ' સ્મરણમાં આવે છે. પરંતુ પાત્રના ઉદ્ગારો એક જ પ્રકારની દક્ષિણ ગુજરાતની–ઘણી વાર હાળી કોમની બોલીનું સ્મરણ કરાવે છે. 'ચોન્ટી' વાર્તામાં માતાનું આંતરવ્યક્તિત્વ ઠીક ઠીક રીતે બાળકની કાલીઘેલી બોલી દ્વારા લેખકે ઉપસાવ્યું છે. પરંતુ 'બોલી'નો એકધારો પ્રયોગ સાદ્યંત જળવાતો નથી, અને આ પ્રકારની વાર્તાઓમાં બધે આ જ રીતની બોલી લેખકે પ્રયોજી છે તે આરંભમાં નવીનતાને કારણે આકર્ષણ પેદા કરે પણ એનો વધુ પડતો પ્રયોગ નીરસ નીવડે છે.

'ગંભીર–હળવા આદિનો હળવો ગંભીર–અંત' વાર્તા પ્રસંગકથનથી આગળ વધતી નથી. 'એફિજી'માં નિબંધિકાની નજીક આવતી નવલિકા રચવાનો પ્રયોગ છે. પરંતુ એમને આ રીતિ અનુકૂળ નથી તે તરત સમજાઈ જાય છે.'

'આગંતુક' વાર્તાસંગ્રહ સમગ્રપણે ઇવાડેવની વિકસિત કળાને નહીં પણ એમની નવીન ભાત પાડનારી કંઈક વિશિષ્ટ નવલિકા રચવાની અભીપ્સાને–આકાંક્ષાને પ્રગટ કરે છે. લેખકનું ચિત્ત પ્રયોગશીલ છે. જીવનને છેવાડે ઊભેલાં પાત્રોનું નિરૂપણ કેટલીક વાર્તાઓમાં તે સુરેખ કરી શક્યા છે. વાર્તા માટે ઘટનાઓની પસંદગીમાં પણ તે સારું કૌશલ દાખવે છે. નવી નવી ટેકનિક પણ પ્રયોજી શકે તેવો ઉત્સાહ તેમનામાં છે. એટલે એમની વાર્તાઓમાં ક્યારેક દોષો હોવા છતાં એમની શક્તિનો પણ જરૂર આ સંગ્રહમાં પરિચય થાય છે. લેખક પાસેથી જરૂર વધુ સમૃદ્ધ વાર્તાઓ મળી શકે એવો વિશ્વાસ આ સંગ્રહ પ્રેરે છે.

હિમાંશુ વોરાનો વાર્તાસંગ્રહ 'વિઠ્ઠલનું મરણચરિત્ર' તેમાં પ્રગટ થતી લેખકની પ્રયોગશીલતાને કારણે ધ્યાન ખેંચે છે. નાની નાની છવ્વીસ વાર્તાઓમાં તેમણે નવલિકારચનાના વિવિધ પ્રયોગો કર્યા છે. નવલિકાનું સ્વરૂપ કુશળ વાર્તાકારને હાથે કેવાં કેવાં રૂપ ધરી શકે તેની પ્રતીતિ આ સંગ્રહ કરાવે છે. નવલિકાને નવી દિશામાં વાળનારા લેખકોમાં હિમાંશુ વોરાનું પણ સ્થાન છે.

વર્તમાનયુગમાં મનુષ્ય જીવનની અનેક મુસીબતોથી ભીંસાયેલો છે. એની સામે અનેક કૂટ પ્રશ્નો એને ભરખી જવા મોં ફાડી ઊભા છે. એ પ્રશ્નોની ચુંગાલમાંથી છૂટવા-છટકવા માણસ મથામણો કરતો જ રહે છે. એ મથામણ એના સંકુલ વ્યક્તિત્વનાં અનેક પાસાં વ્યક્ત કરે છે. પ્રામાણિક વહેવાર જાણે કે આ જીવનમાં શક્ય જ લાગતો નથી, અને તેથી માનવીને જીવનભર મહોરાં પહેરીને અનેકરૂપે અભિનય કરવો પડે છે. એના સાચા વ્યક્તિત્વને ઢાંકી રાખી માનવ, સંજોગો તકાજો કરે તે પ્રમાણે રૂપ ધારણ કરે છે અને છતાંય અંતે નરી નિષ્ફળતા જ તેને સાંપડે છે. વિષમ પરિસ્થિતિનો પ્રતિકાર કરીકરીને માણસ કાં વૈરાગી બની જાય છે, કાં નફ્ફટ બની રહે છે. નહિતર મૃત્યુ તો એને માટે રાહ જોતું ઊભું હોય છે જ 'વિઠ્ઠલનું મરણચરિત્ર', 'કોરોનરનો ચુકાદો', 'કમાઉ સ્મિત', 'તિરાડ', 'હું હોત તો', '૧૫મી ઑગસ્ટનું સ્વપ્નું' વગેરે વાર્તાઓમાં મુખ્યત્વે લેખકનું આ દૃષ્ટિબિંદુ પ્રગટ થયું છે.

'વિઠ્ઠલનું મરણચરિત્ર' એ શીર્ષક લેખકનો કટાક્ષ સૂચવે છે. જીવનચરિત્ર લખનારા અને લખાવનારા ઘણા છે, પણ વિઠ્ઠલ મરણચરિત્રને લાયક છે. લેખકે સીધીસાદી રીતે વિઠ્ઠલના જીવનનું બયાન રજૂ કર્યું છે. વાર્તામાં નિરૂપાયું છે વિઠ્ઠલનું જીવન, પણ જીવનનો વાઘો પહેરીને આવેલું મૃત્યુ જ ધ્યાનપાત્ર બને છે. વિઠ્ઠલના કંગાલિયતભર્યા જીવનનું ચરિત્ર લખવાનો આડંબર કરતા લેખક સાથેસાથ તો વિઠ્ઠલના મૃત્યુનું જ ચરિત્ર પ્રગટ કરી રહ્યા છે. લેખકનો કટાક્ષ સ્પષ્ટ છે.

'કોરોનરનો ચુકાદો'માં ટી. બી.થી મૃત્યુ પામેલી એક બાઈની કોરોનર દ્વારા થયેલી તપાસનો હેવાલ છે. લેખકે વિવિધ સાક્ષીઓની જુબાની દ્વારા વાર્તા ઉપસાવવા પ્રયાસ કર્યો છે. ડૉક્ટર જેવા શ્રીમંત, શિક્ષિત અને પ્રતિષ્ઠિત માણસથી માંડીને હૉસ્પિટલના નોકર સુધીના બધા જ માણસો જીવનની વિષમ પરિસ્થિતિ આગળ કેવા મૂકેલા છે, કેવા વામણા છે, તેનું ચિત્ર એમાં છે. આ કથા કોઈ પુરુષાર્થની કથા નથી, પણ વાસ્તવદર્શનની કથા છે અને બધી જુબાની પછી 'કોરોનરનો ચુકાદો' ન્યાયના દંભ ઉપર સીધો પ્રકાશ નાખે છે.

'કમાઉ સ્મિત'માં જાહેરખબરનું મોડલ બનેલી એક સ્ત્રીના આત્મકથન દ્વારા વાર્તાને લેખકે સારો ઘાટ આપ્યો છે. જીવન જીવવા માટે, સંઘર્ષમાં ટકી રહેવા માટે, એક યુવતી પોતાના 'સ્મિત'ને કમાણીનું સાધન બનાવે છે. એ 'સ્મિત'ના ગ્રાહકો ના મળે તો જ નવાઈ! પરંતુ કરુણતા તો એ છે કે આ વ્યવસાયમાં ઊંડી ઊંડી ઊતરતી જતી સ્ત્રી અંતે ધૃષ્ટ બની રહે છે. આત્મકથન પછી એનો છેલ્લો પ્રશ્ન : 'તમને મારું સ્મિત ગમે છે?' અત્યંત માર્મિક છે. વાર્તાને અંતે એકાદ માર્મિક વાક્ય કે પ્રશ્ન મૂકી જીવનના કોઈક ગૂઢ મર્મ પર પ્રકાશ નાખવાની લેખકમાં સારી કુશળતા છે. પરંતુ આ કટાક્ષ પાછળ કરુણા છૂપી રહેતી નથી. દ્વિરેફની વાર્તાનું અહીં સ્મરણ થાય છે.

'હું હોત તો'માં એક અપંગ કિશોર હર્ષદની કરુણતા લેખકે સ્ફુટ કરી છે. એ અપંગ છોકરો સ્નેહભરી માવજતના અભાવે ધૃષ્ટ તોફાની બનતો જાય છે. માની અનુકંપા તેના પ્રત્યે છે, પરંતુ તેને સમજવાની કોઈને નવરાશ નથી. એ માર ખાતો ખાતો રીઢો બની જાય છે. ક્યારેક કોઈક તરંગી અવસ્થામાં કોઈક કિશોરી આગળ સેક્સવૃત્તિનું પણ પ્રદર્શન કરી બેસે છે. ખૂબ માર ખાય છે. પરંતુ શિક્ષા એ એનો ઇલાજ નથી, એ કોઈ સમજતું નથી. એક માત્ર એનો પડોશી એના ચિત્તનો ચિકિત્સક છે. એ કિશોરની બાબતમાં એની માતાને સમજાવે છે, પાડોશીઓને મળે છે પણ તે અસહાય છે. એનું કશું નીપજતું નથી. આંખ આગળ એક અપંગ કિશોરની જિંદગી બરબાદ થતી જોઈ તેનો સંવેદનશીલ જીવ વ્યથા અનુભવે છે.

ચા નથી પીવી.
ઑફિસમાં જવાનો અર્થ નથી.
દુનિયા નકામી છે.
હું સાવ નકામો છું.

લેખકે અંતે ઊંધે માથે અકસ્માત્ ગબડી પડતા હર્ષદનું ચિત્ર આપીને કરુણને વધુ ગાઢ બનાવવા કોશિશ કરી છે.

'બનાવ–અણબનાવ' સ્નેહલગ્નથી નવા જ જોડાયેલ એક દંપતીના જીવનમાં ડોકિયું છે. સ્ત્રીનું ચાંચલ્ય અને પતિની અસૂયા એ દંપતીજીવનને બરબાદ કરનારાં તત્ત્વો છે. મંજરી આ તત્ત્વ પામી જઈને, દામ્પત્ય કલહની ધાર પર આવે ત્યાં જ બાજી સુધારી લે છે, અને 'બનાવ–અણબનાવ'ની દ્વિધા ટાળે છે.

'જિંદગીનો સવાલ' પણ નારીજીવનની કરુણતા પર કટાક્ષ છે. ઉષાને સ્તન પર ગાંઠ છે. એની મા એને હૉસ્પિટલમાં ડૉક્ટર પાસે લાવે છે. ડૉક્ટર

કેન્સરનું નિદાન કરે છે. એને પરણવા તૈયાર થયેલો યુવાન સ્વાભાવિક રીતે જ પાછો પડે છે. ઓપરેશન એ ઉષાને માટે જિંદગીનો સવાલ છે. પરંતુ ઉષામાં એક ડૉ. કાપડિયા નામના સજ્જનને રસ છે. એમને ઉષાના કેન્સરના ઓપરેશનની જાણ થાય છે. એ જ વખતે ઉષાની મા તેમને કહે છે: 'તમે તે દિવસે ઉષાની છાતી પરની ગાંઠ વિષે મારુ ધ્યાન દોર્યું'તું એ કેન્સર નીકળ્યું, ને આજે છાતીનું ઓપરેશન કર્યું. તમારી પછી ઉષાએ બીજા કોઈ ઘરાક લીધા નથી ને હવે તો સવાલ જ ક્યાં છે?'

'જિંદગીનો સવાલ' વિષે આ ઉદ્ગારો ઘણું ઘણું કહી જાય છે.

'પડી એક તકરાર'માં પણ જીવનની એક વિષમતાનું ચિત્ર છે. ડોસીની વહુના હાથે ઉપેક્ષા તથા કૂતરાનું લાલનપાલન અને આમાંથી ઉદ્ભવતો સંઘર્ષ એ વાર્તાનું મુખ્ય વસ્તુ છે. પરંતુ ડોસી ઝેર પાઈને અંતે કૂતરાને મારી નાખે છે. એ પરિસ્થિતિ સ્વાભાવિક ક્રમમાં ગોઠવાતી નથી. લેખક પક્ષે કંઈક તાલમેલનો વહેમ પડે છે. 'વૈરાગ્ય'માં પણ એમ. બી. બી. એસ.માં ભણતી એક યુવતીને પ્રોફેસર-ડૉક્ટર ખોટાં-મોટાં વચનો આપી પરણે છે અને તેની સમગ્ર કારકિર્દીને ખતમ કરી નાખે છે, એ મુખ્ય વસ્તુ છે. પરંતુ વાર્તા બરાબર કહેવાઈ નથી. કથનશૈલી ફિસ્સી બની છે. વાર્તાનો આરંભ કંઈક કૃત્રિમ લાગે છે.

'પ્રગતિ'માં ભૌતિક સુખને માર્ગે વળેલા અરુણ અને ગાંધીવાદી કાર્યકર પ્રવીણ વચ્ચેનો contrast છે. અરુણ પ્રવીણને વિવેકપૂર્વક પૂછે છે કે, 'અચાનક મુંબઈ આવવાનું થયું?' 'હા, હું તો અચાનક આવ્યો, પણ તું તો મારી બાજુ કોઈ વાર નહિ આવે ને?' પ્રવીણે સામો સવાલ કર્યો.

'ત્યાંથી અહીં આવી શકાય, પણ આ બાજુથી એ બાજુ આવવું બહુ મુશ્કેલ છે.' અરુણે કહ્યું. અરુણના આ છેલ્લા વિધાનની માર્મિકતા ઉપર જ વાર્તાની સમગ્ર ઇમારત ટકી છે.

'તિરાડ'માં મધ્યમવર્ગના એક સાધારણ માણસના-પંકજના જીવનમાં નીતિ અને અનીતિ વચ્ચેનો સંઘર્ષ છે. અરીસાની તિરાડના પ્રતીક દ્વારા વાર્તાકારે ખંડિતતાને સફળપણે સ્ફુટ કરી છે. અંતે પંકજ લાચાર બને છે. લાંચ સ્વીકારે છે. એની પત્ની લતાની વ્યવહારકુશળતા જીતે છે. પંકજ પોતાના પરાજયનો સ્વીકાર બહુ માર્મિક રીતે વાર્તાના અંતભાગમાં કરે છે: 'અમને સાંધવા માટે તિરાડની જરૂર નથી. અમે પણ એક અને અખંડિત જ છીએ.'

એમના અરીમાની નિગઃ ગર્ઈ-સાંચના પ્રતાપે. બંનેનું દામ્પત્ય અખંડ કરી આપનારું તત્ત્વ તે સાંચ (પ્રેઝન્ટ !)

'કિલનર'માં મોટરકારમાં, ગેરની ગેરહાજરીમાં નિદ્રા માણવા આવતી ગધાની 'વિચિત્ર' અવસ્થાનું લેખકે આત્યંતિક કહી શકાય તેવું ચિત્ર સૂચન દ્વારા પ્રગટ કર્યું છે, પણ તે પ્રતીતિકર નીવડે તેમ નથી. ઇષ્ટ પરિણામ આણવા લેખકને કિલનર મારુતિને કુદરતી હાજતે વિદાય કરવો પડ્યો છે!

'પંદરમી ઑગસ્ટનું સ્વપ્ન' એ વાર્તા બનતી નથી, એક કથાણિકા જેવી રચના બની રહે છે. છેલ્લી વાર્તા 'ટમાગ'માં એક પરિણીત યુવતી સુમનના અંતરમનમાં સૂતેલી જાતીય વાસનાને લેખકે સ્ફુટ કરી છે. સુમનના ચંચલ વ્યક્તિત્વનો થોડીશી ઘટના દ્વારા પણ સારો એવો પરિચય મળી રહે છે.

વાર્તાકાર રિમાંશુ વોરાએ જીવનમાંથી અને જગતમાંથી ચિત્રવિચિત્ર પરિસ્થિતિ ઝડપી છે. માનવ વ્યક્તિત્વનાં વિવિધ પાસાં એ પરિસ્થિતિના સંદર્ભમાં પ્રગટ કર્યાં છે. એમની પાસે વેધક દૃષ્ટિ છે, માનવજીવનનો કરુણ એક ઝબકારામાં પ્રગટ કરવાની કુશળતા છે. વાર્તાને વિવિધ આકાર આપવાની કલા પણ તેમનામાં છે. એમની આ કલાશક્તિનું આપણે અભિવાદન કરીએ.

'આંસુ અને ચાંદરણું'માં પરંપરાથી જુદા ચાતરીને નવી રીતિ, નવાં પ્રતીક અને નવા ભાવ-દર્શન દ્વારા શ્રી રાધેશ્યામ શર્માએ પ્રથમ વાર પોતાના પ્રયોગશીલ માનસનો પરિચય કરાવેલો. એ પછી 'ફેરો'–નોવેલેટ–દ્વારા અંતશ્ચેતના-પ્રવાહની દિશામાં તેમના પ્રયોગે ઠીક ઠીક રસ જાગ્રત કર્યો. એ જ લેખક હવે **'બિચારાં'** વાર્તાસંગ્રહ રજૂ કરીને નવલિકાક્ષેત્રે નવીન પ્રયોગોમાં પોતાના જીવંત રસની પ્રતીતિ કરાવે છે.

ત્રણ જુદાં સાહિત્યસ્વરૂપોનું એમણે કરેલું ખેડાણ જોતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે તેમના ચિત્ત પર પશ્ચિમના—વિશેષે કરીને ફ્રાન્સ અને અમેરિકાના નવી ધાટીએ લખનારા લેખકોની પ્રબળ અસર છે. 'આંસુ અને ચાંદરણું'માં આવતાં કલ્પનો, અછાંદસ પ્રયોગો, વિચારની નવીનતા વગેરે આ અસરનો સહેજે અણસારો આપશે. 'ફેરો'નું લઘુ નવલરૂપ, તેમાં આગગાડીના પૈડાનો ગોળ ફેરો, ધૂમ્રવલય જેવાં ભાવપ્રતીકો, ચિત્તની ભીતરમાં ઊંડે વહેતા પ્રવાહનું નિરૂપણ, કથાનો અંત–આ બધાં લક્ષણો પણ એમની પરના પશ્ચિમી સાહિત્યના પ્રભાવની શાખ પૂરશે. શર્મા પાસે ગદ્યની એક વિશિષ્ટ છટા છે, નવા પ્રયોગો માટેનું ઉત્સાહી માનસ છે, નવી દિશામાં પ્રયાણ માટેની સજ્જતા છે, અને એમનું

ચિત્ત કવિતામાં પણ ઝબકોળાયેલું છે. આવા એક સજ્જ લેખકની કોઈ પણ કૃતિ ચિકિત્સા માટે રસનો વિષય થઈ પડે.

'બિચારાં' એ સંગ્રહમાં બે વસ્તુ વિશેષ ધ્યાન ખેંચશે. લેખકની દૃષ્ટિ અને સૃષ્ટિ. શ્રી શર્માની કલાકાર તરીકેની દૃષ્ટિ એક દરે cynicism પ્રગટ કરનારી લાગે છે. બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપની પ્રજામાં જિંદગી વિશે ઘેરી વિફલતાની વૃત્તિ જન્મી અને વિકસી. ઈશ્વરમાંથી અને ધર્મમાંથી તેમની શ્રદ્ધા સમૂળગી ઊડી ગઈ. વિરાટ વિશ્વમાં માનવના અત્યંત વામણાપણાની તેમને તીવ્ર પ્રતીતિ થઈ. વિજ્ઞાન અને માનસશાસ્ત્રના વિકાસે સમસ્ત પ્રજાના ચિત્તમાં અનેકવિધ ઘેરાં વમળો પેદા કર્યાં. આ બધાંમાંથી જે ઘોર નિરાશા અથવા તીવ્ર વક્રતા જન્મી તે. સાહિત્ય દ્વારા પ્રગટ થવા માંડી એ સાહિત્યનો પ્રવાહ-પ્રભાવ છેલ્લા બે-અઢી દાયકામાં આપણે ત્યાં પણ વહી આવ્યો. આપણી નવીન પેઢીના ઘણા લેખકોની દૃષ્ટિ આ પ્રવાહથી ઘડાઈ છે. નિઃપણની બાબતમાં પણ એની અસર છૂપી નથી.

પરંતુ કલાકારની દૃષ્ટિ ગમે તે પરિબળોથી ઘડાઈ હોય તે પ્રશ્ન નથી. પ્રશ્ન એ છે કે કલાકારે પ્રગટ કરેલી પોતાની દૃષ્ટિ અથવા ફિલસૂફી સચ્ચાઈનો રણકો સંભળાવે છે કે નહિ.

'બિચારાં'ની કેટલીક વાર્તાઓમાં કલાકારની સાચી અનુભૂતિનો રણકો અવશ્ય સંભળાય છે. 'સળિયા' અને 'વાડીનું ભૂત' જેવી વાર્તાઓ એ રીતે યશસ્વી બની રહે છે. વાર્તાસંગ્રહનું લેખકે યોજેલું 'બિચારાં' શીર્ષક જો એમણે એમની સંગ્રહના અંત ભાગે આવતી 'બિચારાં' વાર્તાને વિશિષ્ટ મહત્ત્વની ગણીને યોજ્યું હોય તો ભલે, પણ એ વાર્તા લેખકના ફેશનપરસ્તીની નિદર્શક બની રહે છે. એ વાર્તા, વાર્તા બનતી નથી તેમ છતાં એક દૃષ્ટિએ સંગ્રહનું શીર્ષક 'બિચારાં' યથાર્થ છે. આ સંગ્રહની ઘણીખરી વાર્તાઓમાં પાત્રો જીવનથી દાઝેલાં, જીવનની ધાર પર ઊભીને તાર સ્વરે પોકાર કરતાં અથવા જીવનની ભયંકર ભીંસમાં સપડાયેલા, કશું પણ કરી શકવા માટે અસમર્થ, અસહાય એવાં પાંખ વિનાના 'બિચારા' છે 'બિચારા' એ આ સંગ્રહમાં એક પેટર્ન બની રહે છે. 'સળિયા'માં ત્રણ ત્રણ સંતાનોની મા થયા પછી, ડૉક્ટર પતિથી વિના કસુર ત્યજાયેલી જીવનની ધારે ઊભેલી સવિતા, 'વાડીનું ભૂત'માં સનાતન રૂઢિ અને સુધારા વચ્ચેની તીવ્ર બીસમા રહે સાઈ મનના ઊંડી ઊર્મિઓને છેક સુધી મનમાં ભંડારી રાખવા નિષ્ફળપણે મથતો હેમતલાલ તરવાડી, 'લાઈટસ ઑફ'મા જાતીય વૃત્તિના વમળમા ફસાઈ પડેલો પ્રોફેસર હૃષિકેશ,

'મધ્યકાલીન મણિલાલ'માં ફરમાણિયા વૃત્તિમાં ફસાયેલો મણિલાલ, 'જીવનનો આનંદ'માં ત્રણ સંતાનોને મેલીને મુસલમાન સાથે ભાગી ગયેલી સ્ત્રીના કારણે જીવન હારી બેઠેલો જુવાન, 'ઝંખના'માં પુત્રજન્મની તીવ્ર ઝંખનાવાળા શેઠ મનસુખલાલ, 'બેકાર લાંબા ઓરડામાંથી' એ વાર્તામાં પત્નીના ચારિત્ર્ય વિશે તીવ્ર દ્વિધામાં અપડાતો, આશાની ટોચ પરથી નિરાશાની તળેટીમાં ગબડતો નવજુવાન–આ બધાં એક યા બીજી રીતે બિચારાં છે. અંકુશ જીવનના એકાદ વમળ–વર્તુલમાં એ એવાં ભેરવાઈ પડ્યાં છે કે એ નથી તરી શકતાં, નથી મરી શકતાં. વિધાતાની વિચિત્ર વક્ર યોજના વ્યક્તિને સંજોગોના એવા ચકરાવે ચડાવી દે છે કે એમાંથી બહાર નીકળવું જ મુશ્કેલ બની રહે છે. સંગ્રહની વાર્તાઓમાં લેખકનો આ જ ભાવ તાર સ્વરે પ્રગટતો દેખાય છે. અને આ બધાં પાત્રો એક વર્ગનાં નથી. કોઈ શેઠ છે, કોઈ માસ્તર છે, તો કોઈક ત્યકતા છે, કોઈક વિધવા. પણ બધાં જ જીવનની ભૂલભુલામણીમાં ક્યાંક ને ક્યાંક ફસાયેલાં છે. એમની પાંખ ભેરવાઈ પડી છે—ઊડી શકતાં નથી. જીવનમાં આવતી આ લાચારી, અસહાયતા લેખકે કેટલીક વાર્તાઓમાં કલાત્મક રીતે નિરૂપી છે.

'મળિયા' વાર્તામાં મળિયાનો ઓથાર સમગ્ર વાર્તામાં પથરાયેલો છે અને વિવિધ ભાવોનું પ્રતીક બનીને એ મળિયા જશોદાની આંતરવેદના, એના બિચારા જીવનની કરુણતા સબળ રીતે–અફળ રીતે સૂચવી જાય છે. ટૂંકી વાર્તામાં પાત્રનું સંવિધાન કરવું એ કપરી કળા છે. પાત્રનું માનસચિત્ર લાઘવથી ઉચિત રીતે પ્રગટ કરવામાં નવલિકાકારની કસોટી છે. અહીં જશોદાના જીવનની સમસ્ત વેદનાને વ્યક્ત કરવા માટે વાર્તાકારે મળિયા, દીવડો, કીચુડ કીચુડ અવાજ કરતો હડો, સમળી અને ચૂથાયેલો ઉંદર વગેરે પ્રતીકોની સહાય તો લીધી જ છે; ઉપરાંત જશોદાની તીક્ષ્ણ સંવેદના બે પ્રસંગે વ્યક્ત થાય છે તે સવિતાના સમગ્ર આંતર-જગતને પ્રકાશિત કરી મૂકે છે. એક તો : 'આ સૂર્યાએ જ એક વાર એના ભાઈને રીક્ષામાં જતા રહેતા રોકી રાખ્યા હતા. એ વળગી ના પડ્યો હોત તો એ વખતે જ જતા રહ્યા હોત પણ તોય...'

અને બીજી વાર :–'પણ પાછું એને સાંભરી આવ્યું કે પેથીએ કોઈ અજાણ્યા સ્ટેશનથી લખેલું કે દાક્તરે મને નહિ પણ હું દાક્તરને ભગાડી ગઈ છું, ત્યારે એ અન્યમનસ્ક થઈ ગઈ. પોતે તો પેપરમાંય છપાવી નાખ્યું અને પોતાની ફરિયાદ પણ દાખલ કરાવવા ઇચ્છતી હતી જ્યારે પેથીએ તો...'

'વાડીનું ભૂત'માં હેમંત નગવાડીના જીવનની છેલ્લી ક્ષણોએ તાર સ્વરે એ

પોતાની ઊર્મિઓનું 'કેથાર્સિસ સાધે છે તે ક્ષણો તરવાડીના સમસ્ત આંતરચિત્તને અભિવ્યક્ત કરી દે છે.

'......ને હિંમતલાલે પોતાની સમગ્ર શક્તિ વાપરીને પેલી નિસરણી પર સાચવીને ચડવા માંડ્યું. ત્રણ...ચાર પગથિયાં માંડ ચડ્યા હશે ત્યાં તો ઉધરસનો હુમલો. થોડી વાર અટકીને ઊભા રહ્યા. ફરી પાછી ચડવાની શરૂઆત કરી ત્યાં વચમાં એક ઉધરસનું ઠૂસકું...તે જ્યારે પૂરેપૂરા ચડી ગયા ને એમણે નીચે વાડીમાં નજર કરી તો અંદર સળગતી પેટ્રોમેક્સની બત્તીઓ ગોળ ગોળ ફરતી મશાલો જેવી લાગી! તોય બને તેટલા મોટા અવાજે ઉપર ઊભે ઊભે તે બોલ્યા. 'એય નાનડિયાઓ! સાંભળો, ચણાના લોટને પલાળી મસાલાવાળા પાણી સાથે દાળ વગેરે ભેગું કરી દાળના રગાળા નીચે સાંઠીઓથી દેવતા પેટાવી...ઝટ ઉકાળી નાંખો, કોઈને ખબર નહિ પડે.'

'ચર્ચબેલ' એક રસપ્રદ નીવડે તેવી પ્રતીકાત્મક કથા છે. માલિસઘર તરફ જતા રસ્તામાં ચર્ચબેલના ટકોરા નાયકના ચિત્તમાં અનેક સંવેદનો–સ્મરણો જગવે છે; અને માલિસઘરમાં પહોંચ્યા... ત્યાં... અચાનક વર્તમાનપત્રમાં વાંચ્યું : "અમેરિકાના પ્રેસિડેન્ટ કેનેડીનું ખૂન!' ચર્ચબેલનો કેનેડીના ખૂન સાથેનો સંદર્ભ કલાત્મક રીતે ગોઠવાઈ જાય છે.

'ટપકાનું તળાવ'માં નિશાળના માસ્તરની ડાયાબિટીસ વિશેની ભ્રમણા અને વિમાસણનું નિરૂપણ આસ્વાદ્ય બની રહે છે; પરંતુ વાર્તાનો અંત 'ઓ હેન્રી'ની ચમત્કારક અંતવાળી વાર્તાની યાદ આપે છે. આ પ્રકારની વાર્તાઓ પણ ઠીક ઠીક છે. 'નૂતનવર્ષાભિનંદન'માં કાર્ડ વેચનારા છોકરા પાસે છેવટે એક જ કાર્ડ બાકી રહે છે અને એ કાર્ડ પર તે છોકરો રાંટા અક્ષરે બાપનું નામ અને મુકામ સાબરમતી જેલ લખી નાંખે છે. આ પ્રકારની ચમત્કારકતા વાચકોને હવે કોઠે પડી ગઈ છે.

'સાખ પાડોશી'માં પણ પત્નીની દલાલી કરના ઈશ્વર દ્વારા વાર્તાકારે ચોટ ઉપજાવવાનો કીમિયો કર્યો છે. 'બે કાર લાંબા બોગદામાંથી' એ વાર્તામાં પત્ની લીલી પ્રત્યે શંકાથી રિબાતા પતિની ક્ષણોનો ચિતાર રસપ્રદ છે. પરંતુ ઘેર પહોંચ્યા પછી લીલીનો પોતાના પરનો વિશ્વાસપ્રેરક પત્ર વાંચ્યા પછી એનો લીલી પ્રત્યે પ્રેમ ઉભરાવા માંડે છે તે જ ક્ષણોમાં લીલી સ્વપ્નમાં એના પ્રેમી સાથે પ્રલાપ કરે છે તે પરિસ્થિતિ પ્રતીતિજનક નીવડતી નથી અને વાર્તા સસ્તી ચમત્કૃતિમાં સરી પડી છે.

'અંજલિ' માત્ર ચમત્કાર કિસ્સો બની રહે છે—વાર્તા નહિ. 'ઉની ઉની માછલીને છોકરાનું શાક', 'બિચારાં' જેવી વાર્તાઓ લેખકને આધુનિક વાર્તાલેખનરીતિના પ્રવાહમાં તાણી જતી લાગે છે. નવી ટેકનિક અજમાવવાનો એમાં પ્રયાસ છે—પણ કથા ચંપાઈ ગઈ છે.

આમ સમગ્રપણે 'બિચારાં' વાર્તાસંગ્રહ તપાસતાં એટલું સ્પષ્ટ થાય છે કે લેખક જ્યાં સભાનપણે ટેકનિકની અજમાયશમાં સપડાયા છે ત્યાં તે કલાકાર મટી ફેશનપરસ્ત બની ગયા છે. પરંતુ 'સળિયા', 'વાડીનું ભૂત' જેવી વાર્તાઓમાં આધુનિકતાનો મોહ ત્યજીને જ્યાં તેમણે કથા અનાયાસે રજૂ કરી છે ત્યાં તેમની કળા શોભી ઊઠી છે.

વિવેચક શ્રી યશવંત શુક્લનો મત અહીં ઉતારીએ: "શ્રી રાધેશ્યામ શર્મા આપણા એક આશાસ્પદ વિવેચક અને પોતાની આગવી ગદ્યશૈલીના નિર્માતા છે; પણ આ વાર્તાઓમાં કલાકાર આધુનિકતાની અને વિવેચકત્વની અપેક્ષાઓના બોજ હેઠળ ચંપાયેલો લાગે છે. તેમ છતાં આયોજન પરત્વે લગભગ પરંપરાગત કહી શકાય એવી કેટલીક વાર્તાઓ જીવનના જૂના તેમ જ નવા પણ એકંદરે ઓછા ખેડાયેલા વ્યવહારોની માવજત કરે છે ત્યારે એમની વાર્તાકલા ખીલી ઊઠે છે. 'સળિયા', 'ટપકાનું તળાવ', 'મધ્યકાલીન મણિલાલ' અને 'વાડીલાલનું ભૂત' એ પ્રકારની વાર્તાઓ છે. એમાં સંવેદના, પાત્રત્વ અને પરિસ્થિતિનું અદ્‌ભુત રસાયણ થયેલું જોવા મળે છે. 'હાથીપગો', 'છેદનરેખા', 'સર્પવેલ' એ વાર્તાઓ સંવેદનબધિરતાની સંવેદના ઝિલાવે છે. તો આમાં સંગ્રહને જેનું નામ મળ્યું છે તે 'બિચારાં' અને 'ઊની ઊની માછલીને છોકરાનું શાક' આયોજનચાતુરી છતાં ભાવકને સ્પર્શી શકતી નથી."

શ્રી પન્નાલાલ પટેલની નવલિકાકાર તરીકેની ખ્યાતિ મુખ્યત્વે એ સંગ્રહો પર છે: 'સુખદુખના સાથી' અને 'વાત્રકને કાંઠે' એ પછીના સંગ્રહોમાં પન્નાલાલની જૂની રીતરસમનાં જ ફિક્કાં અનુકરણ છે. આ વર્ષે પ્રગટ થયેલો તેમનો વાર્તાસંગ્રહ 'વટનો કટકો' એમની આથમી ચૂકેલી વાર્તાકળાની પ્રતીતિ કરાવે છે. નાનકડા વિચારબિંદુને ફુલાવીને રચેલી ઘટના, અમુક વિચારને પ્રગટ કરવા માટે જ ઊભી કરેલી વાર્તા, કેટલીક વાર જૂની વાર્તાઓની ઢબે જ પણ ઓછા કૌશલ્યથી આલેખાયેલાં પાત્રોનાં મંચનો, ક્યાંક સ્થૂલ રોમાંચક ઘટનાની ભરમાર—આ બધી મર્યાદાઓ આ સંગ્રહમાં તરત ધ્યાન ખેંચે છે.

સંગ્રહનું જેના પરથી તેમણે શીર્ષક પ્રયોજ્યું છે તે 'વટનો કટકો' વાર્તા મધ્યયુગીન રોમાન્સથી કશું જ વિશેષ નથી. તાણીતૂસીને મેળવેલી ઘટનાઓ

અને શૌર્યની ભાવનાનાં આભાસી ચિત્રો પ્રાથમિક કક્ષાની રુચિ ધરવનારને પણ બહુ સંતોષે તેવાં નથી. સંગ્રહની એ એક ફિસ્સી વાર્તા છે. સંગ્રહની પહેલી વાર્તા 'ગરમાગરમ આઇસ્ક્રીમ'માં ગામડેથી આવેલા કાકા–ભત્રીજાની આઇસ્ક્રીમ ખાવાની ઝંખનાની આપવીતી છે. બળબળતા બપોરમાં ઉઘાડા પગે ફરેલા પડે છે ને એમાંથી 'ગરમાગરમ આઇસ્ક્રીમ'નું શીર્ષક પ્રયોજાય છે. નાની–શી ઘટનાને મલાવીમલાવીને વાર્તાકારે રજૂ કરી છે. 'કાશીમાની કૂતરી'માં કાશીમાનું પાત્ર અને એમનું અંતિમ પરિવર્તન ભાગ્યે જ અસરકારક નીવડતું લાગે. 'ડંગલ પુરાણ' એ મિત્રોના પત્ની બદલવાના એક તુક્કા પર રચાયેલી અસંભવિતતાની સીમા પર પહોંચેલી કથા છે. 'નવ્વાણુના ફેરમાં' પણ અત્યુક્તિભરી ઘટના પર અવલંબેલી કથા છે. 'કમ્બખ્તાનનાં હાડપિંજરો' મોપાસાંની એક સુંદર કૃતિને મચડીને ઊભી કરેલી નબળી રચના છે. 'પોપટિયુ'માં રાવજીનુ મનોમંથન પૂર્વેની પન્નાલાલની વાર્તાનાં પાત્રોનુ જ સ્મરણ કરાવે છે અને જે ઝડપથી ઘટનાઓ બનવા માંડે છે તે ભાગ્યે જ મનમાં જચે તેમ છે. 'જીકારો' વાર્તા એકાદ પ્રસંગચિત્રથી વિશેષ આગળ વધતી નથી. 'અમર મૃત્યુ'માં પણ મુખીનુ પરિવર્તન આકસ્મિક લાગે છે. સમગ્રપણે જોતાં **'વટનો કટકો'** પન્નાલાલના વાર્તાકાર તરીકેના યશમાં કશો જ ઉમેરો કરી શકે તેમ નથી.

**'ફજેત ફાળકો'** એ શ્રી જયવંત દળવીની હાસ્યરસિક વાર્તાઓનો સંગ્રહ છે. તેનો ગુજરાતી અનુવાદ શ્રી મયૂરકે કરેલો છે. શ્રી દળવીમાં હાસ્યરસ નિષ્પન્ન કરવાની નૈસર્ગિક શક્તિ છે. હાસ્ય નિષ્પન્ન થાય તેવી પરિસ્થિતિ અને તેવાં પાત્રો પર તેમની નજર તરત પડે છે. સમાજમાં વારવાર ઉપેક્ષાપાત્ર બનતા મહેતાજી, વેદિયો, કવિ, ચોવટિયો–વગેરે પાત્રોની લાક્ષણિકતાઓથી લેખક સુમાહિતગાર દેખાય છે. તેમની વાર્તાઓમાં આ પ્રકારનાં પાત્રો હાસ્યનુ આલંબન બને છે. આપણા સમાજજીવનમાં ચાલતા દંભ અને મિથ્યાચારો પણ તેમની કટાક્ષકલાનો વિષય બને છે. પરંતુ શ્રી દળવીનુ હાસ્ય મોટે ભાગે પરિસ્થિતિ-જન્ય છે. સૂક્ષ્મ બુદ્ધિજન્ય હાસ્ય એમના આ સંગ્રહમાં ઓછુ સાંપડે છે. 'કશા સાઠી ? પોટા સાઠી' વાર્તા તપાસીએ તો તેમાં રેલવેની મુસાફરી કરવા નીકળનાર કુટુંબનો રઘવાટ અને રઘવાટમાંથી નીપજતા છબરડાનુ જ મુખ્યત્વે ચિત્રણ છે. પરિસ્થિતિનાં હાસ્યરસિક વર્ણન આપવાનુ કૌશલ શ્રી દળવીમાં પ્રશસ્ય છે. અને વાચકને ખડખડાટ હસાવી મૂકે તેવો મનુષ્યનો વિલક્ષણ વહેવાર

તેઓ આસાનીથી નિરૂપે છે 'ગણપતિ ઉત્સવ'મા હાસ્ય પરિસ્થિતિજન્ય તો છે જ, પરંતુ સેવારામ ભૂળના સભ્યો મેવાને કેવી વગાવી ખાય છે તેના પર માર્મિક કટાક્ષ પણ છે 'બાળાસાની ડાયરી' નીનિમાન ટોવાનો દભ કરનાર વર્ગ પર ચાબુક વીંઝે છે 'મારી મહેતાગીરી'મા નિશાળના એક મહેતાજી વેદિયાપણાને કારણે કેવા બેવકૂફ અને મૂરખ ઠરે છે તેનો ખડખડાટ હસાવે તેવો ચિતાર છે

શ્રી દળવી આપણા 'ગર્ગ પેઢીના મસ્તફકીર'ની હરોળના લેખક છે મસ્તફકીરમા ઠઠ્ઠા-ચિત્રો આલેખવાની તેમ જ સ્થૂળ હાસ્ય નિષ્પન્ન કરે તેવી ઘટનાઓ નિરૂપવાની હથોટી હતી 'બ્રોડ હ્યુમર' નિષ્પન્ન કરવામા તેમનુ આગવુ કૌશલ હતું શ્રી દળવીની વાર્તાઓ એ રીતે 'મસ્તફકીર'ની કળાનુ સ્મરણ કરાવે છે

શ્રી દળવીની વાર્તામા જે ઝુરેતી છે તે એ કે વાર્તા વધુ પડતી લંબાઈ જવાને કારણે એની અસર રોળાઈ જાય છે શ્રી દળવીની વાર્તાઓ આકૃતિની દૃષ્ટિએ શિથિલ બની રહે છે એમની 'કેશા સારી' પોટા સારી 'સ્થૂળ હાસ્યની એક નમૂનેદાર વાર્તા છે પરંતુ એ ખૂબ પથરાટને કારણે પાણી પડે છે ખરુ જોતા એમા એક નહિ પણ બે વાર્તા સમાઈ ગઈ છે

ચપન ભોજન', 'મારી મહેતાગીરી' વગેરેમા વર્ણન કથનમા અત્યુક્તિ, દોષ બની જાય ત્યા સુધી લેખક તે ખેચી ગયા છે

શ્રી મયૂરનો અનુવાદ રસળતો છે

શ્રી દળવીનો બીજો વાર્તાસગ્રહ '**દુનિયા આતર-ભીતર**' નામથી પ્રગટ થયો છે 'દુનિયા' એ શ્રી દળવીનો માનીતો શબ્દ છે એમના સગ્રહોના શીર્ષકોમાં ઘણુખરુ 'દુનિયા' દેખાશે 'દુનિયા આતર-ભીતર' પ્રતીકાત્મક શીર્ષક છે બહારની દુનિયા-વાસ્તવિક વહેવારજગત એક પ્રકારનુ છે માનવી સભ્યતા શિષ્ટાચાર ઇત્યાદિનો ઓપ લગાવીને બહારની દુનિયામા વર્તે છે પરંતુ અતરની-ભીતરની દુનિયા નિરાળી જ છે માનવીની એ અગમ્ય દુનિયા ખૂબ સકુલ છે, પણ એનુ સાચુ વ્યક્તિત્વ અતરની સૃષ્ટિમા ગોપિત છે બહારની દુનિયામા તો

બહારની દુનિયા કેવી બદલાઈ રહી છે તેનો અણસારો પણ પામ્યા વિના આ વૃદ્ધાઓ ફરીફરીને ભૂતકાળની જાહોજલાલીનાં જ સ્વપ્નચિત્રો જોયા કરે છે. એમને પૌત્ર પરણાવવાની, તેની નવવધૂ જોવાની હોંશ છે. એ પુત્ર કોઈ પારસણ સાથે પરણી ચૂક્યો છે તે વાતથી તેઓ અજ્ઞાત જ રહી જાય છે. વાર્તાકારે વૃદ્ધાઓ અને પૌત્ર વચ્ચેના સંવાદ દ્વારા બે પેઢી વચ્ચેનો contrast પ્રગટ કર્યો છે.

'દાક્તર' વાર્તામાં પણ પ્રૌઢ વયે એક કદરૂપી બાઈને પત્ની તરીકે લાવેલા દાક્તરના દામ્પત્યનું ચિત્રણ છે. બહારની દુનિયામાં દંપતી તરીકે જીવનારાં આ પતિપત્નીની ભીતરની સૃષ્ટિમાં એકબીજા પ્રત્યે કેવી શંકાની-ઘૃણાની વૃત્તિ છે અને એમનાં ચિત્તમાં આ શંકાને પરિણામે કેવી તરંગલીલા ઊછળી રહે છે તેનું બયાન લેખકે કર્યું છે.

'મૂંગો, બહેરો, પણ' વાર્તામાં મૂંગા, બહેરા અને યુવાનીને ઉંબરે પગ મૂકતા શંભુના ચિત્તમાં ઉશ્કેરાયલી કામવૃત્તિને કારણે મચી રહેતી હલચલનું ઝીણવટભર્યું ચિત્ર છે.

સંગ્રહની એક સમર્થ વાર્તા 'નાગમણિ'માં નાગને જ દંશે મોત મળે તો મોક્ષ માનનારા ગારુડીના જીવનની રોમાંચક કથા છે. 'નાગ ડસવો જ જોઈએ, સર્પપ્રભુએ કરડવું જ પડે, તે વિના સુખે મગવાનું નહિ, મોક્ષ થવાનો નહિ.'-બાપની આ શિખામણ હૈયામાં કોતરી રાખનારો નાગુ સાપ સાથે જીવનભર ખેલ ખેલતો રહે છે. સાપની સોબતમાં જ જીવનનું સુખ શોધે છે. સર્પદંશ માટે વલખે છે. નાગુની પત્ની પણ નાગપંચમી દરમ્યાન ગત થયેલી. એના અંગૂઠે સર્પદંશનું ચિહ્ન હતું. પુત્ર વિનાના નાગુને પત્ની રોજ કહેતી 'આગલે જનમે સાપબાપ માર્યો હશે, તે હત્યાને લીધે જ મને દહાડા રહેતા નથી...' અને નાગુને વસવસો રહી ગયો કે નાગનાથનો વેલો હવે નષ્ટ થવાનો.

નાગુના ચિત્તની ઉત્તેજના, સર્પદંશ મળે તે માટેનું એનું, આત્મમંથન વાર્તાકારે વિવિધ ઘટના, સંકેત, સ્મૃતિચિત્રો દ્વારા કુશળતાથી નિરૂપ્યું છે. નાગનો દંશ પ્રાપ્ત કરવાના નાગુના સર્વ ઉધામા નિષ્ફળ થયા ત્યાં જ એના જીવનમાં નવો વળાંક આવ્યો. સિનેમાવાળાને નાગ સાથે ગારુડીની લડાઈનું દૃશ્ય જોઈતું હતું. પચાસ રૂપિયા જેવી અખલખ રકમ સાંભળીને નાગુએ નાગને દબાવી ગરદન પકડી, 'લીલા' કરવા માંડી ...પરંતુ ઉશ્કેરાટ અને લક્ષ્મીની ઉત્તેજનામાં ચકચૂર બનેલા નાગુએ અકસ્માત નાગની ગરદન વધુ દબાવી દીધી...નાગ મૃત્યુ પામ્યો...

સર્પદંશથી મોટાની વાંછનાવાળા નાગુને હાથે સર્પ–નાગમણિ પોતે જ મૃત્યુ પામ્યો ! આ વિધિકટાક્ષનું કરુણ ચિત્ર લેખક સફળપણે આલેખી શક્યા છે.

વાર્તાકાર દળવી ઘટનાનું આલેખન સમર્થપણે કરી શકે છે. એમની વાર્તાઓ ઘટનાનિરૂપણના સામર્થ્યની બાબતમાં કેટલીક વાર ઓ'હેનરી કે પન્નાલાલની હરોળમાં આવી શકે. ઘટના દ્વારા પાત્રને ઉઠાવ આપવાની તેમની પદ્ધતિ છે. પાત્રોનાં ચિત્તની ભીતરની લીલા આલેખવામાં તેમની શક્તિ પ્રગટ થાય છે.

શ્રી દળવીની વાર્તાકાર તરીકેની મર્યાદા એ છે કે તેમની વાર્તાઓ compact બનતી નથી. ઘટના અને વર્ણનોની ભરમાર તેમની વાર્તાની આકૃતિને કથળાવી નાખે છે અને ચિત્તમાં જે એકત્વની છાપ ઉપસવી જોઈએ તે ઉપસતી નથી. એમના પાત્રચિત્રણમાં પણ અસંગતિ અને અતિચિત્રણ ડોકે છે.

તેમ છતાં સતત રસદાયક નીવડે તેવી ઘટના, જિજ્ઞાસા ઉત્તેજિત રાખવાનું તેમનું કૌશલ અને ચમત્કારક ઘટસ્ફોટને કારણે તેમની વાર્તાઓ 'ઘટનાપ્રધાન' વાર્તાના રસિયાઓને જરૂર આસ્વાદ્ય નીવડશે. આ સંગ્રહમાં તેમણે 'ઝંખના'માં ડાયરીશૈલીનો સાદ્યંત પ્રયોગ કર્યો છે. 'પ્રતિમા નાટક,' નાટકની પેરડીનો પ્રયોગ છે. 'જાદુ : ડિમિયાચાર'માં ટુચકાના સંકલન દ્વારા પાત્ર ઉપસાવવાનો નિષ્ફળ પ્રયાસ છે. 'સંપત્તિની વિપત્તિ'માં હાસ્યકટાક્ષભર્યા પ્રસંગવર્ણન દ્વારા નવલિકા સિદ્ધ કરવાની પદ્ધતિ અજમાવી છે. પરંતુ શ્રી દળવીની સફળતા આ પ્રયોગોમાં દેખાતી નથી. આ સંગ્રહના અનુવાદમાં કેટલાક મરાઠી શબ્દપ્રયોગો અને મરાઠી વાક્યલઢણો વાર્તાના વાતાવરણમાં સુસંગત બનતા નથી. પરંતુ એ દોષ સિવાય અનુવાદ એકંદરે રોચક બની શક્યો છે.

'**લાઇફ લાઇનની બહાર**' એ શીલા રોહેકરની તેર વાર્તાઓનો સંગ્રહ છે. લગભગ બધી જ વાર્તાઓ એક જ ધારીની છે. અતીતમાં બની ચૂકેલી કોઈ ઘટના અંગે એક યુવતીના ચિત્તમાં જાગતાં નૈરાશ્યના, વિહ્વલતાનાં સંવેદનોની આ કથાઓ છે. એમ પણ કહી શકાય કે પ્રેમની વિફલતાના દોરમાં ગૂંથેલા આ સ્મૃતિમણકા છે. *સ્થૂલ ઘટનાના નિરૂપણમાં રાચવાને બદલે બની ચૂકેલી* ઘટનાઓનાં, ચિત્તમાં ઝિલાયેલાં અને ઝિલાતાં સ્પંદનોના આલેખનમાં લેખિકાનો વિશેષ રસ છે. અંતરના મર્મને વેધક રીતે પ્રતીક અગર સંકેતો દ્વારા રજૂ કરવાની પદ્ધતિ આ વાર્તાકારમાં ધ્યાન ખેંચે તેવી છે. 'કોમ્બીનેશન', 'લાઇફ લાઇનની બહાર' જેવી વાર્તાઓ ચિત્તનાં ઝીણાં સ્પંદનોને સફળપણે વ્યક્ત કરી શકી છે.

તેમ છતાં એક જ ધારી, એક જ પદ્ધતિનું અને મુખ્યત્વે અમુક જ નિશ્ચિત ભાવનું નિરૂપણ આ વાર્તાઓમાં હોવાથી તેની એકતાનતા સાલે છે.

નવલિકા 'પર્સનલ એસે' (નિબંધિકા)ની કેવી લગોલગ આવી ગઈ છે તેની પ્રતીતિ આ પ્રકારની કૃતિઓ કરાવે છે.

શિવકુમાર જોશીએ નવલકથા, નાટક અને નવલિકાક્ષેત્રે કલમ અજમાવી છે. એમની નવલકથાઓ સારો એવો લોકાદર પ્રાપ્ત કરી શકી છે, અને એમનાં નાટકોએ પણ એમને સારી નામના અપાવી છે. પરંતુ નવલિકાક્ષેત્રે એમની કલમ ઝાઝી ઝળકી નથી. એમનો આ વર્ષનો એક વાર્તાસંગ્રહ 'કનકકટોરો' નામથી પ્રસિદ્ધ થયો છે. આ સંગ્રહની વાર્તાઓ 'અખંડ આનંદ' માસિકમાં પ્રગટ થઈ ચૂકેલી છે. 'અખંડ આનંદ' વિશિષ્ટપણે ધર્મલક્ષી માસિક છે અને એમાં પ્રગટ થતી રચનાઓ અંગે તેના સંચાલકની એક ચોક્કસ અંકાયેલી નીતિ છે. 'અખંડ આનંદ'માં લખનાર સહેજે અમુક મર્યાદા સ્વીકારી લે છે. લેખક અમુક ચોક્કસ પ્રકારના પ્રયોજનવાળા સામયિક માટે લખતો હોય છે ત્યારે એની કલા પર સહેજે નિયંત્રણ આવી જાય છે.

'કનકકટોરો'માં આ મર્યાદા ધ્યાન ખેંચે છે. વાર્તાઓ મુખ્યત્વે કોઈક ને કોઈક રીતે હેતુલક્ષી બની રહે છે. વાચકોને સહેજે સુગમ સુબોધક નીવડે તેવા પરંપરાગત ઢાંચામાં તે રજૂઆત પામી છે. 'કનકકટોરો', 'તેન ત્યક્તેન', 'છેલ્લો હપ્તો' અને એવી બીજી વાર્તાઓ જીવનનું કોઈ મંગળ સૂચવવા મથે છે.

આ સંગ્રહની વાર્તાઓ શિવકુમારની કોઈ ખાસ શક્તિની પ્રતીતિ કરાવી શકતી નથી. વાર્તામાં ઘટનાઓની શિથિલ ગૂંથણી, પાત્રચિત્રણની અસંગતિઓ, વાર્તામાં નાહક આવતા વિષયાંતરો અને મંગલતાનો ધ્વનિ પ્રગટ કરવાની મથામણ આ બધી ક્ષતિઓ વાર્તાઓને શિથિલ અને કેટલીક વાર કૃત્રિમ બનાવી મૂકે છે. દા. ત., 'સુરેખા' વાર્તામાં સુરેખાનો પતિ સમર મૃત્યુ પામ્યો તે જ દિવસે તેમના ઘરમાં બાળકોનો વાર્તાલાપ અને સુરેખાનું અતિ સ્વસ્થ વર્તન મનમાં ગોઠતું નથી. 'કનકકટોરો' એ પહેલી વાર્તામાં 'ભક્તિ'ની માત્રા વધુ પડતી દેખાઈ આવે છે. નાનીશી ઘટનાને વાર્તાકારે મલાવીમલાવીને વિસ્તારવાનો પ્રયત્ન કર્યો છે. 'પ્રચ્છન્ન નિશ્વાસ'ને લેખક સામાજિક કાર્યકરોના દંભ વિશેની એક કટાક્ષકથા બનાવવા મથ્યા છે પરંતુ તેની રજૂઆત પાંખી પડી ગઈ છે અને મિસિસ સરાવગીનું પાત્ર યોગ્ય રીતે ઊપસી શક્યું નથી. 'છેલ્લો હપ્તો'માં પણ ભાવનાના વધુ પડતા રંગ ઢોળવામાં આવ્યા છે. વાર્તાઓમાં વિષયની કોઈ નવીનતા કે ઘટનાની

ચમત્કારકતા વરતાતી નથી. શિવકુમારની કલમને આ વાર્તાસંગ્રહ યશ આપે તેવો બન્યો નથી.

શ્રી મુરલી ઠાકુર રચિત 'ગિરજા ગોરનો સોટો' ફેશન, ફેમિલી પ્લાનિંગ, સાસુ-વહુના ઝઘડા એવા રોજિંદા વહેવારના પ્રશ્નોની હળવી શૈલીમાં ચર્ચા કરતી વાર્તાઓનો સંગ્રહ છે. ગિરજા ગોરના પાત્રને કેન્દ્રમાં રાખીને આ વાર્તાઓ રચવામાં આવી છે. એમાં આવતા સ્થૂલ હાસ્યને કારણે જેની વાચનરુચિ હજુ ઘડાતી આવે છે તેવા વાચકોને આ વાર્તાઓ રસપ્રદ નીવડશે. તેમાંનાં હળવી શૈલીમાં રજૂ થયેલાં સંભાષણો બોધક અને મનોરંજક નીવડશે. પરંતુ સપાટી પરનું હાસ્ય અને છીછરી ચર્ચાઓ સહૃદયને તૃપ્તિકર નીવડી શકે તેમ નથી.

શ્રી ચંદ્રકાન્ત બક્ષીની 'કેટલીક અમેરિકી વાર્તાઓ' આપણા અનૂદિત નવલિકાસાહિત્યમાં એક સારું ઉમેરણ કરનારો વાર્તાસંગ્રહ છે. શ્રી બક્ષીએ પ્રસ્તાવનામાં ઉચિત રીતે જ કહ્યું છે : 'આ ૧૫ વાર્તાઓ એ "કેટલીક" છે. કઈ બીજી કરતાં વધુ સારી છે તે ન કહી શકાય એટલી સરસ પ્રત્યેક વાર્તા છે. અમેરિકી વાર્તાસાહિત્યના પાયા પૂરનાર એડગર એલન પોથી માંડીને ટ્રુમન કેપોટ જેવા આધુનિક વાર્તાકારની વાર્તા આપતા આ સંગ્રહની વાર્તાઓ અમેરિકી વાર્તાસાહિત્યના ઇતિહાસને અને પ્રગતિને સમજવામાં મદદરૂપ થઈ પડે એવી છે.'

હેન્રી જેમ્સની 'The Real Thing'નો 'અસલી ચીજ' નામથી અનૂદિત થયેલી એકાદ વાર્તા જોવાથી પણ શ્રી બક્ષીની મૂળ કથાનો મર્મ પકડવાની શક્તિનો પરિચય મળી રહે છે. અનુવાદમાં ઝલ્લાહટ, કિલકિલાટ, ઘૂઘનાળા, પર્નો, મટિયાલી અને એવા બીજા ઘણા ગુજરાતી ભાષામાં અપરિચિત શબ્દો છે, પણ બક્ષીની વાર્તાશૈલીથી ટેવાયેલા વાચકોને એમાં કશી વિચિત્રતા ભાગ્યે જ લાગે. ગુજરાતી, અંગ્રેજી, હિંદી એમ વિવિધ ભાષાના શબ્દોથી વિચિત્ર ઢંગ ધારણ કરતી શૈલી શ્રી બક્ષીને માફક આવી ગઈ છે. અલબત્ત, એ એમના શબ્દભંડોળની મર્યાદાની સૂચક છે.

એમની શૈલીની આ વિચિત્રતા છતાં સમગ્રપણે વાર્તાઓ જરૂર આસ્વાદ્ય નીવડે તેવી છે. ગુજરાતી નવલિકાસાહિત્યને આવી ઉચ્ચ કોટિની અમેરિકી નવલિકાઓથી સમૃદ્ધ કરવા બદલ તેમને અભિનંદન ઘટે છે.

શ્રી વિનોદ જાનીની વાર્તાઓનો 'કાટમાળ' સંગ્રહ માનવજીવનના પાયામાં રહેલી વિવિધ વૃત્તિઓમાંથી જાતીય વૃત્તિના જ આલેખન પ્રત્યેની તેમની રુચિ પ્રગટ કરે છે. કામવાસના એ મનુષ્યના અંતરમાં પડેલી એક પ્રબળ વૃત્તિ છે

અને એ વૃત્તિ માણસને જો તે જાગ્રત ન હોય તો ગમે ત્યાં ફંગોળી દે છે એ હકીકત છે. શ્રી જાનીએ આ સંગ્રહની મોટા ભાગની વાર્તાઓમાં કામવૃત્તિનું એ પ્રાબલ્ય દર્શાવ્યું છે. કામવાસનાનું પ્રાબલ્ય જગતમાં – મનુષ્યમાં છે એ વાતનો સ્વીકાર કર્યા પછી બીજી પણ એક હકીકત લક્ષમાં લેવાની રહે છે અને તે એ કે કામવૃત્તિનો સંયમ કેળવી મનુષ્યને છાજે તેવો પુરુષાર્થ કરી આત્મવિકાસ કરનારા માનવીઓ પણ આ જગતમાં છે. પરંતુ એવા પુરુષાર્થની કોઈ વાર્તા આમાં નથી. એટલે લેખકનું ચિત્ર એકાંગી બને છે. વાર્તામાં અંતે ચમત્કૃતિ આણીને વાચકને આશ્ચર્યમૂઢ બનાવવાની શક્તિ એમનામાં છે. પરંતુ ચમત્કૃતિ એ સાધ્ય નથી એ લક્ષમાં રહે. જાતીય વૃત્તિના આલેખનની સમર્થ વાર્તાઓ પશ્ચિમના લોરેન્સ, સાત્ર, કાફકા ઇત્યાદિએ લખી છે. આ પ્રકારની વૃત્તિની સૂક્ષ્મ છણાવટ કરનારી વાર્તાઓ લખાય તે ઇષ્ટ પણ છે. પરંતુ જાતિય વૃત્તિનાં ઊઘાડાં ચિત્રો રજૂ કરીને વાર્તાકારે જો સસ્તા મનોરંજનનો અથવા તો સમાજની નીતિ-મત્તાને ધક્કો મારવાનો જ હેતુ રાખ્યો હોય તો વાર્તાકાર નિશાન ચૂક્યા છે એમ કહેવું પડે. સસ્તા મનોરંજન માટેનાં અનેક ચોપાનિયાં શોખીનો માટે દુર્લભ નથી અને અશ્લીલ ચિત્રોથી પ્રજા છેલ્લા દોઢેક દાયકાથી પરિચિત થઈ ચૂકી છે.

**'વનદેવતા'** એ શ્રી રાજેન્દ્ર અવસ્થીની આદિવાસીઓની વાર્તાઓનો શ્રી ચંદ્રશોભા દેશમુખે કરેલો અનુવાદ છે. આ સંગ્રહમાં દસેક વાર્તાઓ છે. વાર્તાઓમાં આદિવાસીઓનાં લગ્ન, મરણ જેવા અથવા દેવા પેટે અમુકને ત્યાં નોકરી કરવાના 'લમસેના' નામથી પ્રચલિત એવા કેટલાક રિવાજોની ઝાંખી છે. વાર્તામાં પ્રેમનો સંઘર્ષ, લગ્નના ઝઘડા ઇત્યાદિ પ્રચલિત વિષયોનું નિરૂપણ છે. ઘટનાતત્ત્વ અને તેની અંતિમ ચમત્કારકતા એ આ વાર્તાઓનું વિશાળ વાર્તા-રસિકો માટે આકર્ષણ બની શકશે.

આ વાર્તાઓમાં કેટલીક વાર આદિવાસીઓના મુખે અપ્રતીતિકર લાગે તેવી ભાષા કઠે છે.

**'લાગણીનાં ફૂલ'** એ શ્રી જયવદન પટેલનો વાર્તાસંગ્રહ શુદ્ધ કથારસ પીરસે છે. આપણા સમાજમાંથી રોજબરોજના વહેવારમાથી લેખક પ્રચલિત ઘટનાઓ ખોળી લાવે છે અને તે ઘટનાઓની ગૂંથણીમાંથી કોઈક સામાજિક પ્રશ્ન પર પ્રકાશ નાખે છે. વાર્તાકથનની લેખકને સારી હથોટી છે. વાચકને સહેજે આકર્ષક નીવડે તેવી ઘટનાઓ તે યોજે છે. વાર્તારસિકોનું કુતૂહલ સતત ટકાવી રાખવાની પણ તેમનામાં કુશળતા છે અને પાત્રોના ચિત્તની સંવેદના પણ કેટલીક વાર સ–રસ નિરૂપે છે. પાત્રના વર્તમાન જીવનની કોઈ ઘટનાને

વર્ણવવાનો આરંભ કરીને તરત તેના અતીતની કોઈ માર્મિક ઘટનામાં વાચકને દોરી જવો અને એમ Flash back દ્વારા ઘટના નિરૂપી પાત્રના વ્યક્તિત્વ પર પ્રકાશ ફેંકવો એ એમની વાર્તાકલાની મુખ્ય પદ્ધતિ છે. 'મનની મતલબ', 'રુદિયાની થાપણ', 'લાગ્યો કસુંબીનો રંગ', 'કાળો તલ' અને બીજી અનેક વાર્તાઓમાં લેખકની પદ્ધતિ ઉપર્યુક્ત પ્રકારની છે.

વાર્તાકાર કેટલીક વાર રૂઢ શૈલીની વાર્તાના રસિયા વર્ગને સહેજે પસંદ પડી જાય તેવી અંતિમ ચમત્કૃતિ પણ સાધે છે. એ ચમત્કૃતિ જોકે હમેશાં પ્રતીતિકર હોય એવું બનતું નથી. 'કાળો તલ', 'લાગ્યો કસુંબીનો રંગ', 'બદનામ છોકરી' વગેરેમાં અંતની ચમત્કૃતિની યોજના છે.

'મનની મતલબ', 'એક અજુ: એક મંજુ', 'રુદિયાની થાપણ', 'ગુલમહોર' જેવી વાર્તાઓ રોચક ઘટનાતત્ત્વ, પાત્રોની સંવેદના, ઊર્મિતા, અંતની ચમત્કારકતા વગેરેને કારણે સહેજે રોચક નીવડે તેવી છે. ઘણીખરી વાર્તાનાં પાત્રો ઊર્મિલ છે અને એમનાં ચિત્તનાં પરિવર્તન આકસ્મિક થતાં હોય છે. 'લાગ્યો કસુંબીનો રંગ'માં રાત્રિવેળાએ ટ્રેનના ડબ્બામાં ભેગાં મળી જતાં એક યુવાન–યુવતીની ઊર્મિલતા અપ્રતીતિકર બની જાય તેટલી હદની લાગે છે. 'વૈશાખી વંટોળિયો'માં પણ ગોપીની ઊર્મિલતાનો અતિરેક છે.

'ઝંખના અને ઝંઝાવાત'માં ય લાગણીના તત્ત્વ પર જ વિશેષ ઝોક છે. તેમ છતાં આકસ્મિક રીતે મળેલાં બે જૂનાં પ્રેમીનાં રાત્રિવેળાનાં મનોમંથનનો ચિતાર ઠીક ઠીક રસપ્રદ બની શક્યો છે. વાર્તાને અંતે મંગલ તત્ત્વ પ્રગટ થાય તેવો અભિનિવેશ વાર્તાકારમાં ધ્યાન ખેંચે છે. 'ઝંખના અને ઝંઝાવાત'માં રાત્રે એકાંતે બે પ્રેમીઓ ભારે મંથન પછી જાતને બાળવી શકે છે; 'મનની મતલબ'માં મનોરદાની મંગલતા પ્રકાશી ઊઠે છે. 'રુદિયાની થાપણ'માં હરખાકાકીની પારકા જણેલા છોકરા માટેની લાગણી ઝળકી ઊઠે છે.

'અંટસ' જેવી વાર્તાઓમાં ઘટના સંભવિતતાની મર્યાદા લોપે છે.

'લાગણીનાં ફૂલ'માં મુખ્યત્વે પાત્રો બુદ્ધિપ્રધાન નહિ પરંતુ લાગણીના તત્ત્વ પર જ સહેજે સ્વાભાવિકપણે ઝૂકી જનારાં છે. એ રીતે સંગ્રહનું શીર્ષક ઉચિત છે.

**'ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ'**ના ત્રણ ખંડ આ વર્ષે અનુવાદરૂપે શ્રી જિતેન્દ્ર દેસાઈ પ્રગટ કરે છે. ટૉલ્સ્ટૉયની વાર્તાઓનું ગુજરાતની પ્રજાને હમેશાં આકર્ષણ રહ્યું છે. એમની વાર્તાઓ કલાતત્ત્વ જાળવીને જીવનનું કોઈક સત્ય

પ્રગટ કરી જાય છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં કાકા કાલેલકરે યોગ્ય જ કહ્યું છે : 'ઉત્તમ સાહિત્ય ગર્ભિણી જેવું હોવું જોઈએ. સાહિત્યકારની વાર્તા બોધ-ગર્ભ તો હોવી જ જોઈએ. પણ લેખકે સૂયાણી થવા સુધી આગળ વધવું ના જોઈએ.' એમણે આ દૃષ્ટિબિંદુથી ટૉલ્સ્ટૉયને ઉત્તમ કલાકાર ગણ્યો છે.

આ સંગ્રહની વાર્તાઓમાં આકર્ષક પ્રસંગકથન, માનવચેતનાને ઝણઝણાવે તેવા વિચારો, જીવનનો મર્મ પ્રગટ કરતાં રહસ્યો—એ સર્વનું સંમિલન છે. આ વાર્તાઓ શ્રી જિતેન્દ્ર દેસાઈએ Aylmer Maudeની અંગ્રેજી વાર્તાઓ પરથી ગુજરાતીમાં ઉતારી છે. વાર્તાઓનો અનુવાદ રસળતો પ્રાસાદિક છે. તેમાં ક્યાંય કઢંગાપણું કે ક્લિષ્ટતા વરતાતી નથી. કાકા કાલેલકરે પ્રસ્તાવનામાં આ અનુવાદકની શક્તિને બિરદાવી છે. આ લેખક પાસેથી આવા બીજા વાર્તાસંગ્રહની અપેક્ષા જરૂર રહે છે.

નવલિકાક્ષેત્રે નજર નાખતા એમ સમજાય છે કે જૂના પીઢ ગણાયેલા લેખકોની કલમ હજુ ઘસડાયા કરે છે ખરી, પરંતુ એમાંથી ખમીર ચાલ્યું ગયું છે. પન્નાલાલ જેવા વાર્તાકાર આપણને સાવ નિરાશ કરે છે. 'વટનો કટકો' એમની નિષ્ફળતાની ચાડી ખાનારો છે.

શિવકુમાર જોશી પાસેથી પણ આ વર્ષે કશું સ્મરણીય મળતું નથી. એમની વાર્તાઓ ફરમાસુ બની રહી હોય તેવી જણાય છે.

નવી પેઢીના લેખકોમાં સૌથી વિશેષ ધ્યાન આકર્ષે તેવા શ્રી રાધેશ્યામ શર્મા છે. **'બિચારાં'** વાર્તાસંગ્રહ જો કે ઉત્તમ વાર્તાસંગ્રહ નથી તેમ છતાં નવી નવલિકાના વળાંક સૂચવનારો અને એક પ્રયોગશીલ વાર્તાકાર તરીકે રાધેશ્યામની ઊજળી બાજુ પ્રગટ કરનારો એ સંગ્રહ છે. રાધેશ્યામ સભાનપણે પ્રયોગો કરવા ગયા છે ત્યાં નિશાન ચૂક્યા છે—બાકી એમની પાસે સમર્થ નવલિકા સર્જી શકે તેવી સૂઝ અને શક્તિ રહેલાં છે એ નિઃશંક છે. 'બિચારાં' આ વર્ષના સંગ્રહોમાં શ્રેષ્ઠ તો નહિ પરંતુ પ્રગટ થયેલા અન્ય સંગ્રહોમાં દિશા-સૂચક બની રહે છે.

હિમાંશુ વોરાએ પણ નવી નવલિકા સિદ્ધ કરવામાં સારું એવું ગજું દાખવ્યું છે અને એમની કલાશક્તિના હજુ વિશેષ નમૂના જોવા મળશે એવી આશા બંધાય છે.

ઈવાડેવ પ્રયોગોની દિશા જાણે છે પરંતુ એ માર્ગે હજી તેમની ખાસ ગતિ-પ્રગતિ નથી. એમના કેટલાક પ્રયોગો અલબત્ત આવકાર્ય છે.

# નાટક

નાટ્યક્ષેત્રે ગુજરાત આજનુ દરિદ્ર નથી. ગુજરાતી સાહિત્યમાં ઉત્તમ નાટકો આંગળીના વેઢા કરતાં ય ઓછા છે. નાટ્યકળા કપરી સાધના માગી લે છે. એ કળા સિદ્ધ કરી હોય તેવો નાટ્યલેખક ગુજરાતમાં ગોધવો પડે.

આ વર્ષના નાટ્યસાહિત્યમાં કશુ જ નોંધપાત્ર સર્જન નથી. સાવ સામાન્ય કોટિની રચનાઓ જોવા મળે છે જે કઈ પ્રગટ થયેલી રચનાઓ પ્રાપ્ત થઈ છે તેનો અહી સામાન્ય પરિચય આપવો રહ્યો. ફરી વાર કહેવુ પડે છે કે કલાદૃષ્ટિએ એક પણ નાટક નોંધપાત્ર નથી.

શ્રી રંભાબહેન ગાંધીરચિત 'નાટ્યઝૂમખુ'માં નવ રચનાઓ છે તેમાં એક અગ્રેજી ઉપરથી સૂચિત છે. શ્રી રંભાબહેનની રચનાઓમાં ગુજરાતના ગૃહજીવનના રોજબરોજના પ્રશ્નોની હળવી રીતે છણાવટ કરવામા આવી હોય છે હસતાં–હસાવતાં થોડુ ક વહેવારજ્ઞાન ગાંઠે બધાવવાનો સ્પષ્ટ હેતુ તેમની રચનાઓમાં જણાય છે 'નવાજૂની થવાની જ', 'ના–છૂટકે' જેવી રચનાઓમાં શુકન–અપશુકનના વહેમો, પોતાનો બોજો પારકાને નિરાંતે વળગાડી દેનારા સબધીઓ અને એવા સામાન્ય પ્રશ્નોની હળવી રજૂઆત છે હાસ્ય એ એમની કૃતિઓનુ એક મહત્ત્વનુ લક્ષણ છે અને વિશાળ સમુદાય તે હોશથી માણી શકે તેવુ નિર્દોષ અને નિર્દંશ હોય છે

'લાક્ષાગૃહ' નાટકની કક્ષાએ પહોચી શકે તેવી કૃતિ છે. એમાં સિદ્ધાંત–નીતિ અને લોભ વચ્ચેનો સઘર્ષ નિરૂપવામાં લેખિકાએ બીજી કૃતિઓની તુલનાએ સારી શક્તિ દર્શાવી છે અને નાટકના અતે ચમત્કૃતિ પણ અસરકારક બની શકી છે.

'સરિતા, તુ ક્યા છે?' એ કૃતિમાં જૂની પત્નીને તરછોડી નવીના મોહમાં ફસાયેલા એક યુવાનની અકળામણનો અને વળી જૂની પત્ની સરિતાને ઝખતા તેના ચિત્તની ભ્રમણાનો હાસ્યરસિક ચિતાર છે. નાટકમા છેક સુધી હળવુ વાતાવરણ જળવાઈ રહે તેવી નાયકની રસપ્રદ ઉક્તિઓ કુશળતાપૂર્વક યોજાઈ છે

'ઓગણીસો બેતાલીસ' પાત્રોનાં ભાષણો અને લાંબા સવાદોમાં અટવાઈ જાય છે નાટકની કક્ષા સુધી ભાગ્યે જ પહોચી શકે તેવી એ રચના છે. મોટે ભાગે તેમની રચનાઓ સવાદથી આગળ વધતી નથી શ્રી રંભાબહેન ગાંધીની રચનાઓ નાટ્યકલાદૃષ્ટિએ ઘણી ઊણપવાળી ગણાય, તેમ છતા હળવા મનોરંજન દ્વારા

વિશાળ સમાજની નીતિરીતિ પર પ્રકાશ નાખી બહોળા માનવસમુદાયને એ ઘડી સંતોષ આપી શકે તેટલી ગુંજાયશ તેમાં છે.

ઉમેશ કવિના '**મંગળ ઘડી**' એકાંકીમાં એક યુવતી શૈલના લગ્નના પ્રશ્નનું નિરૂપણ છે. લાંબા અપ્રસ્તુત સંવાદો, અપક્વ શૈલી, વિષયાંતરો–આ બધી મર્યાદાઓને કારણે 'મંગળ ઘડી' એક સામાન્ય સંવાદરચના બની શકી છે.

શ્રી અજિત પટેલરચિત ત્રિઅંકી નાટક '**પાપી**' જૂની રંગભૂમિના ઢાંચામાં ઢળાયેલું હોવાથી તેમાં એક તરફ અત્યંત ભાવનાશાળી, આદર્શ કોટિએ પહોંચતો નાયક, સામે પક્ષે દુષ્ટતામાં રાચતો ફરેબી ખલનાયક, એ બે પાત્રોનાં કાર્યોમાંથી પ્રગટ થતો સ્થૂલ સંઘર્ષ, સંઘર્ષનો આડેધડે વિકાસ, તેની પરાકાષ્ઠા અને અંતે નીતિનો વિજય–વચમાં વચમાં થોડી સનસનાટીભરી, જિજ્ઞાસા ઉશ્કેરે તેવી આકસ્મિક ઘટનાઓ, અવારનવાર સામાન્ય સામાજિકો પાસેથી તાળીઓ ઉઘરાવી લાવે તેવા નીતિનો 'જુસ્સો' પ્રગટ કરે તેવા સંવાદો, વચમાં થોડું ક ગીતસંગીત–આ સર્વ જૂની નાટકરચનાની ખાસિયતો આમાં તરત આંખે ચડી જાય તેવી છે પાત્રોનાં નામ પણ જોઈએ તો સ્થૂલ રૂપકનું જ સૂચન કરનારાં – જેમ કે તારક એટલે તારણહાર. નાટકનો એ નાયક, હોલીવૂડની નટી થવાની લાલસામાં ફસાયેલી, ખલનાયકની બદમાશીનો ભોગ બની સગર્ભા બનેલી અનીતાનો તારણહાર બને છે. 'તારક' ને લેખકે લગભગ સર્વગુણસંપન્ન નાયક તરીકે રજૂ કર્યો છે. નીતિવિજયને સ્પષ્ટ રીતે સ્ફુટ કરી આપવા માટે જ એનો અવતાર છે. પ્રતિનાયક 'શ્યામ' એ સમાજની શ્યામ બાજુનો પ્રતિનિધિ છે. પોતે પરિણિત છતાં નાટકના દિગ્દર્શક તરીકે યુવતીઓને ઊજળી કારકિર્દીની મોહિનીમાં ફસાવનારો એ આદર્શ પ્રતિનાયક બની રહે છે. અનીતા એની શઠતાનો શિકાર બની રહે છે. નાટકના આરંભે એની મોહિનીમાં અંજાયેલી અનીતા તારકને ધિક્કારે છે, પરંતુ અંતે એ જ તારક તેનો ઉદ્ધારક બની રહે છે અને શ્યામની શ્યામલતા ખુલ્લી પડી જાય છે.

અનીતા, તારક, સતીશ વગેરેની વડીલ માતા તરીકે સુરંગાનું પાત્ર નાટ્યકારે રચ્યું છે તે નીતિની હવા ફેલાવવા માટે. એના વચનો, એનો વર્તાવ કૃત્રિમ છે. નીતિસ્તોત્રોના પ્રચાર માટે એ પાત્રનો ઉપયોગ છે એના પતિ જગમોહન શુદ્ધ ભૌતિકવાદી દંભી અને તકસાધુ છે. એ પતિપત્ની વચ્ચેનો સંઘર્ષ નાટકમાં નવો પ્રવાહ રચી આપે છે. જૂની રંગભૂમિનાં નાટકોમાં બનતું તેમ અહીં પણ જગમોહનના પૂર્વજીવનના પાપનો પડદો અંતે ચિરાય છે. બીજા બે ગૌણ પાત્રો–

સતીશ અને સુધા એકબીજાના પ્રેમમા છે લગનના કોલ પણ પરસ્પર અપાઈ ચૂક્યા છે પરંતુ અપ્રતીતિકર લાગે તેવી રીતે બંને જગમોહનના પૂર્વજીવનના પાપને કારણે અણુધાર્યાં ભાઈબહેન તરીકે સ્ફુટ થાય છે આમ આકસ્મિક ઘટનાઓની પરિસ્થિતિમા સર્જાતી ચમત્કૃતિઓની અહીં ઠીક ઠીક ભરમાર છે સુધા અને સતીશ સહિયારુ સ્વચ્છ આદર્શ પ્રેમનગર વસાવવાનો સંકલ્પ કરી સમાધાન મેળવે છે આમ જૂની પરંપરાના નાટકોની ઝાકમઝોળ રજૂ કરતુ આ નાટક કલાદૃષ્ટિએ તો પાંખુ જ બની રહે છે



## વિભાગ ૨ : નવલકથા

### સમીક્ષક : આચાર્યશ્રી બહાદુરશાહ પંડિત

"મોડું અવતરેલું અને અત્યંત લોકપ્રિય, લોકવ્યાપક નીવડેલું આ સાહિત્ય-સ્વરૂપ એનું કાર્ય વહેલું પરવારી જશે એવું એના જન્મકાળે કોઈએ નહિ કલ્પ્યું હોય. જીવનમાંથી જડેલાં અને કલ્પનાથી મઢેલાં પાત્રોને, પાત્રવ્યવહારોને, પાત્રોની મનોઘટનાને જીવનની સમવિષમ અવસ્થાઓમાં પ્રવર્તતાં નિરૂપવામાં જે ઊંડાણ સધાતું ગયું અને મનોવૈજ્ઞાનિક સંશોધનો દ્વારા તેને વેગ મળતો ગયો એને નવલકથાનું સદ્‌ભાગ્ય ગણવું કે દુર્ભાગ્ય તેનો નિર્ણય વાર્તારસિકો પોતપોતાની રીતે કરે છે. યુરોપ-અમેરિકામાં આ સાહિત્યસ્વરૂપે જે પ્રકારની અંતર્મુખતા દાખવવા માંડી છે તેથી વ્યાવહારિક ઘટનાનું નાવીન્ય ઘેરી વળતું હોવાથી નવલકથા મરવા પડી છે એવો એમને વહેમ પડે છે. સંભવ છે કે આ સ્વરૂપ પોતાની નવી શક્યતાઓ અવતારવાનું પ્રસવકષ્ટ વેઠતું હોય, સંભવ છે કે એ લુપ્ત થવાનું હોય, સંભવ છે કે એ નવે અવતારે આવે."

**શ્રી યશવંત શુક્લ.**

"ગુજરાતી હીરો, બે-ચાર અપવાદો બાદ કરતાં, હજી સુધી હિન્દી ફિલ્મના દેશી હીરોના જાતભાઈ જેવો જ લાગે છે. એને જિંદગીની, દુનિયાની, સડક પર ધબકતા અનગિનત સવાલોની, સમયનાં પરિમાણોની ખાસ ચિંતા નથી, કારણ કે બ્રીલક્રીમ કે પોમેડવાળા વાળની નીચેના એના માથામાં અંધકારનો શાંત જથ્થો ભરેલો છે......જિંદગીની લોહીલુહાણ ચહલપહલ, રોઝમરોની કરકરી યથાર્થતા, ક્રૂરતા, હિંસા આ બધાથી ગુજરાતી નવલકથાકાર અને એનો હીરો બંને સંભાળીને દૂર રહ્યા છે અને ફલતઃ નવલકથા ઝીણા તાવથી પીડાતી, એનેમિક, ચાર બચ્ચાંની મધ્યમવર્ગીય માની જેમ જીવી રહી છે."

**ચંદ્રકાન્ત બક્ષી**

આ બંને અભિપ્રાયોમાં ગુજરાતી નવલકથા માટે રહેલો નિરાશાનો સૂર બદલી શકાય. પહેલા અભિપ્રાયમાં અંતે રહેલો આશાવાદ સંપૂર્ણ રીતે ફળીભૂત થયો હોય એવી સંખ્યાબંધ કૃતિઓ આ વર્ષે પણ સમીક્ષાર્થે પ્રાપ્ત થઈ નથી.

ઈ. ૧૮૬૬માં નવલકથાનાં કેટલાંક લક્ષણો ધરાવતી શ્રી નંદશંકર મહેતાની ઐતિહાસિક નવલકથા શરૂ થઈ ત્યારથી ચાલેલી ઐતિહાસિક નવલકથાની પરંપરાને વફાદાર રહી આ વર્ષમાં પણ એ પ્રકારની નવલકથાઓ પ્રસિદ્ધ થઈ છે. પણ શ્રી

કનૈયાલાલ મુનશી, ગુણવંતરાય, ધૂમકેતુ, મેઘાણી આદિ એ પ્રકારની નવલકથાના સફળ સર્જકોના અનુકરણ સિવાય કોઈ નવીન સિદ્ધિ દર્શાવતી કલમ આ વર્ષમાં ચમકતી દેખાઈ નથી.

સરસ્વતીચંદ્રથી શરૂ થયેલી સામાજિક પ્રશ્નો પર લખાતી હેતુપ્રધાન નવલકથાની બીજી પ્રણાલિકા પણ આ યુગના પ્રશ્નો ધ્યાનમાં રાખી આ વર્ષે પ્રસિદ્ધ થયેલી નવલકથાઓમાં સચવાઈ છે. ભાષાશૈલી, સંવાદ, આયોજન, સંકલના આદિમાં લેખકની શક્તિમર્યાદા મુજબ દેખાતા થોડા પરિવર્તન સિવાય આ પ્રણાલી પણ દૃઢ રીતે ચાલુ જ રહેલી દેખાય છે.

પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ચૂનીલાલ મડિયા આદિએ શરૂ કરેલી આંચલિક નવલકથાની પરંપરા પ દર વર્ષની જેમ આ વર્ષમાં પણ સચવાઈ રહી છે. અલબત્ત, પન્નાલાલના સમયમાં હતી એવી મોહકતા એ પ્રકારની કૃતિઓમાં હવે જોવા મળતી નથી. આ વર્ષે તો એ પ્રકારની કોઈ નોંધપાત્ર કૃતિ પ્રાપ્ત થઈ નથી.

આલ્બેર કામુ અને સાર્ત્રના અસ્તિત્વવાદને વિષય બનાવતી શ્રી સુરેશ જોષી, ચંદ્રકાન્ત બક્ષી આદિની નવલકથાઓની એક પ્રણાલિકા બીજા વિશ્વયુદ્ધ પછીના સમયમાં ચાલુ થઈ. એને અનુસરી લખાતી કેટલીક સફળ-નિષ્ફળ કૃતિઓ આ વર્ષે પણ પ્રાપ્ત થઈ છે. આ પ્રકારની 'નવી નવલકથા' સરસ્વતીચંદ્રથી શરૂ થયેલી હેતુપ્રધાન, જીવનના માંગલ્યનું દર્શન કરાવતી, જ્ઞાનરસના ઘૂંટડા ગળે ઉતારતી, બીબાંઢાળ પાત્રવાળી, નવલપ્રણાલીના પ્રત્યાઘાતરૂપે સર્જાતી હોય એમ કહેવાય છે. પણ યંત્રવાદની અનિશ્ચયતા અને બે વિશ્વયુદ્ધોએ સર્જકચિત્તમાં જગાડેલા પ્રબળ સંક્ષોભનું એ સહજ પ્રગટીકરણ છે એમ કહેવું વધારે સયુક્તિક છે. આ પ્રકારની 'નવી નવલકથા'માં જીવનને યથાર્થરૂપે જોવાનો ને નિરૂપવાનો પ્રયાસ હોય છે. એમાં પાત્રો સંપૂર્ણ સદ્‌ગુણી કે દુર્ગુણી હોતાં નથી, પણ જટિલ હોય છે. એમાં જીવનની મંગલ બાજુ રજૂ કરવાના બદલે નિષ્ફળતા, હતાશા, વિષાદ, નિર્વેદ ને શૂન્યતા આદિ નિરૂપાય છે. આ પ્રકારની નવલકથાઓમાં જાતીય જીવનની રજૂઆત સ્વસ્થતાથી થાય છે અને પ્રસંગો પ્રસંગો તરીકે જેટલા મહત્ત્વના નથી હોતા એટલા પાત્રમાનસના દર્શક તરીકે અથવા એના ચિત્તના પ્રત્યાઘાત તરીકે મહત્ત્વના હોય છે. નવી નવલકથાનો લેખક ભાષાની તમામ શક્યતાઓ તાણી જોઈ નવી નવલિકાની જેમ નવલકથાને કાવ્ય તરફ દોરતો જતો લાગે છે.

આ પ્રવાહો ઉપરાત ગુજરાતી નવનક્ષેત્રે એક મસ્તુ મનોરજન પૂરી પાડતી બજારુ નવલોનો પ્રવાહ પણ બળવત્તર રીતે ચાલુ રહ્યો છે વસ્તુ, સકલના, પાત્રાલેખન, સવાદ, વાતાવરણ ઇત્યાદિ તમામ અશોમા સાવ નિષ્પ્રાણ ને શિથિલ છતા સ્ત્રીપુરુષના દૈહિક આકર્ષણની ગલીપચી કરાવતી પ્રસગમાળા વર્ણવતી આવી નવલકથાઓ દર વર્ષની જેમ આ વર્ષે પણ સમીક્ષાર્થે પ્રાપ્ત થઈ છે.

## વિવર્ત

ધનિક વકીલ રમણલાલનો કોઢના દુર્દમ્ય રોગથી પિડાતો પુત્ર વિનય એના એક મિત્ર મોહનના વતનમા રહેતા વૈદ્યની સારવારથી સાજો થાય છે અને નિશી નામની એક શિક્ષિકા બનેલી યુવતીને એ જ સારવારથી સાજી કરાવે છે એ સમય દરમિયાન નિશીના સપર્કથી એના પ્રત્યે આકર્ષાયેલો વિનય એની સાથે લગ્ન કરી પિતાથી જુદો રહેવા જાય છે નિશી ગર્ભવતી બને છે એવામા વિનયને ફરી કોઢનુ ચાઠુ દેખાય છે એ જોતા તે નિશીને ગર્ભપાત કરવા દુરાગ્રહ કરે છે પોતાના ભાવિ સતાનને પણ કોઢ નીકળશે જ એવી એને પ્રતીતિ થઈ છે, કારણ કે લગ્ન પૂર્વે એને જે વેશ્યા ફરીદા સાથે સબધ હતો, એના પુત્રને પણ કોઢ થયેલો એ જુએ છે, ફરીદાની ગેરહાજરીમા વિનય એના પુત્રને મારી નાખે છે અને નિશીને ગર્ભપાત કરાવવા ફરી ફરી દબાણ કરે છે માતૃત્વભૂખી ને સ્નેહાળ નિશી ગૃહત્યાગ કરે છે

નિશીએ ગૃહત્યાગ કરતા લખેલા પત્રથી શરૂ થતી શ્રી પિનાકિન દવેની આ નવલકથામા વિનય એ પત્ર વાચે એ પહેલા એના સસ્મરણો દ્વારા એનુ પાછનુ આખુ જીવન આલેખાયુ છે અને છેલ્લા પ્રકરણમા પત્ર વાચીને વિનય પલગમા ફસડાઈ પડે છે ત્યારે કોઈ બાનણા ખટખટાવી રહ્યુ છે એમ બતાવી નિશીના પુનરાગમનની શકયતા ધ્વનિત કરી છે

સમયની દૃષ્ટિએ વસ્તુસકલના સુદૃઢ બનાવવા વિનય પત્ર વાચે એ પહેલા આખી કથા એના સસ્મરણો દ્વારા રજૂ થઈ છે, પણ પ્રશ્ન એ ઊભો થાય છે કે ૧૩૯ પાના સુધી ચાલતા નાયકના સસ્મરણોના સાક્ષી બનવાની ધીરજ વાચકને તો રાખવી પડે, પણ ત્યાં સુધી એક મસ્ત મનવાળો માણસ ત્રણ દિવસથી ગૃહત્યાગ કરી ગયેલી પત્નીનો પત્ર વાચ્યા વિના ટેબલના ખાનામા મૂકી રાખી શકે ખરો ? મૂકી રાખી શકે એવી મનસ્થિતિ વિનયની છે એમ બતાવવાનો લેખકનો પ્રયાસ મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ પ્રતીતિકર લાગતો નથી

કોઇના ગેગી વિનયની છેક બાળપણથી શરૂ થયેલી મનોવેદના લેખકે સરસ રીતે નિરૂપી છે. ઓરમાન મા, સાવકા ભાઈબહેનને કંઈક ઓછુ લક્ષ આપતા પિતા ઇત્યાદિ પાત્રો પણ કથાના કેન્દ્રવર્તી ભાવને ઉપકારક નીવડે એવાં છે. ઘટનાઓ ઔચિત્યપૂર્વક ગોઠવાઈ હોવા છતાં મોહનના ગામના વૈદરાજ ને એમના પરિવેશનુ વર્ણન ટૂંકાવી શકાયુ હોત તો સારુ. પાત્રમાનસનાં ગૂઢ સૂચનને બતાવવા વપરાયેલાં પ્રતીકો તાજગીને ને એથી આહ્લાદનો અનુભવ કરાવે છે, પણ લેખકનુ ગદ્ય કવિત્વમય હોવા છતા ક્યાંક સભાનતાનો ને એથી કૃત્રિમતાનો અનુભવ કરાવે છે. તેમ છતા વિષયની નવીનતા, નિરૂપણની રોચકતા, પ્રતીકોનો સમુચિત ઉપયોગ, પાત્રોની સજીવતા ઇત્યાદિ આકર્ષક તત્ત્વો ધરાવતી આ મનોવૈજ્ઞાનિક નવલકથા લેખકની સર્જનશક્તિનો આવકાર્ય ઉન્મેષ છે એમ કહી શકાય, જેને માટે ડૉ. પિનાકિન દવેને અભિનંદન આપવા ઘટે.

**કોણ ?**

શ્રી લાભશંકર ઠાકરની 'કોણ ?' નામની લઘુનવલમા આપણા વેદાન્તે બતાવેલુ જીવનરહસ્ય વિનાયક નામના એક યુવાનના ચિંતન અને સંસારત્યાગ દ્વારા રજૂ થયુ છે.

પોતાની પત્ની સાડી પહેરી પ્રિયતમના સ્કુટર પાછળ બેઠેલી સાળીછાયાને જોઈ પત્ની પર વહેમથી ધૂંઆપૂંઆ થયેલા વિનાયકનો એ ભ્રમ ઘેર આવતા પત્ની કેતકીના ખુલાસાથી ભાગી જાય છે, પણ આ બનાવથી વિનાયક પર પગથી ઝિલાતા રૂઢિગત જીવન વિષે મનન કરતો થઈ જાય છે. બહુ મનનના અંતે એ એવા નિર્ણય પર આવે છે કે 'જાણવુ છે તથા અનુભવવુ છે, જાણ્યા વગર અનુભવવુ નથી. જાતને છેતરવી નથી.' આ નિર્ણયથી એને સમજાય છે કે માનવીએ જીવનમા ઘણી જરૂર વિનાની જ્યાઓ ઊભી કરી છે. એથી એ આ જ્યાઓથી મુક્ત થવા નોકરી છોડી દઈ પત્ની સાથે પોતાના વતનના ગામડે ચાલ્યો જાય છે ધીમે ધીમે તમામ ચીજોનો ત્યાગ કરતો એ આખરે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે

આધ્યાત્મિક દૃષ્ટિવાળી આ નવલનુ ચિંતન નવુ નથી, 'હુ કોણ છુ' એ જાણવુ એ જ જીવનનો સાચો ધ્યેય છે એ તત્ત્વજ્ઞાન જ અહી રજૂ થયુ છે, પણ એ રજૂઆતમા તાર્કિકતા, ક્રમબદ્ધતા અને માનસપૃથક્કરણ સરસ રીતે નિરૂપાયા છે નોકરી, શહેર, મોજશોખ, પત્ની જાતીય વૃત્તિ, મિત્રો ઇત્યાદિને ક્રમશ સમજપૂર્વક છોડતા જતા વિનાયકની ચિંતનપર પરા આકર્ષક ને પ્રતીતિકર

છે. દષ્ટિપ્રધાન નવલકથા હોવાથી વિનાયક સિવાયનાં અન્ય પાત્રોને ખાસ વ્યક્તિત્વ આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી છતાં વાર્તારસિયા વાચકોને વિનાયકની પત્ની એને છોડીને પિયર ચાલી જાય છે એ ગમશે નહિ, કારણ કે એથી કેતકીના પાત્રમાં વિસંગતિ દેખાય છે. શૈલી સફાઈબંધ ને રોચક છે. સંવાદો સુરેખ ને સચોટ છે, પણ કલાનો આહ્લાદ મળતો નથી.

## હિન્દુસ્તાન મધ્યેનું એક ઝુંપડું

ડૉ. મધુસૂદન પારેખે પોતાના મહાનિબંધના સંશોધન સમયે પ્રાપ્ત કરેલ **'હિન્દુસ્તાન મધ્યેનું એક ઝુંપડું'** નામની આ લઘુનવલ ઇતિહાસદૃષ્ટિએ ગુજરાતની પહેલી નવલકથા કરણઘેલો પૂર્વે (ઈ. સ. ૧૮૬૨માં) પ્રસિદ્ધ થયેલી છે અને એથી એને 'ગુજરાતી ભાષાની સર્વ પ્રથમ ગદ્યાત્મક વાર્તા તરીકે આગળ કરી શકાય એમ છે.' પણ એથી 'કરણઘેલો'નું સ્થાન ઝૂંટવાઈ જવાનો સંભવ નથી, કારણ કે આ કૃતિ ફ્રેન્ચ વાર્તાના અંગ્રેજી અનુવાદનો ગુજરાતી તરજુમો છે એથી કરણઘેલોની જેમ એ મૌલિકતાનો દાવો કરી શકે એમ નથી. કૃતિ ભલે કરણઘેલાને પદભ્રષ્ટ ના કરતી હોય, પણ આજથી સો વર્ષ પહેલાં જ્યારે પશ્ચિમની નવલકથા જેવી વાર્તા 'ગુજરાતી ગદ્યમાં આલેખવાની મુદ્દલ હથોટી નહોતી' ત્યારે ભાષાન્તર માટે લેખક – સોરાબશા મુનસફનાએ યુરોપીય સાહિત્યમાંથી આ વાર્તાની પસંદગી કરી એ માટે એમને ધન્યવાદ ઘટે છે.

આધ્યાત્મિક દૃષ્ટિવાળી આ ચિંતનપ્રધાન ગદ્યવાર્તામાં વાર્તાનો દોર આટલો જ છે: લંડનની રોયલ સોસાયટીના ઠરાવ મુજબ એક અંગ્રેજ પંડિત કેટલાક તાત્વિક પ્રશ્નોના જવાબ શોધવા હિન્દુસ્તાનમાં આવે છે. એ પ્રથમ કાશીમાં અને ત્યાર પછી ઓરિસ્સાના જગન્નાથ મંદિરના બ્રાહ્મણ વિદ્વાનો પાસે જાય છે. ત્યાં અંગ્રેજ પંડિતને પોતાના પ્રશ્નોના જવાબને બદલે રૂઢિચુસ્તતા ને દાંભિકતાનો જ પરિચય થાય છે. ગંગા નદીમાં હોડીમાં પાછા ફરતાં એ વંટોળિયા ને વરસાદને લીધે ભૂલો પડ્યો અને એક પારિયાની ઝૂંપડીમાં એને આશ્રય લેવો પડ્યો. અંગ્રેજ પંડિતે સત્ય વાત કેવી રીતે શોધવી, સત્ય વાત ક્યાં શોધવી અને સત્ય વાત બીજાને કહેવી કે નહિ એ ત્રણ પ્રશ્નો પારિયાને પૂછ્યા અને આ ગરીબ અભણ અને અસ્પૃશ્ય માણસે એના સંતોષકારક જવાબ આપ્યા. એ ઉપરાંત પારિયાએ પોતાની આપવીતિ અને બ્રાહ્મણી સાથેના લગ્નની વાત પણ મહેમાનને કહી. આમ પારિયા પાસેથી જીવનનું રહસ્ય પામી અંગ્રેજ પંડિત લંડન પાછો ફર્યો.

વાર્તાનો મુખ્ય બનાવ અને એનું રહસ્ય અંગ્રેજ પંડિત અને પારિયા વચ્ચેના સંવાદમાં સમાયેલાં છે. વેદજ્ઞ બ્રાહ્મણ પંડિતો પાસેથી જે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી એ એક નીચ હરિજન પાસેથી મળી આવે છે એ વાર્તાની ચમત્કૃતિ છે. વાર્તા દ્વારા ચિંતન રજૂ કરતી આ કૃતિમાં બ્રાહ્મણોના જ્ઞાનનો ઇજારો, એમની રૂઢિચુસ્તતા, એમનો આડંબર, પારિયા લોકોની કરુણ સ્થિતિ, સતી થવાનો ક્રૂર રિવાજ ઇત્યાદિનો કટાક્ષયુક્ત ચિતાર આપવામાં આવ્યો છે. જગન્નાથના વિદ્વાન બ્રાહ્મણોના આડંબરના વર્ણનમાં લેખકની હાસ્યવૃત્તિ પ્રગટ થાય છે. બ્રાહ્મણી ને પારિયાનો પ્રેમોપચાર કાવ્યાત્મક રીતે થતો બતાવાયો છે. એથી ચિંતનપ્રધાન હોવા છતાં વાર્તા એનો રસ ટકાવી રાખી શકે છે.

આ કૃતિનું ગદ્ય છેક પ્રારંભનું છે એથી વાક્યરચના, જોડણી, શબ્દરચના ઇત્યાદિની અતંત્રતા સ્ખલિત કરે એ સ્વાભાવિક છે, પણ સંપાદકે અંતમાં અઘરા ને અજાણ્યા શબ્દોના અર્થ આપી ઘણી સરળતા કરી આપી છે. વળી કૃતિને આચાર્યશ્રી યશવંત શુક્લની આલોચના ને પ્રા. ફિરોઝ દાવરના આમુખનો લાભ મળ્યો છે એથી પણ રસાસ્વાદની મુશ્કેલી ઓછી થાય છે.

La Chaumier Indiene નામની, ફ્રેન્ચ લેખક Jacques Henri Bernardin De Saint Pierceની કૃતિના અંગ્રેજી અનુવાદનો ગુજરાતી અનુવાદ કરવા બદલ શ્રી મોહગાબશા સુનમકના ધન્યવાદને પાત્ર છે અને સો વર્ષ બાદ આ કૃતિને પ્રકાશમાં આણી ઇતિહાસરસિકો માટે ઉપયોગી સામગ્રી પૂરી પાડવા બદલ ડૉ. મધુસૂદન પારેખને પણ અભિનંદન.

બહારવટું

શ્રી નવનીત સેવકની સાહસકથા 'બહારવટુ'માં સૌરાષ્ટ્રના એક નાના ગામનો રજપૂત ખુમાણસિંગ એના માથે ખૂનનો ખોટો આરોપ આવવાથી વતન છોડી ચંબલની ખીણનો આશ્રય લે છે. ત્યાં એને પ્રારંભથી જ ભયાનક ને શરીર બહારવટિયા સીસમનો પરિચય થાય છે. સીસમની યોજના મુજબ એ એના સાગરિત તરીકે એ પ્રદેશના જમીનદાર પૃથુસિંહના બંગલામાં છૂપા વેશે નોકરી કરવા રહે છે અને એની વીરાંગના બહેન રૂપમતીને બંદૂક ચલાવતાં શીખવે છે.

રાજબહાદુર નામનો બહારવટિયાઓની બીજી ટોળીનો સરદાર જમીનદારના ગામ ને દૂર આવેલા બંગલા પર હુમલો કરે છે એ જ સમયે યોજના મુજબ સીસમ એના માણસો સાથે આવી ચઢે છે અને રાજબહાદુરને ભગાડી મૂક

ધન અને રૂપમતીને લઈને ભાગે છે. સારા દેખાતા ખુમાણસિંગના આ દગાથી રૂપમતી એના પર ખૂબ ગુસ્સે થાય છે. ચંબલની એક કિલ્લા જેવી ખીણમાં સીસમ એના માણસો સાથે રૂપમતીને બાન તરીકે રાખી છુપાયો હોય છે ત્યાં સાધુ વેશે ફરતા અલ્લાબક્ષ નામના સીસમના એક સાગરિતના દગાથી રાજબહાદુરના માણસો હુમલો કરે છે. રૂપમતીને દગો કરવા બદલ પશ્ચાત્તાપ અનુભવતો ખુમાણસિંગ ચાલાકીથી રૂપમતીને લઈને સીસમને થાપ આપી ભાગે છે. માર્ગમાં એને અલ્લાબક્ષ ભેટે છે. એને રૂપમતીની સહાયથી બેભાન બનાવી ખુમાણસિંગ આગળ ભાગે છે.

સીસમ, અલ્લાબક્ષ અને રાજબહાદુર ત્રણેની સામે બહાદુરી અને ચાલાકીથી લડી અંતે ખુમાણસિંગ જમીનદારને એનું દ્રવ્ય અને રૂપમતી પાછાં સોંપે છે. ખુમાણસિંગની નીતિભાવના અને એના શૌર્યથી આકર્ષેલી રૂપમતી એની સાથે લગ્ન કરે છે અને જમીનદારની લાગવગથી એના માથેનો ખૂનનો આરોપ દૂર થાય છે.

સાહસકથામાં આવશ્યક એવા જીવસટોસટના પ્રસંગો લેખક બહુ કુશળતાથી ગોઠવ્યા છે, પણ એ બધા જ પ્રસંગો એકસરખા પ્રતીતિકર બનતા નથી અને લેખક બે પ્રસંગો વચ્ચેનો તાળો મેળવી આપવામાં અનાવશ્યક લંબાણ કરે છે. વાચકની કલ્પના ઉપર એ કશું છોડતા નથી ખુમાણસિંગ પર કોના ખૂનનો આરોપ હતો અને એ ખોટો કેમ હતો એ વાચકની જિજ્ઞાસા તો અતૃપ્ત જ રહે છે. પરિણામે ખુમાણસિંગની આખી સાહસકથાનો પ્રેરણાત્મક પ્રસંગ તો અંત સુધી ગુપ્ત જ રહે છે. એ પ્રસંગ કહેવાયો હોત તો ખુમાણસિંગના પાત્રને વધારે ઓપ મળત !

આમ છતાં લેખકે ચંબલની ખીણનો પ્રદેશ પસંદ કરી વાર્તાને પ્રતીતિજનક બનાવી છે. સીસમ, ખુમાણસિંગ ને રૂપમતીનાં પાત્રો વાસ્તવિક, જીવંત ને એથી આકર્ષક બન્યાં છે. બહારવટિયાઓનાં સાહસો, જીવને જોખમમાં મૂકીને પણ રૂપમતીને બચાવવા પ્રયત્ન કરતો ખુમાણસિંગ, રૂપમતીની શૂરવીરતા ઇત્યાદિ આ કથામાં વીરરસનો આહ્લાદ આપનાં તત્ત્વો છે, તો ખુમાણસિંહ ને રૂપમતીનો પ્રણય એમાં શૃંગારરસનું સંમિશ્રણ કરે છે. સીસમ બહારવટિયો હોવા છતાં એની કેટલીક નીતિભાવનાઓ છે અને અંતે એ મૃત્યુ પર્યંત પકડી રહે છે. ચાલાક ને શૂરવીર ખુમાણસિંગની ભૂલો એને વારંવાર મુશ્કેલીમાં મૂકી દે છે, પણ એની એ મર્યાદાઓ એના વ્યક્તિત્વની ઊજળી બાજુ છે. એના જ શબ્દોમાં

કહીએ તો એનુ માનસ બહારવટિયાનુ નથી જેમ કે એ સીસમને કહે છે, 'મીસમ! ખરુ કહીએ તો હું તમારામાંનો એક છુ પણ નહીં ડાકુ બનવા માટે હો મારા મુનશ્યી હું અહીં આ યો હતો, પણ મને લાગે છે કે હુ કદી ડાકુ બની નહિ શકુ મારા મનમા હજુ દયા, માનવતા પ્રેમ અને એવા બીજા અવગુણો રહી ગયા છે।

લેખકની શૈલી સરળ ને પ્રવાહી છે આમ એની ઉપર દર્શાવેલી મર્યાદાઓ છતા આ કૃતિ ગુજરાતના અ૫ સાહસ કથાસાહિત્યમા નોધપાત્ર ઉમેરારૂપ હોવાથી આવકાર્ય છે

## ઘન મધરાત્રે

બે ભાગમા અને ૮૦૦ જેટના પાનામા વિસ્તરેલી શ્રી શિવકુમાર જોશીની 'ઘન મધરાતે' આપણી પ્રણાલિકાગત નવલકથાની સિદ્ધિઓ ને મર્યાદાઓ દર્શાવતી તેમ જ લેખકની પોતાની પણ કેટલીક રૂઢ ટેકનિકનુ પુન પ્રદર્શન કરતી, કુતૂહલપ્રિય વાચકોને આકર્ષે એવી નોધપાત્ર ને કદાત્મક નવલકથા છે

૧૯૬૫ના ઓગસ્ટમા ભારત અને પાકિસ્તાન વચ્ચે થયેલા સરહદી સગ્રામને પશ્ચાદ્ ભૂમિકામા રાખી લખાયેલી આ દીર્ઘકાય નવલકથામા પ્રણયકથા જાસૂસ કથા અને યુદ્ધના અનુભાવી તાડવની કથા વિશ્વશાતિની ભાવના કેન્દ્રમાં રાખી આલેખાઈ છે વાતાવરણની પ્રેરણા દેશભક્તિની ભાવના જગાડી સામાન્ય ગુજરાતી સ્ત્રીને વીરાગના બનાવી શકે અને સામાન્ય માનવી પણ દેશભક્તિની ભાવનાથી અપૂર્વ બલિદાન આપી શકે એ આ કૃતિનો ધ્વનિ છે

શ્રીમત વેપારી સૂર્યકાન્તનો મિત્ર અનામિત્ર પડિત મુબઈથી પ્લેન દ્વારા કલકત્તા જવા નીકળે છે સૂર્યકાન્તની પત્ની મલ્લિકા પોતાની સખી ઇશિતા દત્તાને કલકત્તા સાથે લઈ જવા અનામિત્રને ભલામણ કરે છે પાકિસ્તાની જાસૂસ અને અનામિત્રનો પાકિસ્તાનના ઉદ્ભવ પહેલાંનો સહાધ્યાયી રહેમત પટેલ અનામિત્રની ટિકિટ પર એ જ પ્લેનમા મુસાફરી કરતો હોય છે કલકત્તાના વિમાની મથકનુ હવામાન પ્રતિકૂળ હોવાથી વિમાન દિલ્હી હવાઈમથકે ઉતરાણ કરે છે દિલ્હીમાના કપનીના ફ્લેટમા અનામિત્ર ને ઇશિતા ઊતરે છે હવાઈ મથકે રહેમત પટેલની બેગ સાથે બદલાયેલી બેગની તપાસ કરતા પાકિસ્તાની જાસૂસીની જાળની અનામિત્રને ગધ આવે છે એની તપાસ કરવા જતા અનામિત્ર આતરરાષ્ટ્રીય કાવત્રાખોરોના હાથમા સપડાય છે યુદ્ધનો કેદર શત્રુ અનામિત્ર

પાકિસ્તાનીઓના યુદ્ધકેદી તરીકે પકડાય છે અને યુદ્ધની યાતના જોઈ, જુલ્મો વેઠી વાચાહીન બની જાય છે.

અનામિત્રની શોધ કરવા જતાં ઇશિતા દલાલ આંતરરાષ્ટ્રીય દાણચોરો ને ચીન અને પાકિસ્તાનના જાસૂસોને પકડી પાડવામાં ભારતના ગુપ્તચર ખાતાને અમૂલ્ય સહાય કરે છે. વિમાની પ્રવાસ દ્વારા અનામિત્રને ચાહતી થયેલી અલ્લડ ઇશિતા લાંબા ગાળા પછી પાછા ફરેલા અનામિત્ર સાથે પરણી એની સેવા કરે છે અને એને વાચા બક્ષે છે. યુદ્ધની ભીષણતા છતાં વિશ્વશાંતિ પ્રગટાવવાની માનવીની શક્તિમાં શ્રદ્ધા રાખવાના આશાવાદી સૂર સાથે કથા પૂર્ણ થાય છે.

યુદ્ધની આબોહવામાં આલેખાયેલી શાંતિની ભાવના પ્રગટ કરતી આ પ્રણયકથામાં ડિટેકટિવ કથાના તત્ત્વો ઘણા હોવાથી લેખકને કથાવસ્તુના વિકાસ માટે સુખદ અકસ્માતોનો વારંવાર આશ્રય લેવો પડ્યો છે. ઇશિતા-અનામિત્રને કલકત્તા લઈ જતું પ્લેન કલકત્તાના પ્રતિકૂળ હવામાનને લીધે દિલ્હી ઊતરે, ઇશિતા પાછી ફરે છે એ માલવાહક વિમાનને પણ એ જ કારણસર પટણા ઊતરવું પડે, રહેમત પટેલ નાદીરશા સુરતીનો ફિયાટમાં કલકત્તા આવતાં પકડાઈ જાય, પ્રદ્યુમનસિંહને પોતાની પુરાણી પ્રિયતમાનો પુત્ર ઇશિતા ગુજરાલ સાહેબના ઘેર મળી જાય, ગુજરાલ સાહેબની પુત્રી સુરિન્દર જ્યાં નોકરી કરે છે એ અમૃતસરમાં જ અનામિત્ર પંડિત હિન્દી અફસરોને હાથે પકડાઈને આવે એ સઘળા અકસ્માતો લેખકની સર્જકતા કરતાં કસબની વિશેષ પ્રતીતિ કરાવે છે,

આ આકસ્મિક ઘટનાઓ બાદ કરતાં અન્ય ઘટનાઓ વાર્તાલેખનના સિદ્ધહસ્ત કસબી શિવકુમાર કુશળ રીતે ગોઠવે છે. અસંખ્ય પાત્રો ને સંખ્યાબંધ ઘટનાઓવાળી આ નવલકથાનો વાર્તાપ્રવાહ કશા વિક્ષેપ વિના એકસરખી ત્વરિત ગતિએ વહે છે અને વાર્તારસિયા વાચકોને રોમાંચક કુતૂહલથી સતત જકડી રાખી શકે છે.

શિવકુમારની પાત્રસૃષ્ટિમાં હંમેશ બને છે એમ આ કથાના નાયકનાયિકા પણ ભાવનાશીલ ને કંઈક અંશે ભાવુક લાગે છે, પણ એ અવાસ્તવિક તો નથી જ. વ્યવહારુ વેપારી છતાં દેશપ્રેમ માટે આર્થિક રીતે ઘસાવા તૈયાર સૂર્યકાંત, ઊંડે ઊંડે અનામિત્રને ચાહતી છતાં પતિપરાયણ રહેતી મલ્લિકા, મિત્રપ્રેમથી પ્રેરાઈ કાળાં નાણાં લઈ જવા તૈયાર થતો છતાં ભાવનાશાળી યુવાન અનામિત્ર પંડિત, સિગરેટ ને દારૂ છૂટથી પીતી અલ્લડ ને સાહસિક યુવતી ઇશિતા દલાલ, આખાબોલો પારસી નાદીરશા, પુત્ર ગુમાવ્યાનું દુઃખ છતાં

સ્વભાવથી પ્રેમાળ ઉત્સાહી બનતા ગુલાબ સાહેબ, પુરાણી પ્રિયતમાની પુત્રી માટે સમાજમાં પુનર્લગ્ન લેતા પ્રદ્યુમનસિંહ, નિષ્ઠાવાન સંસ્કારી અમરદાર આદમ બાપુ આદિ પાત્રો પોતપોતાની વ્યક્તિમત્તા સુપેરે સિદ્ધ કરે છે.

શ્રી શિવકુમાર જોશીની અતિ રૂઢ થઈ ગયેલી ટેકનિક—પીઠ ઝબકાર ('ફ્લેશ બૅક') પદ્ધતિ, અભિરુચિના સમજીવનમાં વર્તાતો આછો અસંતોષ, સંવાદની કેટલીક એકવિધતા, આગવી લઢણો, શ્રીમંત સુખી ગૃહસ્થ વેપારીઓનું ગૃહજીવન આદિ—નો આ નવલકથામાં પણ ઉપયોગ થયો છે. તેમ છતાં આ નવલકથામાં તેઓ કંઈક નવીન પ્રગટાવી શક્યા છે. યુદ્ધની અમાનુષિતા દર્શાવવા માટે અનામિત્ર પંડિતના પાત્રનો લેખકે કરેલો સમુચિત ઉપયોગ એ એમની મોટી સિદ્ધિ છે. યુદ્ધની ભયંકરતા હજારો નિર્દોષોની કતલ દ્વારા વર્ણવી બતાવવાને બદલે એની અસર અનામિત્ર પંડિત પર કેન્દ્રિત કરવામાં મેળવેલી સફળતા એ એમની કલાસિદ્ધિ છે એ કલાત્મકતા આ કૃતિની અન્ય મર્યાદાઓને ઢાંકી દઈ આ વર્ષની ઉત્તમ કૃતિઓમાં એને સ્થાન અપાવે છે.

## માણસ નામે રાક્ષસ

શ્રી સુરેશ બારિયાની 'માણસ નામે રાક્ષસ' એમની અગાઉની નવલકથાઓ 'ચંદને આગ અખૂટ' અને 'પરાજિત દેવતા' કરતાં કંઈક અંશે આંતરિક સત્વ ને પાત્રવિધાનની દૃષ્ટિએ ચડિયાતી કૃતિ લાગે છે 'સુખ અલ્પ, દુ:ખ પ્રધાન'થી ભરેલી દુનિયાનું દર્શન કરાવતી આ કૃતિમાં નિરાશા, હતાશા ને વેદનાનું જ દર્શન થાય છે

નિ:સંતાન દંપતી કૃષ્ણકાન્ત અને માયાદેવી પોતાને સંતાન થવાની કોઈ આશા ન રહેતાં અનાથાશ્રમમાંથી પાંચેક વર્ષના મનીષને દત્તક લે છે પણ મનીષ એમની પુત્રપ્રાપ્તિની સુખની ઝંખના પૂર્ણ કરવાને બદલે મોટા થતાં એમની લાગણી સમજવાને બદલે એમનો વિરોધ કરે છે અને પોતે માયાદેવીનો પુત્ર નથી એ જાણતાં એક વાર તો એમની તરફ તિરસ્કારની નજરે પણ જુએ છે. દુ:ખના આ આઘાતથી કૃષ્ણકાન્ત ગાંડા થઈ જાય છે

પોતાની સાચી જનેતાની શોધ કરતો મનીષ જ્યારે જાણે છે કે ગુલેબાનુ નામની એક વેશ્યા એની માતા છે ત્યારે એની વેદના અત્યંત વધી જાય છે. મનીષની શિક્ષિકા અને પાછળથી પ્રેયસી બનતી વિધવા દક્ષાની માતાનું મૃત્યુ થતાં એના પિતા પુનર્લગ્ન કરે છે એથી એ પિતાને ઘેર જતી નથી અને શિક્ષિકા તરીકે એકલવાયું દુ:ખી જીવન જીવે છે દક્ષાની નવી મા વૃદ્ધ પતિની અવગણના

કરી મામદા નામે અન્ય પુરુષ સાથે આડો સંબંધ રાખે છે. અંધ શૈલ સાથે કોઈ પરણતું નથી. છેવટે અનુપમાને શૈલ સાથે પરણાવવામાં આવે છે એથી એનાં સ્વપ્નો છિન્નભિન્ન થઈ જાય છે. અકસ્માતથી લંગડા બનેલા બિરજુની પત્ની એને છોડી ભાગી જાય છે એથી એ દુઃખી થાય છે.

આમ આ કૃતિનાં લગભગ બધાં જ પાત્રો શારીરિક કે માનસિક પીડાથી પિડાય છે. દુનિયામાં કેવળ દુઃખ જ છે એવું એકાંગી દર્શન બહુ યથાર્થ લાગતું નથી. કથનપદ્ધતિમાં લેખકની પ્રયોગશીલતા કોઈ વિશિષ્ટતા બતાવતી નથી પણ કૃતિના આંતરદેહમાં અસ્તિત્વવાદનું નિરૂપણ થયેલું જોવા મળે છે એ કંઈક આકર્ષક લાગે છે. મનીષનું અગંભીર, નીતિવિહીન ને સપાટી પરનું જીવન સાંપ્રત મૂલ્યવિહીન સમાજરચનાની ઝાંખી કરાવે છે. એની દત્તક લેનાર માતા સામેની વાસનાભરી દૃષ્ટિ અને સાચી જનેતાની પુત્રી શમા સાથેનો દૈહિક સંબંધ વાચકને આંચકો આપે એવાં છે. પણ તેમ છતાં એનું પાત્ર અપ્રતીતિજનક બનતું નથી કારણ કે એ વેશ્યાપુત્ર છે.

કથાના વહેણમાં વાર્તાના જુદા જુદા પ્રવાહો હોવા છતાં ક્યાંય વિક્ષેપ પડતો નથી. સુરેખ ને જીવંત પાત્રો, સુશ્લિષ્ટ ને દૃઢ વસ્તુગૂંથણી ને રોચક ભાવા-શૈલી આ કૃતિને સુરેશ બારિયાની સર્જકયાત્રાની પ્રગતિની સૂચક બનાવે છે. અગાઉની કૃતિઓમાં લેખક હિન્દી-ઉર્દૂ શબ્દોનો નિરર્થક ઉપયોગ કરતા હતા એ પણ આ કૃતિમાં જોવા મળતો નથી એ શુભ ચિહ્ન છે. આશા છે કે શ્રી સુરેશ બારિયા આ જ માર્ગે આગળ વધી પોતાની સર્જકશક્તિનો નવીન ઉન્મેષ પ્રગટાવી પ્રયોગશીલ લેખકોની અગ્રિમ હરોળમાં આવવાનો પ્રયાસ ફળદાયી બનાવે.

### મહેરામણને ખોળે

શ્રી મૂળરાજ રૂપારેલ અને ઉમિયાશંકર અજાણીની સંયુક્ત કલમે લખાયેલી આ નવલકથા, સારી લોકવાર્તા બની છે. એક સમયે આફ્રિકાના હબસીઓને પકડીને ગુલામ તરીકે વેચવાનો ધંધો યુરોપ-અમેરિકામાં ખૂબ ચાલતો હતો. પણ કાળક્રમે અંગ્રેજોએ જ આ ક્રૂર વેપાર કાયદા દ્વારા બંધ કરાવ્યો. આ કાયદાનો અમલ થાય એ માટે જંગબારની પેઢીના હિન્દી-કચ્છી માલિક જેરામ શિવજી અને લધાભાઈએ જે જીવસટોસટના સાહસો ખેડ્યાં હતાં એની કથા આ કૃતિમાં આલેખાઈ છે. ઇતિહાસના ચાહક આ બંને લેખકોએ ઇતિહાસનું સત્ય શોધી એને લોકબોલીમાં રજૂ કરવાની જે ચીવટ રાખી છે એ પ્રશંસનીય છે. એથી કથા રોમાંચક ને આકર્ષક બની છે.

## એક લહર, દો પથ્થર

પંજાબી, હિન્દી ઉર્દૂ સિંધી વગેરે ભાષાઓમાં નવલકથાકાર ગણાતા શ્રી હરબન્સ ભ નાની 'એક લહર, દો પત્થર'નો અનુવાદ શ્રી એન. એ. વોરાએ કર્યો છે. પ્રસ્તુત કૃતિમાં અનેક વાર વિવિધ કૃતિઓમાં આવી ગયેલા ૩૬ પ્રસંગો અંકિત થયા છે પણ એમાંથી નવલકથાનું સ્વરૂપ કલાત્મક રીતે આકાર ધારણ કરતું નથી.

રાયસાહેબની પુત્રી શીલ રમેશ સાથે રૂપા પરિચયમાં આવી ગુપ્ત રીતે લગ્ન કરે છે. લગ્ન પછી રમેશ પરદેશ જાય છે અને પોતે સગર્ભા બની છે એવો શીલને ખ્યાલ આવે છે. એથી શીલ આયા ગીતા સાથે હવા ખાવાના સ્થળે જાય છે. ત્યાં શીલને પુત્ર થાય છે. એને તે ગીતાને સોંપી ઘેર પાછી ફરે છે. રમેશ પરદેશથી બીજી સ્ત્રી સાથે પરણીને પાછો ફરે છે એ જોઈ શીલ આઘાત ને પીડા અનુભવે છે. પણ થોડા વખતમાં રમેશ અને એની પત્ની મોટર અકસ્માતમાં મૃત્યુ પામે છે.

આજ સુધી ગુપ્ત રાખેલી વાત શીલ પિતાને ગીતા મારફત જણાવે છે. શીલના લગ્ન શ્રીધર મોહન નામના શ્રીમંત બીજવર સાથે ગોઠવાય છે પણ દુર્ભાગ્યે પિતાનું અને એ પછી શ્રીધર મોહનનું પણ અવસાન થાય છે. નિરાધાર શીલ સમાજસેવામાં વ્યસ્ત હોય છે ત્યાં એક બાળકને બચાવવા જતાં ગીતાનું મૃત્યુ થયાના સમાચાર સાંભળે છે. ગીતાના મૃત્યુ પછી શીલનો પુત્ર રામુ નામે શીલના ઘેર માળી બને છે. એક વખત શીલ એને ઓળખી જતાં ભેટી પડે છે. રમેશનો પુત્ર રાજ આ દૃશ્યનો ફોટો પાડી લઈ બ્લેકમેઈલિંગ કરવા પ્રયાસ કરે છે પણ રામુ શીલનો જ પુત્ર છે એ પ્રગટ થતાં ક્ષમા માગે છે. શ્રીધરની પહેલી પત્નીનાં સંતાનો પણ રામુને ભાઈ તરીકે સ્વીકારે છે.

ખૂબ ચવાઈ ગયેલા પ્રસંગો તાલમેળિયાપણે ગોઠવીને રચાયેલી આ કૃતિ સામાન્ય વાચકને કથારસ પૂરો પાડવા કરતાં વધારે કશું સિદ્ધ કરતી નથી.

## અધૂરું સમણું

જાતે મરાઠીભાષી હોવા છતાં હિન્દીમાં નવલકથાલેખન કરતા શ્રી અનંત ગોપાલ શેવડેની 'અધૂરું સમણું'નો શ્રી નટવરલાલ જાનીએ ગુજરાતીમાં અનુવાદ ન કર્યો હોત તો ગુજરાતી વાચકવર્ગને કશું નુકસાન થવાનું નહોતું! અવાસ્તવિક અતિશયોક્તિભરી અને જીવ પર જુલમ કરવા છતાં ગળે ના ઊતરે

એવી ઘટનાઓવાળી આ કૃતિમાં અનુવાદ કરવાની ઇચ્છા જાગે એવું કશું આકર્ષક તત્ત્વ દેખાતું નથી.

ગિરીશ પોતાની સાથે કોલેજમાં અભ્યાસ કરતી શ્રીમંત અને સંસ્કારી માબાપની પુત્રી સુહાસિનીના સંગીતથી એના પ્રત્યે આકર્ષાય છે, પણ શરમથી પોતાનો પ્રેમ જાહેર કરી શકતો નથી. સુહાસિની ધંધાદારી ગરીબ ફોટોગ્રાફર રામલાલ સાથે ભાગી જાય છે. ગિરીશ વિદેશ ચાલ્યો જાય છે. પણ સુહાસિની એના હૈયેથી છૂટતી નથી. પાછો ફરી એ સુહાસિનીના ઘેર એના પતિની ગેરહાજરીમાં આવે છે અને રાત રહે છે. રામલાલ કારખાનું શરૂ કરવા માગતો હોય છે એ જાણી ગિરીશ બે લાખનો ચેક મૂકતો જાય છે. રામલાલ એ ચેક લઈ લે છે પણ પત્નીને ખરાબ ચાલની ગણી કાઢી મૂકે છે. ગિરીશ સુહાસિનીને પરદેશ જઈ નવું જીવન શરૂ કરવા સમજાવે છે પણ 'આર્ય નારી' માનતી નથી. ગિરીશ આત્માનંદ સ્વામી બની હિમાલય ચાલ્યો જાય છે.

સાવ સામાન્ય યુક્તિ-પ્રયુક્તિઓથી ચાલતી કથા, અનાર્ષક પ્રસંગો, વિસંગત પાત્રાલેખન ને સામાન્ય કક્ષાના પાત્ર સાથે અસંગત લાગે એવા સંવાદો આ કૃતિને સાવ સામાન્ય સ્તરની નવલકથા બનાવે છે

### માન-અપમાન

શ્રી જયંતીલાલ જોશીની આ એક સાવ સામાન્ય સ્તરની કૃતિ છે. સુગ્રથિત કથાવસ્તુ વિનાની આ કૃતિમાં જુદી જુદી કથાઓ કશી સંકલના વિના રજૂ થઈ છે. જયાનંદ-સરોજ વચ્ચેનો નિષ્ફળ પ્રણય, જયાનંદ-નિરુપમા વચ્ચેનો સફળ પ્રણય, મુકુંદરાય શેઠની રાજકીય પ્રવૃત્તિ, દેવેન્દ્રની કામદાર પ્રવૃત્તિ, સનત-પ્રતિમાની અર્થહીન પ્રણયકથા, નિરૂપમાની કોલેજની ઘટનાઓ અને બીજી અનેક બાબતોનો અહીં જમેલો થયો છે. લેખક પાત્રવિધાન, સંવાદ, વાતાવરણ કે સુબદ્ધ કથાવસ્તુ તો નથી આપી શક્યા, પણ સીધેસીધી રીતે વાર્તા પણ કહી શક્યા નથી. શ્રી સુરેશ બારિયા આ કૃતિની પ્રસ્તાવનામાં લેખકની જે પ્રકારે પ્રશંસા કરે છે એ જોતાં આ લેખકને ફાયદા કરતા નુકસાન વધારે થવા સંભવ છે.

### શૂન્યના સરવાળા

શ્રી જયંતિ દલાલ અને રાજુ પરીખના સહિયારા સર્જને ઉદ્ભવેલી 'શૂન્યના સરવાળા' આયોજનની દૃષ્ટિએ એક પ્રયોગશીલ નવલકથા છે. નવલકથાનો નાયક જગદીશ આખી કૃતિમાં ક્યાંય પ્રત્યક્ષ થતો નથી. એના પિતા મગનલાલ, બહેન નીલાંબરી, ઓરમાન ભાઈ વિનાયક અને બહેન માધવી, મિત્ર

ડૉ. અશોક અને પત્ની સુલોચના—એ સાત પાત્રોના માનોલોગ દ્વારા જગદીશનું પાત્ર ઉપસાવવા તેમાં પ્રયાસ થયો છે.

પિનાને મન જગદીશ વેવલો, ઘેલો ને બેવકૂફ છે. નીલાંબરીને ભાઈ નિર્દય લાગે છે. વિનાયકને એ મૂર્ખ લાગે છે. માધવીને એ નાલાયક લાગે છે. મિત્ર ડૉ. અશોકને એ હલકટ ને પાજી લાગે છે અને સુલોચનાને પતિ નિષ્ઠુર લાગે છે. વાસ્તવમાં એન્ફોર્સમેન્ટ ખાતામાં ઊંચા હોદ્દા પર નોકરી કરતો જગદીશ પ્રમાણિક, નીતિવાન અને સત્યપાલક છે. એના આદર્શને લીધે જગદીશ આ બધાં સંબંધીઓને કોઈ ને કોઈ રીતે પરેશાન કરી મૂકે છે એથી એ વ્યવહારુ માણસો જગદીશને ઉપરોક્ત દુર્ગુણોથી નવાજે છે.

જગદીશને સારો બતાવવા માટે લેખકે જે પ્રસંગો ઊભા કર્યા છે એમાં એકવિધતા લાગે છે. પ્રસંગો બધા એકસરખા પ્રતીતિકર પણ લાગતા નથી. જગદીશ સુધીરને શયતાન કહે છે, માધવી સાથે ભાગી જવાનુ છે એ જ દિવસે જગદીશની ધમકીથી સુધીર કલકત્તા જતો રહે છે, ઉપેન્દ્રનુ અણધાર્યું અવસાન, યોગેશ નીલાંબરીને એકાએક તેડી જાય છે—આ બધા પ્રસંગો વાચકને પતીજ પડે એ રીતે આલેખાયા નથી.

આવી થોડીક મર્યાદાઓ ઉપરાંત આ પ્રકારની નવલકથામાં જે સામાન્ય ભય રહેલો છે એ વસ્તુસંકલનની શિથિલતા પણ અહીં અનુભવવા મળે છે. તેમ છતાં પ્રયોગની દૃષ્ટિએ આ કૃતિ નોંધપાત્ર છે.

**કૃષ્ણાવતાર, ખંડ ૪**

ગાંધીયુગના સમર્થ નવલકથાકાર શ્રી કનૈયાલાલ મુનશીની 'કૃષ્ણાવતાર' સાત ખંડોમાં લખવા ધારેલી, કૃષ્ણજીવનની મહાકથા છે. એના 'મોહક વાંસળી', 'સમ્રાટનો પ્રકોપ' અને 'પાંચ પાંડવો' એ નામના ત્રણ ખંડો અગાઉ પ્રગટ થઈ ગયા છે. આ વર્ષે પ્રગટ થયેલો ચોથો ખંડ 'ભીમનુ કથાનક' આ મહાકથાને આગળ ધપાવે છે.

કાંપિલ્ય નગરમાં દ્રુપદ રાજાએ યોજેલા દ્રૌપદીસ્વયંવરમાં અર્જુન લક્ષ્યવેધ કરે છે અને માતાની આજ્ઞા મુજબ દ્રૌપદી પાંચે ભાઈઓ સાથે પરણે છે, એ ઘટના પછી શરૂ થતી આ ખંડની કથામાં ભીમનાં પરાક્રમો ને એ દ્વારા વિકસતું એનુ વ્યક્તિત્વ કેન્દ્રસ્થાને છે.

દ્રૌપદીનો પાંચે ભાઈઓ સાથે એક એક વર્ષ રહેવાનો નિર્ધાર, ભીમ-જાલંધરાનો પરિચય ને પ્રણય, પિતામહના આમંત્રણથી પાંડવોનું કૃષ્ણ-બલરામ

સાથે હસ્તિનાપુર પ્રતિ ગમન, દુર્યોધનની પાંડવો વિરુદ્ધની ખટપટ, યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક, દુર્યોધનને રાજા બનાવવાનું કૃષ્ણે ભાનુમતીને આપેલું વચન, ભાનુમતીનું અવસાન, ધૃતરાષ્ટ્રની આજ્ઞા મુજબ રાજ્ય કરવાની યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા, ભીમનો હસ્તિનાપુરત્યાગ, કૃષ્ણની સમજાવટથી નવું નગર રચવાની ભીમની યોજના, પાંડવોનું ખાંડવપ્રસ્થ પ્રતિ પ્રયાણ, ત્યાં ઇન્દ્રપ્રસ્થની સ્થાપના ઇત્યાદિ આ ખંડના મહત્ત્વના બનાવો છે.

મુનશી પૌરાણિક ઘટનાઓમાં કલ્પનાના રંગો પૂરી પ્રસંગોની જમાવટ સરસ રીતે કરી જાણે છે. એથી જાલંધરાને લઈને જતી હોડીને ભીમ કેવી રીતે ડુબાડે છે અને એને કેવી સિફતથી બચાવે છે, અઘોરીની કુટિરમાંથી એ દુઃશાસનને કેવી ચાલાકીથી ભગાડે છે ઇત્યાદિ પ્રસંગોમાં વાચકોને રસ પડે એમ છે. અદ્ભુત અને શૃંગાર આ ખંડના કેન્દ્રરસો હોવાથી પણ કૃતિ એકધારી વાંચી જવા પ્રેરે એવી છે. સત્યવતી, કુંતી, ભાનુમતી, જાલંધરા, દ્રૌપદી ઇત્યાદિ સ્ત્રીપાત્રો તેમ જ કૃષ્ણ, ભીમ, યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ ઇત્યાદિ પુરુષપાત્રો સત્ત્વ ને વ્યક્તિત્વવાળાં બન્યાં છે. પરંતુ આખી કૃતિમાં પૌરાણિક વાતાવરણ જમાવવામાં મુનશી નિષ્ફળ નીવડ્યા છે. રાજ્યસભાનું વર્ણન કોઈ વ્યક્તિવિશેષના સન્માન-સમારંભ કરતાં વિશેષ ભવ્યતા બતાવતું નથી. મુનશીનો માનીતો શબ્દ ‘ કાલાગ્નિ ’ અગાઉની નવલકથાઓની જેમ અહીં પણ ભીષ્મપિતામહ જેવાં પાત્રોના વર્ણનમાં આવી એની વ્યંજકતા ગુમાવતો દેખાય છે. ભીમનું હાસ્ય ક્યાંક ક્યાંક વિદૂષક જેવું બની એના રાજકુમારપદને કલંક લગાડે છે. દુર્યોધન અને એની ચંડાળ-ચોકડીનો પાંડવો સાથેનો સંઘર્ષ પણ આયાસસિદ્ધ અને કૃત્રિમપણે ભવ્ય બનાવેલો લાગે છે.

આ મહાકથાના પ્રથમ ખંડ માટે શ્રી યશવંત દોશીએ કરેલી ટીકા આ ખંડને પણ કંઈક અંશે લાગુ પાડી શકાય એવી છે. શ્રી દોશીએ લખ્યું હતું કે, “ શ્રી મુનશીએ આ રચનાને નવલકથા તરીકે કલ્પી જ નથી એમ જણાય છે. આમાં કથા છે, પણ નવલકથા નથી. કથા છે એનો અર્થ એ કે પ્રસંગો છે, પણ પ્રસંગો આપણી આંખ આગળ બનતા નથી. બનેલા પ્રસંગો કહેવાઈ જતા હોય એવું લાગે છે. ”

## કરો કેસરિયાં

કચ્છના ઇતિહાસમાંથી એક ખ્યાતનામ વિષયવસ્તુ પસંદ કરી શ્રી મૂળરાજ રૂપારેલે લખેલી ઐતિહાસિક નવલકથા ‘ કરો કેસરિયાં ’ મુખ્યત્વે જારાના

ભાણીના યુદ્ધની વીરરસપ્રધાન કથા છે.

કચ્છના રાવ લખપતજી અને એના પુત્ર રાવ ગોડના હાથે જીવણ ઠક્કરની ઉશ્કેરણીથી અપમાનિત થયેલો દીવાન દેવકરણ ઠક્કરનો પુત્ર પૂંજો ઠક્કર સિંધના બાદશાહ ગુલામશાહ કલોરાને કચ્છ પર ચડાઈ કરવા આમંત્રણ આપે છે. સિત્તેર હજાર સૈનિકોના વિશાળ લશ્કર સાથે ગુલામશાહ કચ્છ પર હુમલો કરે છે. કચ્છના વિવિધ કોમના લોકો, ભાયાતો અને રાવનું સૈન્ય લઈ આવેલો જીવણ ઠક્કર ઝારાના ડુંગર પાસે દુશ્મનનો સબળ સામનો કરે છે. જીવણ ઠક્કરની ઢીલી જાતિના લીધે કચ્છીઓ બરાબર વ્યૂહાત્મક યુદ્ધ આપી શકતા નથી અને પરિણામે હારી જાય છે. બને પક્ષના થઈ એક લાખ માણસોની ખુવારી થાય છે. ઝારાનો ડુંગર વટાવી આગળ વધતા ગુલામશાહ સાથે પૂંજાની જ દરમિયાનગીરીથી રાવ ગોડ સંધિ કરે છે. યુદ્ધનો ખર્ચ અને કચ્છના રાવની કન્યા લેવાની શરતે સંધિ કરી ગુલામશાહ સિંધ પાછો ફરે છે. રાજમાતાના આદેશથી રાવ ગોડ કમને પણ પૂંજા ઠક્કરને દીવાનપદ આપે છે. પણ પોતાની વૈરતૃપ્તિની વાસનાએ કચ્છના અનેક વીરપુરુષોના જાન ગયા હોવાથી ઉદ્વિગ્ન બનેલો પૂંજો ઝેર પીને આત્મહત્યા કરે છે.

ઝારાના આ યુદ્ધમાં કચ્છના એક સમયના દીવાન પૂંજા ઠક્કરે ભજવેલા ભાગ અંગે ઇતિહાસકારોમાં બે મત પ્રવર્તે છે. પૂંજા શેઠને દેશદ્રોહી ગણાવતા અભિપ્રાયનો વિરોધ કરવો એ આ નવલકથાલેખનનો મુખ્ય આશય છે. આ આશય સિદ્ધ કરવા માટે પૂંજા ઠક્કરને રાજ્ય તરફથી થયેલ અન્યાયોના પ્રસંગો લેખકે ખૂબ પ્રતીતિકર રીતે આલેખ્યા છે. પિતાના ખૂનનો અને પોતાને થયેલ અન્યાયનો બદલો લેવા માટે સિંધના ગુલામશાહને આમંત્રણ આપનાર પૂંજાના દિલમાં તો કચ્છ માટે ઊંડી ભક્તિ રહેલી છે એ લેખકે અનેક પ્રસંગો દ્વારા બતાવ્યું છે.

નવલકથામાં ઇતિહાસને વફાદાર રહેવાની લેખકની ચીવટ પ્રશંસનીય રીતે દૃષ્ટિગોચર થાય છે. પૂંજા શેઠનાં સંસ્મરણો દ્વારા એના ભૂતકાળને વર્ણવી લેખકે વસ્તુસંકલના સુશ્લિષ્ટ બનાવવામાં પણ સારી કાળજી રાખી છે. લાખાજી, વીસાજી, બીમાજી, રાવલજી, હમીરજી ઇત્યાદિ શૂરવીરોનાં અને પૂંજા શેઠની માતા પાનબાઈ, લાખાજીની પત્ની, રાજમાતા આદિ વીરાંગનાઓનાં પાત્રો સજીવ લાગે છે. ગિધુમલ અને જીવણ ઠક્કરનાં પાત્રોમાં ક્યાંને આવશ્યક એવી ભવ્યતા લેખક આણી શક્યા નથી. સિંધના શાહનું વર્તન અને એના સેનાપતિ સાથેની એની વાતચીત તદ્દન સામાન્ય કક્ષાનાં લાગે છે. કચ્છના વીરનરોની શૂરવીરતા બતાવવાના

અતિ ઉત્સાહમાં લેખકના હાથે કેટલાક પ્રસંગો અપ્રતીતિકર રીતે આલેખાયા છે. દા. ત., પૂજા શાહના પુત્રને કચ્છમાં ભાગી જતાં રોકવા ગયેલા શાહના પાંચ માણસોમાં ચાર માર્યા જાય છે અને સાંઢણીની બીકથી એક પાછો ફરે છે, વીસાજી ને ભીમાજી શાહની છાવણીમાં જઈને શાહની સાથે સહીસલામત પાછા ફરે છે. લેખક પર ગુણવંતરાય આચાર્યની શૈલીની ઘેરી અસર હોય એમ લાગે છે. પાત્રોનું વ્યક્તિત્વ વર્ણવવામાં અને પ્રસંગોનું અતિચિત્રણ કરવામાં એ દેખાઈ આવે છે.

યુદ્ધની કથા હમેશાં રમ્ય લાગતી હોવાથી આ નવલકથા પણ વાચકોને પૂરતો કથા રસ પૂરો પાડશે. પણ ઇતિહાસને વફાદાર રહી કલ્પનાથી એ સમયનું વાતાવરણ ખડું કરી એક નવીન સૃષ્ટિનો આહ્લાદ આપવાની સર્જનક્ષમતા લેખક બતાવી શક્યા નથી. એથી થોકબંધ લખાતી ચીલાચાલુ ઐતિહાસિક નવલકથાઓમાં એકનો ઉમેરો કરવા સિવાય ખાસ કોઈ નવીનતા આ કૃતિમાં જોવાની અપેક્ષા રાખનારને નિરાશા જ સાંપડશે.

## અંતર જાગી આરઝુ

આધ્યાત્મિક સંસ્પર્શ પામેલી શ્રી ગૌતમ શર્માની સામાજિક નવલકથા 'અંતર જાગી આરઝૂ' વિમુક્ત નામના એક વિતરાગ સાધુએ સંસારમાં પ્રવેશ કરી સંસારથી અલિપ્ત રહેવા કરેલી સાધનાની કથા છે.

સરજત ગામ પાસેના મંદિરમાં ગુરુના મૃત્યુ બાદ રહેતો સાધુ વિમુક્ત પ્લેગનો ભોગ બનેલા એક મુસાફરની સારવાર કરે છે અને એનો ભૂતકાળ જાણે છે. એ મુસાફર કુંદનપુર નામના ગામના જમીનદારનો પુત્ર છે અને બૂરી સંગતનો ભોગ બની ઘર છોડી ભાગી આવેલો છે. એના ખભા પર સાધુ વિમુક્તના જેવુ જ લાખુ છે. પોતાની કથની કહ્યા પછી મુસાફર આગળ ચાલ્યો જાય છે અને વિમુક્ત પણ દુષ્કાળને લીધે સરજત ગામ ખાલી થઈ જતા મંદિરની માયા ત્યાગી ચાલ્યો જાય છે. સંજોગવશાત્ એ, જેની એણે સેવા કરેલી એ મુસાફર અર્જુનસિંહના વતન કુંદનપુરમાં આવી ચઢે છે. એના ખભા પગના લાખા પરથી લોકો એને અર્જુનસિંહ માને છે. વિમુક્ત પોતાની સાચી ઓળખાણ આપે છે, છતાં અર્જુનસિંહના વિરહમાં ઝૂરતી એની વૃદ્ધ માતાને બચાવવાની પરોપકારી ભાવનાથી એ અર્જુનસિંહ તરીકે સંસારી બને છે, નાના બાપુ તરીકે ઓળખાતો વિમુક્ત પોતાના સદ્ગુણોથી આખા ગામનુ તેમ જ સરકારી અમલદારનુ પ્રિય પાત્ર બને છે. એ ધીમે ધીમે કુંદનપુરમાં ગ્રામપંચાયત સ્થાપી એનો સરપંચ બને છે

અને ગામની અનેક બદીઓ દૂર કરી માથાભારે માણસોને હૃદયપલટો કરાવી સારા માર્ગે ચડાવે છે. એવામાં સાચો અર્જુનસિંહ પાછો ફરે છે, અને પિતરાઈ દરબારની ઉશ્કેરણીથી વિમુક્ત પર છેતરપિંડીનો આરોપ મૂકે છે. દરેક પરિસ્થિતિમાં સ્વસ્થ ને અલિપ્ત રહેતો વિમુક્ત આ સમયે પણ નિખાલસતાથી સ્પષ્ટતા કરી ફરી સાધુ બની જાય છે, પણ હવે ગામલોકો અને ખાસ કરીને એના તરફ અલૌકિક પ્રેમથી આકર્ષાયેલી જગા ગોરની વિધવા પુત્રી ગંગા એને જવા દેતાં નથી. એ બંનેના પરસ્પર પ્રત્યેના શિવગંગા સમા દામ્પત્યભાવ સાથે નવલકથા પૂરી થાય છે.

બે ભાગમાં વિસ્તરેલી આ નવલકથામાં લેખકે પ્રસંગોની જમાવટ સારી કરી છે. વિમુક્તનું વેદાંતી આચરણ કસોટીએ ચડાવતા અનેક પ્રસંગો લેખકે વાચકને જકડી રાખી શકે એ રીતે આલેખ્યા છે, અને કુંદનપુર ગામનાં સારાં ને ખરાબ પાત્રો વિગતે નિરૂપ્યાં છે. જોકે દુરિત પાત્રોનુ હૃદયપરિવર્તન કોઈ વાર તાલમેલિયુ ને એથી અપ્રતીતિકર લાગે છે. છતા ખલ પાત્રનુ આલેખન કરવાની લેખકમાં પ્રશસ્ય શક્તિ છે એમ કહી શકાય. પ્રસંગજમાવટ, વસ્તુ-સંકલના ને પાત્રાલેખનની દૃષ્ટિએ નોંધપાત્ર લાગતી આ નવલકથામાં લેખકે પ્રસંગોનાં વર્ણનોમાં કરેલું પુનરાવર્તન ખૂંચે એવુ છે, તેમજ આધ્યાત્મિક પ્રશ્નોની ચર્ચા પણ નીરસતા આણે છે. કથાના કેન્દ્રરૂપ પાત્ર વિમુક્તને દરેક પ્રસંગે સફળ બનાવવા જતાં લેખક વાસ્તવિકતાનો ધ્વંસ કરે છે. એના જીવનનુ રહસ્ય એટલે કે સાધુજીવન પૂર્વેનુ એનુ જીવન લેખકે સાવ ગુપ્ત જ રાખ્યુ છે એથી કથા અધૂરી લાગે છે.

આવી કેટલીક મર્યાદાઓ બાદ કરતાં આ નવલકથા એના વિષયની નવીનતાને લીધે વાચનક્ષમ બની છે. થોડો કલાસંયમ કેળવી લેખક જો ધ્વન્યાત્મકતાનો વિનિયોગ કરે તો ભવિષ્યમાં સારી કૃતિઓ આપવાની આશા જન્માવે છે.

## વીતી વેરણ રાત, ભાગ ૧-૨

ઉમિયાશંકર અજાણીની બે ભાગમાં વિસ્તરેલી આ ઐતિહાસિક નવલકથા કચ્છના એક કામાંધ ને જુલ્મી રા' રાયકરણના શાસનકાળની અને એની સામે ચયેલ લોકક્રાંતિની કથા છે.

ફકીર પન્નાહના પ્રભાવમાં તણાતો રા' રાયકરણ પોતાના લોકપ્રિય દીવાન દેવકરણનુ ખૂન કરાવે છે, રાજગોર ઓધવજી મહારાજને જેલમાં પૂરે છે, અનેક રૂપાળી કન્યાઓ પર બળાત્કાર ગુજારે છે અને માંડવી અને ભૂજનાં વિખ્યાત

હિન્દુ મંદિરોને તોડવા પ્રવૃત્ત થાય છે. રાજાના આ જુલમ સામે કાશીગર બાવો, જમાદાર ફત્તેહમહમદ અને ગુલમદાર આદિ દેશભક્તો બળવો કરે છે. અનેક ખટપટો, કાવાદાવા, ખૂનામરકી, યુદ્ધો ને જુલમો પછી રાજરાણીના સહકારથી રાયકરણને નજરકેદ કરી બારભાયાનું શાસન સ્થપાય છે પણ મેઘજી પારેખ જેવા સ્વાર્થસાધુ અને ડોશલ વેણુ સેનાપતિ જેવા સત્તાશોખીનોના લીધે આ પ્રજાસત્તાક શાસનમાં પણ ફાટફૂટ પડે છે અને ફરી રાયકરણ ગાદી પર આવી સત્તા જમાવે છે. આખરે ફત્તેહમહમદ જમાદાર રાયકરણને કેદ કરી એના પુત્રને ગાદીએ બેસાડી સત્તા પોતાના હાથમાં લે છે ત્યારે કચ્છમાં રાત વીતી પ્રભાતનાં સોનેરી કિરણો પ્રગટે છે.

આ જ વિષય પર અગાઉ લખાઈ ગયેલી 'કચ્છમાં ક્રાન્તિ' જેવી નવલકથા કરતાં વિશેષ કંઈ આમાં સિદ્ધ થતું દેખાતુ નથી. લેખક ઇતિહાસને વફાદાર રહી એક પછી એક પ્રસંગો કથારસના રસિયા વાચકોને જકડી રાખે એ રીતે આલેખે જાય છે અને પ્રસંગો ઊભા કરતાં મેઘજી, વાઘજી, ગુલમદાર, ફત્તેહમહમદ, ડોશલ વેલ, ડોશલ સીધી, રાજમાતા, રાજબાઈ આદિ પાત્રો પણ વ્યક્તિત્વ ધારણ કરે છે. પણ પ્રસંગોનો ખડકલો કરવામાં અને પાત્રોની વીરતા બતાવવામાં લેખકે એટલુ બધુ ધ્યાન આપ્યું છે કે વસ્તુસંકલના સુશ્લિષ્ટ બનાવવા કે કૃતિને કલાત્મક આકાર આપવા તરફ તો સાવ દુર્લક્ષ જ સેવાયું છે. સ્વ. શ્રી ગુણવંતરાય આચાર્યની જેમ લેખક પ્રસંગોના ને પાત્રોના દેખાવ ને ભાવનાઓનું વર્ણન કરવામાં અક્ષમ્ય પુનરાવર્તન કરે છે. લેખકની કલમ પર સંયમ હોત તો બે ભાગની આ નવલકથા એક જ ભાગમાં સહેલાઈથી પૂરી કરી શકાઈ હોત.

લેખક ઇતિહાસને અત્યંત વફાદાર બનવા જતાં કલાને બેવફા બન્યા છે. તેમ છતાં વાચકોને આ કૃતિનો કથારસ સંતર્પક લાગે તો નવાઈ નહિ. અલબત્ત એનું મુખ્ય કારણ તો એમાં આવતા ડિટેક્ટિવ વાર્તાના અંશો જ છે.

### પડ પાસા પોબાર

'કંથ કોટેશ્વર'ના અનુસંધાનમાં લખાયેલી આ કૃતિ કચ્છના રા' ફૂલદેવના શાસનકાળની બે ભાગમાં વિસ્તરેલી ઐતિહાસિક નવલકથા છે. ધૃતપદીના રાજા ધરણદેવને હરાવી ફૂલદેવ એની પુત્રી ધારિણીદેવી સાથે લગ્ન કરે છે, પણ પુત્રીના પિતૃપ્રેમનો લાભ લઈ ધરણદેવ કચ્છના પાટનગરમાં ખટપટ ઊભી કરી મહાશિવરાત્રિના ઉત્સવ સમયે હુમલો કરે છે. કંથાદુર્ગના મહામંત્રી

નીલકંઠની સમયસૂચકતાથી આ હુમલાનો સખત પ્રતિકાર થાય છે અને નીલકંઠ પોતે ઘાયલ થઈ મિત્ર ને સ્વામી ફૂલદેવનો બચાવ કરે છે. કંથકોટ યાને કંથાદુર્ગના સેનાપતિ વયજલ્લદેવ દુશ્મન પક્ષની યુવતી મોહિનીના પ્રેમમા ફસાઈ મંત્રી વિરુદ્ધ ખટપટો કરે છે અને રાજાને સુમંગલા નામની નર્તકીના મોહમા ફસાવી પોતાના તરફ ખેંચે છે. દુશ્મન પક્ષના કેદમા પકડાયેલા સેનાપતિ ચંડદેવને છોડાવવા જતાં એની પ્રિયતમા મોહિની મૃત્યુ પામે છે, સેનાપતિને મૃત્યુદંડની શિક્ષા થાય છે. ધરણુદેવ અંતિમ હુમલામા ફૂલદેવના હાથે મૃત્યુ પામે છે અને ધૂતપદી પર કંથકોટનો વાવટો ફરકાવે છે.

આ મુખ્ય કથામાં અનેક રાજખટપટો, કાવાદાવા, રાજા-સેનાપતિ વગેરેની કામાંધતા, આદર્શ પાત્રોની રાજ્યભક્તિ આદિનો લેખકે શંભુમેળો જમો કર્યો છે. શ્રી પ્રીતમલાલ કવિએ શુદ્ધ ઇતિહાસને બદલે દંતકથાઓનો આશ્રય લઈ આ નવલકથામાં અનેક પ્રસંગો ને પાત્રોનો ખડકલો કર્યો છે. લેખક પ્રસંગોની જમાવટ કરી શકે છે પણ આખી કથાની વ્યવસ્થિત ને કલાત્મક ગૂંથણી કરી શકતા નથી. નીલકંઠના સુખદ અપવાદ સિવાય બીજા કોઈ પાત્રમાં ખાસ વ્યક્તિત્વ દેખાતું નથી. ખુદ ફૂલદેવના પાત્રમાં પણ સાતત્ય જળવાતું નથી. નીલકંઠની પત્નીનુ પાત્ર એના દેશપ્રેમને લીધે ઉજ્જ્વળ બની શકે એવુ હોવા છતા લેખક એનો પૂરતો લાભ ઉઠાવી શક્યા નથી. લેખકે પાત્રોની ભવ્યતા વર્ણવવામાં મુનશીનુ અનુકરણ કર્યું છે પણ એ પાત્રો કાર્યમા એટલાં ભવ્ય લાગતાં નથી. મુનશીનો 'દુર્ધર્ષ' શબ્દ પણ લેખક અર્થહીન રીતે પ્રયોજે છે

આટલી મર્યાદાઓ છતા કથારસિક વાચકોને આ નવલકથા વાંચવી ગમશે કારણ કે એમા કલા નથી પણ કથા છે, અને રહસ્યકથાના ઘણા અંશોનો પણ સમાવેશ થયો છે. ઉપરાંત વીર રસ ને શૃગાર રસ અતિ ચિત્રણ પામ્યો છે એથી કથા સામાન્ય વાચકને અંત સુધી જકડી રાખી શકે એવી બની છે.

કંથ કોટેશ્વર

કચ્છમાં આવેલા કંથકોટના અભેદ્ય દુર્ગની સ્થાપના અને ધૂતપદીના રાજા ધરણુદેવે એ કિલ્લા પર સ્થાપેલી હકુમતની ઐતિહાસિક કથા આલેખતી શ્રી પ્રીતમલાલ કવિની આ કૃતિ યુદ્ધ, સ્વદેશપ્રેમ, રાજખટપટ ને પ્રણયનુ આલેખન કરતી સામાન્ય નવલકથા છે

માલા નામની વેશ્યાના સાહસથી ધૂતપદીનો મંત્રી રાજભલ કંથકોટનો દરવાજો ખોલાવી રાજા ધરણુદેવને અંદર દાખલ કરાવે છે યુદ્ધમાં સાહેલ અને

નિમકહરામ નીવડેલો એનો સેનાપતિ મૃત્યુ પામે છે, પણ ધાત્રી ફારુકદે અને સાહસિક બ્રાહ્મણ નીલકંઠ રાજકુમાર ફૂલદેવને લઈને ભાગી જાય છે. કંથકોટ પર સંગ્રામસિંહ નામના દંડનાયકને મૂકી ધરણદેવ પાછા ફરે છે. બીજી બાજુ રાજકુમારની શોધમાં નીકળેલા વાઘેલા સૈનિકોના હાથે ઘવાયેલો નીલકંઠ ધૃતપદીના શ્રેષ્ઠી શ્રીપાદની વણજારનો આશરો લે છે. શ્રીપાદની પુત્રી સોહિનીનો એ પ્રિય-પાત્ર ને અંતે પતિ બને છે. ધૃતપદીના મંત્રી રાજમલનાં કાવત્રાં નીલકંઠ ખુલ્લાં પાડે છે અને મંત્રી અને એમના પ્રેમમાં પડેલી રાજકુંવરીનો ઘાત કરાવે છે. એ પછી સોહિનીની રજા લઈ નીલકંઠ રાજકુમાર ફૂલદેવની શોધમાં નીકળે છે. રાજાના આશ્રયે રહેતી ફારુકદે અને સાંઢણી ચારતા ફૂલદેવને શોધી એનો સાચો પરિચય રાજાને કરાવી નીલકંઠ એને પાછો લાવે છે. નીલકંઠની બુદ્ધિથી કંથકોટ ફરી જિતાય છે અને રાજા ફૂલદેવનો એ મંત્રી બને છે.

લેખક શુદ્ધ ઇતિહાસને વળગી રહેવાને બદલે દંતકથાઓ અને કિંવદંતીઓનો આશરો લઈ આ કથામાં અનેક બનાવો આલેખે છે. પણ સામગ્રીનો કેવળ ખડકલો કરવાથી કલાકૃતિ બનતી નથી એ એમના ખ્યાલમાં નથી.

નીલકંઠનું ચાતુર્ય, સોહિની સાથેનો પ્રણયપ્રસંગ, ફારુકદેની વફાદારી, એ માટેનું પુત્રબલિદાન, રાજા ધરણદેવના મંત્રીનો રાજકુમારી સાથેનો પ્રણય, માલાનાં પરાક્રમો, ફૂલદેવ ને નીલકંઠનો મિત્રપ્રેમ ને પરાક્રમો ઇત્યાદિ અનેક બનાવો આ કૃતિની કથાને સરળ રીતે વહેવડાવે છે અને સામાન્ય વાચકને એક રહસ્ય-પૂર્ણ, ખટપટો ને કાવાદાવાથી ભરેલી, સાહસ ને પ્રેમ, યુદ્ધ ને શૌર્યથી ભરપૂર કથા વાંચવા મળે છે.

**બંધ દરવાજા**

શ્રી પરાજિત પટેલની આ હેતુલક્ષી નવલકથા હરિજન કન્યા ને સવર્ણ વર તેમ જ સવર્ણ કન્યા ને હરિજન વર વચ્ચે સ્વેચ્છાલગ્ન કરાવી ગાંધીશતાબ્દિના વર્ષમાં ગુજરાતના એક સામાજિક કલંકને દૂર કરવાની પ્રેરણા આપતી ઉપદેશ-પ્રધાન કૃતિ છે.

'૪૨ની ચળવળમાં ભાગ લઈ બબ્બે વાર કારાવાસ ભોગવી આવેલા બાપની પુત્રી અને ગુજરાત વિદ્યાપીઠમાં તાલીમ લઈ રહેલા ભાઈ બકુલની બહેન ગજરા સાબરકાંઠાના એક સાવ પછાત ગામમાં શિક્ષિકા બને છે અને ગામના મુખીના કોપનો ભોગ બનીને પણ માધા ઢેડની છોકરી 'સવલી'ને ભણાવે છે. હોશિયાર

મરતી 'સાવિત્રી' બને છે અને બહેનને મળવા આવેલા ભાઈ બકુલ સાથે અમદાવાદ જાય છે. એનો મેટ્રિક પાસ થયેલો ને એક વાર પરભગ થયેલો ભાઈ પૂંજો ગજરાના પિતાને ચૂંટણીમાં સહાય કરે છે. અનેક કાવાદાવા કરતા ગામના મુખીને હિંમતથી જેલમાં પુગાવી ગજરાબહેન ગામમાં પ્રિયપાત્ર થઈ પડે છે. કૃતિના અંતમાં ગજરા પૂંજા સાથે અને બકુલ સાવિત્રી સાથે પરણે છે અને જેલમાંથી પાછો ફરેલો ને વગરો થયેલો મુખી ગજરાની માફી માગે છે

ગાંધી શતાબ્દિવર્ષમાં ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની એક મહત્ત્વની રચનાત્મક પ્રવૃત્તિને અંજલિ આપવા લખાયેલી આ હેતુપ્રધાન કૃતિ અત્યંત કૃતક બની છે. એમાં આવતી ઘટનાઓ સ્વાભાવિક કે વાસ્તવિક લાગતી નથી. પાત્રો પણ વ્યક્તિત્વ વિનાનાં ને નિર્જીવ લાગે છે. ગામડાના વર્ણનમાં, પાત્રોની ભાષામાં, ગામડાના લોકોના વહેમોના આલેખનમાં લેખકને પોતાના અનુભવનો ઉપયોગ કરવાની તક મળી છે એથી ક્યાંક વર્ણનો, તો ક્યાંક સંવાદો છૂટક રીતે આકર્ષક બન્યાં છે, પણ આખી કૃતિ કલાનો આસ્વાદ આપી શકે એવી બની નથી.

પૂંજાની ચૂંટણીમાં સહાય, ગજરાનો ગાડું હાંકવાનો પ્રયાસ, તગાળાનો ખેલ ને મુખીની ચાલાકી, મંગળાબેનનાં આદિવાસી સાથેના લગ્ન, ભોળિયાને માતા આવવા, મુખીની ધરપકડ ઇત્યાદિ પ્રસંગો સામાન્ય વાચકને કથારસ પૂરો પાડે એવા છે, પણ લેખક ગજરાબેનના આદર્શને સફળતા અપાવવાની ઉત્સુકતામાં પાત્રો કે પ્રસંગોને પ્રતીતિજનક બનાવવામાં કરુણ રીતે નિષ્ફળ નીવડ્યા છે એથી પુસ્તકની પ્રસ્તાવના જે આશા વિદગ્ધ વાચકના હૈયામાં જન્માવે છે એ અપૂર્ણ જ રહે છે.

## ચૌરંગી

આ વર્ષે ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલી અનુવાદિત નવલકથાઓમાં બંગાળના સુપ્રસિદ્ધ નવલકથાકાર શ્રી શંકર(મણિશંકર મુખરજી)ની આ કીર્તિદા કૃતિ એના વસ્તુની નવીનતા અને જીવનના કારુણ્યની મનભર રજૂઆતને લીધે નોંધપાત્ર બની છે. શ્રી શ્રીકાંત ત્રિવેદીએ આ બંગાળી નવલકથા ગુજરાતીમાં ઉતારી પ્રશંસનીય સેવા કરી છે.

કલકત્તાના ચૌરંગી વિસ્તારમાં આવેલી, આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતી, આલિશાન હોટેલ શાહજહાંનનો એક ભાવુક કામદાર શંકર હોટેલજીવનના રસિક ચિત્રોની એક અદ્ભુત સૃષ્ટિ આ કથા દ્વારા ખડી કરે છે. બાજુના ગામડેથી

કલકત્તા આવેલો યુવાન શંકર પ્રથમ એક ગોરા બૅરિસ્ટરનો કલાર્ક બને છે. ત્યાંથી બેકાર થઈ કર્ઝન પાર્કમાં રખડતાં મજ્જન બાયરન સાહેબનો ભેટો થાય છે અને એમની સિફારશથી એને શાહજહાનમાં નોકરી મળે છે. એ હૉટેલના મદદનીશ કલાર્કમાંથી બઢતી પામી રિસેપ્સનિસ્ટ સુધીની કક્ષાએ પહોંચી પાછો બેકાર થતો શંકર પોતાની ચડતીપડતી સાથે હૉટેલ શાહજહાનની ચડતીપડતી પણ આત્મકથાત્મક ઢબે આલેખે છે.

હૉટેલ શાહજહાન જાણે આ નવલકથાનું એક જીવંત પાત્ર છે. એક રીતે એ કથાની નાયિકા છે અને એના નાનામોટા કર્મચારીઓ એનાં અંગો છે. હૉટેલને કેન્દ્રમાં રાખી એના મૅનેજર માર્કો પોલો સાહેબના ભગ્ન પ્રણય અને દામ્પત્યની કથા, રિસેપ્સનિસ્ટ સત્યસુંદર બોઝ અને એર હોસ્ટેસ સુજાતાદેવીની હૃદયવેધક પ્રણયકથા, કરબી ગૃહ, અને અનિંદ્ય પકડાશીની કરુણરસિક પ્રણય-કથા, પ્રણય અને લગ્નસુખનો ભોગ આપતી રોઝીની દારુણ વેદનાકથા જેવી અનેક જીવનકથાઓ આ નવલકથામાં ગૂંથવામાં આવી છે. પોતાના સગા ભાઈ હૅરી સાથે કૅબરે નૃત્યમાં પ્રણયનો અભિનય કરતી કનિ ધ ચુમન, ડૉક્ટર સધર-લૅન્ડ, વેઈટર માયાધર, સોરાબજી ઇત્યાદિ પાત્રોના આંતરિક જીવનમાં વહેતો કારુણ્યનો પ્રવાહ મર્મવિદારક વેદના ઉપજાવે એવો છે.

વિવિધ માનવીઓના આ મેળામાં કાવાદાવા, ભેદપ્રપંચ, વિલાસવૈભવ, વ્યભિચાર, કામુકતા, બેવફાઈ ને હતાશા, ત્યાગ અને સમર્પણ આદિના અવનવાં દર્શન થાય છે. આ હૉટેલના પ્રત્યેક કર્મચારી અને મહેમાનને પોતપોતાની આગવી કથા છે અને એ દરેક કથા પાછળ એક માર્મિક વ્યથા છે. એ વ્યથા જ કૃતિને મનોહર ને આકર્ષક બનાવે છે.

શ્રી 'શંકર'ની સૂક્ષ્મ વિનોદવૃત્તિ નવલકથાના પ્રત્યેક પાત્રની કરુણતાને વધારે ઘેરી બનાવે છે. એમની શૈલીમાં તાજગી ને રોચકતા છે. ટૂંકમાં, વિષયની નવીનતા, પાત્રોનું વૈવિધ્ય અને જીવંતતા, વાર્તાની હૃદયસ્પર્શી માવજત અને મર્મસ્પર્શી ધ્વન્યાર્થ આ કૃતિને આસ્વાદ્ય બનાવે છે. અનુવાદમાં શ્રી શ્રીકાંત ત્રિવેદીએ આણેલી પ્રાસાદિકતા અને સ્વાભાવિકતા એમનો બંને ભાષા પરનો કાબૂ અને જામેલી હથોટીનો પરિચય કરાવે છે.

**આવૃત્ત**

શ્રી જયંત ગાડીતની આ નવલકથામાં આપણા શિક્ષણજગતમાં પ્રસરેલા દૂષિત અને અશૈક્ષણિક વાતાવરણને વિષય બનાવતી, કંઈક હળવી રીતે લખાયેલી

નવલકથા છે. લેખકનો શૈક્ષણિક જગતનો પરિચય ખૂબ ગાઢ ને નક્કર હોવાથી તેઓ આ જગતના પ્રશ્નો વેધક રીતે રજૂ કરી કૉલેજના અધ્યાપકોની બિનસલામતી અને લાચારી, વિદ્યાર્થીઓને કૉલેજ તરફ અને પોતાના વિષય તરફ આકર્ષવા માટે એમને વાપરવી પડતી યુક્તિઓ, એમની નિમણૂકો અને બરતરફીનું ધોરણ ઇત્યાદિ સમસ્યાઓ આ આ કૃતિમાં વાસ્તવિક રીતે આલેખાઈ છે.

નવલકથાનો નાયક ભાવનાવાદી, આદર્શપરાયણ અને સિદ્ધાંતનિષ્ઠ અધ્યાપક છે, પણ શિક્ષણજગતના વ્યાપક દૂષણના લીધે અંતે એનું પતન થાય છે અને એ પણ અન્ય અધ્યાપકો જેવો સામાન્ય બની જાય છે.

કથાનો આરંભ વિષમ ઘટનાઓ વચ્ચેનાં વિરોધી ચિત્રોથી થયો છે. બિહાર–ગુજરાતમાં દુષ્કાળ પ્રવર્તે છે ત્યારે આવૃત્તની કૉલેજમાં ડીનર પાર્ટી યોજવામાં આવી છે. આવૃત્ત એનો વિરોધ કરે છે. આવૃત્ત એના ઘરમાં કામ કરનારી શારદી પ્રત્યે મમતા રાખે છે પણ આદર્શવાદી હોવાથી એના સાથે એને આડો સંબંધ નથી. તેમ છતાં આવૃત્તની પત્ની પ્રીતિ વહેમાઈ ને શારદીને છૂટી કરી દે છે. મિલમાંથી બરતરફ થયેલો શારદીનો વર ગાંડો થઈ જાય છે અને શારદી વ્યભિચારી બને છે. શારદી માટે સાચો સ્નેહ રાખતો સેવાભાવી આવૃત્ત એના ઘેર જાય છે. એથી પત્ની, પાડોશીઓ અને કૉલેજના સંચાલકો એને ચારિત્ર્યહીન માની લે છે. એના પરનો આ આક્ષેપ એને નોકરીમાંથી પાણીચું અપાવે છે બેકાર થયેલા આવૃત્તના આદર્શો સરી પડે છે. એ હવે ફરી નોકરી મેળવવ માટે બધી જ જાતના પ્રયાસો કરે છે. અંતે એ બ્રાહ્મણ હોવાથી એને એ ગામડામાં નોકરી મળે છે. હવે એ પણ અન્ય અધ્યાપકો જેવું નિષ્ઠાહીન અને વ્યવહારપરાયણ જીવન જીવતો થઈ જાય છે.

શિક્ષણનાં સાંપ્રત અનિષ્ટો બતાવવાના ખ્યાલથી લખાયેલી આ નવલકથા કંઈક અંશે પ્રચારલક્ષી બની ગઈ છે. અનિષ્ટોનું આલેખન વાસ્તવિક રીતે થયું છે પણ વાર્તામાંથી સહજ રીતે એ અનિષ્ટો ધ્વનિત થતાં લાગતાં નથી. અન્ય પાત્રોને તો ખાસ વ્યક્તિત્વ મળ્યું નથી, પણ નાયકનું પાત્ર પણ વિસંવાદી લાગે છે. આદર્શ અધ્યાપક હોવા છતાં આવૃત્ત પોતાના વર્ગમાં નોટ્સ લખાવે છે એ આશ્ચર્યજનક છે! નાયકની પત્ની ચોખા ખરીદે છે અને નાયક એનો વિરોધ કરે છે એ ઘટના સામાન્ય કક્ષાની અને સભાનપણે ખેંચી આણેલી લાગે છે. લેખકની શૈલીમાં પરંપરિત અને નવી નવલકથાનાં તત્ત્વોનું બહુભાગ મિશ્રણ થયેલું લાગે છે. તેમ છતાં કૃતિ વાચનક્ષમ બની છે.

## સ્વપ્નપ્રિયા

માત્ર કથાવસ્તુની દૃષ્ટિએ જોઈએ તો સાવ અવાસ્તવિક અને અપ્રતીતિકર લાગતી શ્રી નવનીત સેવકની આ નવલકથા એની રમતિયાળ અને રસાળ ભાષાશૈલીથી કંઈક અંશે સુવાચ્ય પ્રણયકથા બની છે.

કૉલેજના વર્ગમાં પ્રોફેસરને પજવતી ચાર ટીખળી યુવતીઓમાંથી એક વિશાખા પ્રો. ભટ્ટ જેવા શુષ્ક અને હઠાગ્રહી માણસને પોતાની પ્રણયમજાકનો ભોગ બનાવે છે. પ્રો. ભટ્ટ વિશાખાની મજાક સમજ્યા વિના એને ચાહતા થાય છે. એમની ટી. બી.થી પિડાતી પત્ની કૌમુદિની એમને પોતાના મૃત્યુ બાદ મૃદુલા નામની યુવતી સાથે પરણવા સૂચવે છે, ત્યારે પ્રો. ભટ્ટ પોતાના વિશાખા સાથેના પ્રણયની છૂપી વાત પત્ની આગળ જાહેર કરે છે. ભાવનાશીલ કૌમુદિની માંદી હોવા છતાં વિશાખાના ઘેર જઈ વિશાખાને પોતાના મૃત્યુ બાદ પોતાના પતિ સાથે લગ્ન કરવા કહે છે. વિશાખા તો હબાઈ જ જાય છે. પોતે એક મજાકનો ભોગ બન્યા છે એ વાતની શરમથી પ્રો. ભટ્ટ કૉલેજમાંથી છૂટા થાય છે. એ પછી એમની પત્નીનું અવસાન થાય છે અને બીજી બાજુ વિશાખાના લગ્નની ગોઠવણ પરદેશથી પાછા ફરનાર શરદ નામના યુવાન સાથે થાય છે.

પ્રો. ભટ્ટની પુત્રી બિંદુ પિતાની ઉદાસીનતાનું કારણ એમના જ મુખે સાંભળે છે. એ પિતાના પ્રેમને પ્રોત્સાહન આપે છે. પ્રો. ભટ્ટ વિશાખા પ્રત્યે પ્રચંડ આકર્ષણ અનુભવે છે અને પોતાની કૉલેજમાં આંટા માર્યા કરે છે. પરંતુ વિશાખાના શરદ સાથે વિવાહ થયાની વાત સાંભળી તેઓ આઘાત અનુભવે છે અને પોતાની પત્નીનાં ઘરેણાં વિશાખાનાં માતાપિતાને આપવા જાય છે. ઘરેણાંનો તો સ્વીકાર થતો નથી પણ વિશાખા પ્રો. ભટ્ટના ઘેર જઈ પોતે કરેલી મજાકની અને પાછળથી જાગેલી ભાવનાની વાત કરી પોતાના ગુરુની ક્ષમા માગે છે.

ઇંગ્લેંડથી પાછો ફરેલો શરદ વિશાખા સાથેની મુલાકાતોમાં ઉષ્મા જોતો નથી અને પોતે પણ પ્રો. ભટ્ટનો જૂનો શિષ્ય હોવાથી વિશાખાને લઈને એમના ઘેર જાય છે ત્યાં વિશાખા અને ભટ્ટ વચ્ચેનો સંબંધ એને સમજાય છે. વિશાખા પાસેથી એ બધી વાત કઢાવે છે. અંતે એ વિશાખાને ગુરુદક્ષિણામાં પ્રો. ભટ્ટને સોંપી પોતાનો વિવાહ ફોક થયેલો જાહેર કરે છે.

આખી કથામાં અનેક અવાસ્તવિક અને ગળે ના ઊતરે એવા વિરોધાભાસી પ્રસંગો છે, તેમ છતાં લેખકની વિનોદવૃત્તિ, રમતિયાળ હળવી શૈલી અને વાર્તારસ આ કૃતિને સુવાચ્ય બનાવે છે.

ગોદાવરી

શ્રી બાબુભાઈ વૈદ્યની આ એક સામાન્ય સ્તરની પાત્રપ્રધાન નવલકથા છે. લેખકે કથાની નાયિકા ગોદાવરીને જાનકીજીની વારસદાર તરીકે બિરદાવી કહ્યું છે કે 'ગોદાવરી ગુજરાતનાં સામર્થ્ય, મદનશીલતા, શ્રદ્ધા અને સંસ્કારનું પ્રતીક છે ..હળાહળ ઝેરવવા છતાં જિંદગીની તાજપ જેવી ને તેવી જાળવી રાખતી ગોદાવરી ઝેરને અમૃતમાં પલટાવતી મીરાંની યાદ તાજી કરાવે છે'

મીના ને મીરાં જેવી બતાવવા લેખકે ગોદાવરી પર દુખના ડુંગરો ઠાલવ્યા છે. એના જન્મ વખતે પાડોશનો ગોરધન સોની ભવિષ્ય ભાખે છે કે આ છોકરી સુખી નહિ થાય, અને એ ભવિષ્ય સાચું પડે છે. એ સાત વર્ષની થાય છે ત્યારે નદીમાં ડૂબતાં માંડ બચે છે. પરણીને સાસરે જાય છે ત્યારે સોહાગ રાતે જ એનો પતિ ગિજુ એની સાથે ક્રૂરતાથી વર્તે છે અને એના લાંબા વાળ કાપી નાખે છે. એ પિયર ચાલી જાય છે તો એનો પતિ પાછળ જઈ એના માતાપિતાને મારી આવે છે. ફરી સાસરે જાય છે ત્યારે એનો પતિ એને ઝેર આપવા તૈયાર થાય છે એની સાસુ અને નણંદ એને ત્રાસ આપે છે, એનો નણદોઈ એના પર કુદૃષ્ટિ રાખે છે એને એક પુત્રી જન્મે છે, એ બાર વર્ષની થઈ મૃત્યુ પામે છે બીજુ સંતાન પુત્ર જન્મે એ પહેલાં એનો પતિ કલકત્તા ભાગી જાય છે. ત્યાં એનું અવસાન થાય છે. એ પત્ની કે પુત્ર માટે કશી મિલકત મૂકી જતો નથી. આમ, છેક સુધી ગોદાવરી દુખી થાય છે છતાં એ પોતાની આન્તરિક સ્વસ્થતાથી જીવનના ઝેરને પચાવે છે

પ્રસંગાલેખન, પાત્રચિત્રણ અને ભાષાશૈલીની દૃષ્ટિએ સુવાચ્ય બની હોવા છતાં આ કૃતિ સતર્પક બની નથી, કારણ કે ગોદાવરી પર પડતા દુખોની હારમાળા પ્રતીતિકર બનતી નથી. ગોદાવરીની આંતરિક શક્તિ બતાવવા એકમે મહત્ત્વનાં દુખોનુ જ આલેખન થયું હોત તો કૃતિ વધુ કલાત્મક બની શકી હોત

જિંદગીનાં રાજ

શ્રી પરાજિત પટેલની નવીન હોવાનો દેખાવ કરતી પણ પરંપરિત કે નવીન કોઈ પ્રકારની નવલકથા તરીકે નિષ્ફળ નીવડે એવી સામાન્ય સ્તરની આ નવલકથા છે લેખક પ્રસ્તાવનામાં લખે છે "તમે sex વિશે વિચાર્યું છે? આપણે સૌ આ જ રહોગણુ છે! sexના ખાડામાં ઊભા રહી બધા sex વિશે વિચારે છે, એટલે એમના વિચારો તંદુરસ્ત હોતા નથી પુરાણકાળમા રાક્ષસોને માણસોની આવતી હતી તેવી તેમને હર તમામ ચીજમા sexની ગંધ આવે છે."

આ વિધાનથી લેખક એમ સૂચવવા માગતા હોય કે એમની આ કૃતિમાં sexનુ કલાત્મક નિરૂપણ થયું છે તો એ એમનો મોટો ભ્રમ છે. ઉદાર ને નિખાલસ, કવિ અને લેખક ધીરુભાઈ આત્મકથાની ઢબે એમના મમતા, કેટિલા, ચંદા અને લીલાદેવી સાથેના આડા સંબંધનું જે રીતે બયાન કરે છે એ જો sexનું કલામય આલેખન હોય તો એના કરતાં વધારે લંબાણથી ને ખુલ્લી રીતે જાતીય ચિત્રો આપતી સંખ્યાબંધ કૃતિઓને આ વર્ગમાં મૂકી આપણે હર્ષ અનુભવી શકત.

શિક્ષિત અને સંસ્કારી ગણાતા ભદ્ર વર્ગમાં પણ વિષયવાસનાનું પ્રાબલ્ય હોય છે એવું ધ્વનિત કરતી આ કૃતિમાં અનેક પ્રસંગો અવાસ્તવિક અને અપ્રતીતિકર લાગે છે. ધીરુભાઈનો લીલાદેવી સાથેનો સંબંધ, કામદારોની રોજી વધારવા માટેની અરજી ઇત્યાદિમાં કૃત્રિમતા ને અવાસ્તવિકતા લાગે છે. એનાં પાત્રોમાં જીવંતતા કે વ્યક્તિત્વ નથી, વસ્તુની કશી સંકલના નથી કે પ્રસંગોમાં તાજગી નથી. લેખકના ગદ્યમાં આડંબર ને અનુકરણ (ખાસ કરીને અદ્યતન લેખકોની ગદ્યશૈલીનુ) હોવાથી એમાં શૈલીનો ખીચડો જણાય છે. એકંદરે 'જિંદગીનાં શબ' સાવ સામાન્ય કક્ષાની નિષ્ફળ નવલકથા છે.

### મનડું મેંદીનો છોડ

શ્રી અનિલ કોઠારી અને આર. જે. ચિતવાલાના સંયુક્ત પ્રયાસથી લખાયેલી 'મનડું મેંદીનો છોડ' વિવિધ પાત્રો દ્વારા મનની ભાવસૃષ્ટિ ખડી કરતી આકર્ષક કૃતિ છે. મનની ભિન્ન ભિન્ન અવસ્થાઓ, સૂક્ષ્મ લાગણીઓ, વિચારવલણો ઇત્યાદિને અભિવ્યક્ત કરવા આ સર્જક જોડીએ પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

નવલકથાનાં બધાં પાત્રો વિવિધ પ્રકારની સૂક્ષ્મ માનસિક યાતનાથી પિડાઈ રહ્યા છે. પણ કથાનો મુખ્ય પ્રવાહ છે સુરેખા અને ડૉ. તેજના પ્રણયભાવનો. સુરેખાના પ્રણયસંબંધનો વિચ્છેદ કરાવી એના મામા જીવણલાલ એના માટે અનેક મૂરતિયા શોધી લાવે છે, પણ સુરેખા કોઈ ને પસંદ કરતી નથી. એવામાં એને એના સ્વ. પિતા ડૉ. યોગેશના પ્રશંસક ડૉ. તેજનો પરિચય થાય છે. ડૉ. તેજ સુરેખા અને તેના ભાઈ રાકેશને મદદ કરે છે. ડૉક્ટરના પુત્ર નરેન્દ્ર સાથે રાકેશ ધંધામાં ભાગીદારી કરે છે. આ સંબંધથી ડૉ. તેજ અને સુરેખા વચ્ચે પ્રણય થાય છે. ત્યાં કથાનો અંત આવે છે.

ડૉ. તેજ અને સુરેખા સિવાયનાં અન્ય પાત્રો જીવણમામા, માણેક, નીલમ, દેવેન્દ્ર, રાકેશ આદિ ખાસ વ્યક્તિત્વવાળાં બન્યાં નથી. માત્ર એમના મનનુ દુઃખ

આકર્ષક રીતે વ્યક્ત થયું છે. સુરેખા અને ડૉ. તેજ વચ્ચેનો સંબંધ ખૂબ સંયમથી આલેખાયો છે. નવલકથામાં વર્ણનો સારાં છે, પણ સંવાદો અત્યંત શિથિલ, લાંબા અને સામાન્ય કક્ષાના છે. તેમ છતાં એકંદરે આ કૃતિ શિષ્ટ વાચન પૂરું પાડે છે.

## નથી હું નારાયણી

શ્રી શિવકુમાર જોશીની આ મનોવિશ્લેષણાત્મક ને કલાત્મક નવલકથા છે. જીવનમાં કોઈ શુભ પળે માણસને પોતાનું ભીતર તપાસવાની ઇચ્છા જાગે તો અંતરમનનાં કેટકેટલાં પડ ડુંગળીનાં પડોની જેમ એની સામે ઊઘડતાં જાય અને આત્મવંચનાનો પડદો ખસી જતાં કઠોર વાસ્તવિકતાના અનુભવથી એને કેવી વિષમ પળોનો સામનો કરવો પડે એ લેખકે ખૂબ કલાપૂર્ણ રીતે સાવિત્રીબેનના પાત્ર દ્વારા નિરૂપ્યું છે.

સાવિત્રીબહેન પોતાના સૌથી નાના પુત્ર મલય સાથે પતિ મંજુનાથના અસ્થિનું વિસર્જન કરવા હરદ્વારની યાત્રાએ જઈ રહ્યાં છે. દિલ્હી મેઈલ ત્વરિત ગતિએ આગળ વધી રહ્યો છે અને સાવિત્રીબહેનનું મન એટલા જ વેગથી ભૂતકાળ તરફ ધસી રહ્યું છે. આ સ્મરણયાત્રામાં એમને સમજાય છે કે પોતે સતી નહોતાં અને પતિ પણ પત્નીને વફાદાર નહોતો. આ મર્મઘાતી અનુભવ એમના દામ્પત્યની મંગલ ભાવનાને હચમચાવી નાખે છે. સમાજની દૃષ્ટિએ પ્રસન્ન લાગતું એમનું દામ્પત્ય ખરેખર કેટલું પ્રસન્ન હતું, અખૂટ સ્નેહ ને અતૂટ વિશ્વાસની ભાવના કેટલી પોકળ હતી, એ એમને સમજાય છે અને સાવિત્રીબહેનનું હૃદય આર્ત પોકાર કરી ઊઠે છે. ટ્રેનના આંચકાથી ફૂલમાળાથી વીંટળાયેલો અસ્થિકુંભ હચમચી ઊઠે છે એમ સાવિત્રીબહેનનું સમસ્ત ચિત્ત પણ હચમચી ઊઠે છે.

અનંતભાઈ, સાવિત્રીબહેન, ચંદન ઇત્યાદિ પાત્રોના માનસના સંકુલ વ્યાપારોનું આકર્ષક રીતે આલેખન થયું છે. મહોરાં પાછળ સંતાયેલાં માનવીઓના મૂળ ચહેરા પ્રગટ કરવા લેખકે અજમાવેલી 'ફ્લેશ-બૅક' પદ્ધતિ અસરકારક બની છે. અલબત્ત શિવકુમારની એ પદ્ધતિ હવે રૂઢ થઈ ગઈ છે અને એથી તાજગીપૂર્ણ લાગતી નથી. અસ્થિકુંભનું પ્રતીક કલાત્મક છે પણ એનો વારંવાર થતો ઉપયોગ એની વ્યંજના ઘટાડી દે છે.

કથાનું સૌષ્ઠવ, પાત્રમાનસની સંકુલતાને ચિત્રબદ્ધ કરતું ચરિત્રનિર્માણ, સચોટ સંવાદલીલા ને સૂક્ષ્મ કલાવિવેક આ લઘુનવલને સતર્ક બનાવે છે.

બહાદુરશાહ પંડિત

## ઘાયલકી ગત ઘાયલ જાણે

'દુનિયા બહારની દુનિયા' ને 'પ્યાદાં' નવલકથાઓથી ગુજરાતી વાચકોને સુપરિચિત મરાઠી લેખક જયવંત દળવીની આ નવલકથા જીવનની નગ્ન અને કઠોર વાસ્તવિકતાનું વેધક આલેખન કલાત્મક રીતે કરે છે.

કથાનો નાયક શિવબા હરબા ઓટવણે ઠીંગણો ને કદરૂપો છે. બંગડી વેચતા એના પિતાના ઓચિંતા સંસારત્યાગથી એને નોકરી શોધવા ફાંફાં મારવાં પડે છે. અધૂરા ભણતર ને કદરૂપા દેખાવને લીધે એને ચાનાં પૅકેટ વેચવા જેવી સામાન્ય નોકરી પણ મળતી નથી. પિતાના ગૃહત્યાગ પછી એની માતા કુશાબાપુની લૉજમાં રોટલી વણવા રહે છે અને માલિક સાથે આડો વ્યવહાર રાખતાં લૉજની માલિકણ જેવી બની જાય છે. એની માતાની ચારિત્ર્યહીનતા જાણતો હોવા છતાં શિવબા પેટ ખાતર બધું ચલાવી લે છે અને પોતે અડધો સમય લૉજમાં અને અડધો સમય પાર્વતીબાઈના પાનના ગલ્લે બેસવાની નોકરી સ્વીકારી લે છે.

કદરૂપા દેખાવને લીધે શિવબાને નોકરી નથી મળતી એમ છોકરી પણ મળતી નથી. એના મિત્ર સાટેની સહાયથી બે પત્નીવાળા બાબુરાવ નાઈકની સાળી સાથે એનું લગ્ન થાય એ પહેલાં બાબુરાવથી સગર્ભા બનેલી એ છોકરી આપઘાત કરે છે અને પાડોશમાં રહેતી મોહિની પણ એનો અનાદર કરી બીજા સાથે લગ્ન કરે છે.

કુશાબાપુથી સગર્ભા બનેલી શિવબાની માતા ગર્ભપાતની દેશી દવાઓ લેવાથી મૃત્યુ પામે છે અને કથાનાયકના દિલમાં મહાન બનવાનાં સ્વપ્નાં જગાડનાર કેણી ગુરુજી પેટગુજારો ન થઈ શકવાથી આપઘાત કરે છે. ગુરુજીને ઉછીના આપેલા ૨૦ રૂપિયા પાછા આપવાની ચિઠ્ઠીના આધારે પોલીસ શિવબાને કોરોનર કોર્ટમાં લઈ જાય છે અને કેણી ગુરુજીનું શબ એને સોંપવાની વિધિ ચાલે છે. ગુરુજીના અંતિમ સંસ્કાર કરવા કે નહિ એની વિમાસણ શિવબા અનુભવતો હોય છે ત્યાં એને બારીમાથી ઍમ્બ્યુલન્સ દેખાય છે જેમાંથી પોલીસો ભગવાં વસ્ત્રવાળું એક શબ ઉતારતા હોય છે. એ શબ શિવબાના પિતાનું જ છે એવા સૂચન સાથે વાર્તા પૂરી થાય છે.

આ મુખ્ય વાર્તા સાથે શિવબાના માળામાં રહેતા ગોપુજી મંડળના ચાર વિવિધ સ્વભાવવાળા ડોસાઓ, પોતાને લોકસેવક ગણાવતા ધંધાદારી સેવક રાયાજી, પાનના ગલ્લાવાળી પાર્વતીબાઈ, સાટમ માસ્તર ને એની આપઘાત

કરવા જતી પત્ની, ઓરવાળી જાનકી ડોસી, પરશરામ મોની, નરહરિ દરજી ઇત્યાદિ અનેક પાત્રોની વિવિધ પ્રવૃત્તિઓની વાતો આકર્ષક રીતે આ નવલકથામા ગૂથાઈ છે

લેખકે પેટની ભૂખ અને દેહની ભૂખ (કામવાસના)નુ જીવનમા કેવુ પ્રાબલ્ય છે અને એ બને કામનાઓ શાત કરવા મનુષ્યને કેટલી લાચારી ને મજબૂરી સહન કરવી પડે છે એ સચોટ રીતે દર્શાવી, જીવનમાગલ્યની ને આશાવત બનસાની વાતો કરતા લોકો પર સચોટ કટાક્ષ કર્યો છે કથાની શરૂઆતમા જ શિવબા પાસે 'વાસ્તવિક' શબ્દનો અર્થ કરાવી, કેશી ગુરુજીની જીવનમાગલ્યની વાતોનો ઉલ્લેખ કરી, લેખકે આદર્શ અને વાસ્તવિકતા વચ્ચેનો તફાવત કેવો મોટો અને કેટલો કરુણ છે એ ધ્વનિત કરવાની શરૂઆત કરી દીધી છે, જે કથાના અતમા અત્યત કરુણાપૂર્ણ રીતે સ્ફુટ થાય છે

અસ્તિત્વની લાચારીને બહુ હળવી રીતે ધ્વનિત કરતી આ કથામા લેખકે કથાનાયક અને અન્ય પાત્રો પાસે અનેકવાર એ મજબૂરી વ્યક્ત કરાવી છે એક જગ્યાએ શિવબા કહે છે "કોઈ કઈક કરે છે, ને આપણ જનમી પડીએ છીએ" મતલબ કે જન્મવામા આપણી પસદગી કામ લાગતી નથી. એ પછી જીવનના માર્યો શરૂ થાય છે ત્યારે પણ મનુષ્ય જાતે શુ કરે છે? લેખક કથાનાયક પાસે પાન ૨૦૩ પર કહેવડાવે છે એમ ' આ જ આખી ભૂરી વાત છે ન કઈ સૂઝે, ન કઈ નક્કી થઈ શકે, નજીવી વાતોમા પણ ઉકેલ મળી શકતો નથી. આપણે પડે જાણે કઈ નક્કી નથી થતા, બધુ જ બીજા તરફથી નક્કી થાય છે" જીવનની આ કરુણ સ્થિતિમાથી છૂટવા કોઈ સન્યાસી થાય છે, કોઈ આપઘાત કરે છે પણ એ માર્ગો પણ સહેલા નથી. લેખક ગયાજી પાસે કહેવડાવે છે 'જગત મિથ્યા છે પણ પેટ સત્ય છે ને ભૂખ કઈ એમના પેટની જ થોડી છે?' (પાન ૨૦૩) આપઘાત કરવા ગયેલી સાગમ મા તરની પત્ની સાગરના મોજા જેને પાછી ફરે છે એ બતાવી લેખકે આપઘાતના ઉપાયની નિષ્ફળતા બતાવી છે અને જીવનનો અત એના મેળે આવે એ નિશ્ચિત મૃત્યુ પહેલા શક્ય નથી એ બતાવવા શિવબાના મુખમા આ શબ્દો મૂક્યા છે 'ફટાકડાની માફક ફૂટી જવાનો ઉપાય આવે છે ફૂટીય જાઉ પણ જાનગરી મળાવવા બીજુ કોણ? (૨૮૩)

જીવનમાગલ્યની ને આશા-શ્રદ્ધાની વાતો કરતા કેણી ગુરુજી પણ કહે છે "આ તો શ્રી લખીને માગળ શરૂ કરીએ તેમ શ્રદ્ધાનુ નામ લઈ દઈને ભલુભૂરુ કરીએ છીએ હાસિયો છોડીને કાગળ પર લખીએ તેમ શ્રદ્ધાની જગા રાખી કાળુધોળુ કરીએ છીએ '

આમ ગ્રહોના ને નસીબના આધારે જીવતા માનવીની મજબૂરી છતાં એ જીવે છે કેવી રીતે? એનો જવાબ પણ લેખકે આપ્યો છે. શિવબા એક સ્થળે કહે છે, "કંઈ નહિ. ટેવ પડી જોઈએ. ટેવથી બધુ સહેલુ થઈ જાય છે."

કથાનાયકના મુખે આત્મકથનની રીતે કહેવાઈ હોવાથી એનાં માતાપિતાના પરસ્પર પ્રત્યેના વર્તન વિષે, પાડોશીઓના સ્વભાવ ને કાર્ય વિષે, કેણી ગુરુજી ને પાનવાળીના સ્વભાવ ને વર્તન વિષે શિવબા આંખેદેખ્યો હેવાલ આપી શકે છે, એથી વર્ણન ને આલેખનમાં અત્યંત સ્વાભાવિકતા આવી છે. ઘટનાઓનુ વૈવિધ્ય, વિવિધ ને વિલક્ષણ પાત્રોની સજીવતા, હળવી શૈલી, ઊંડુ ને માર્મિક જીવનદર્શન ઇત્યાદિ તત્ત્વો આ નવલકથાને આહ્લાદક બનાવે છે. અનુવાદક શ્રી મયૂરે મૂળ ભાષાને વફાદાર રહેવામાં પ્રશસ્ય કુશળતા બતાવી છે, તેમ છતાં તેઓ ક્યાંક અરૂઢ શબ્દોનો ઉપયોગ કરી રસક્ષતિ કરે છે. દા. ત., ટેવકારણે, દેખૈયા, સાથળા, વિતાડવાની, અલફાઉ.

## પિંજરનું પંખી

શ્રી નવલકિશોર વ્યાસની આ સામાજિક નવલકથા આધેડ ઉંમરના પુરુષ સાથે પરણેલી યુવાન ને કોડભરી સ્ત્રીની વેદનાની કથા છે. અલબત્ત, કથાકારની મર્યાદાઓને લીધે એ વેદનાનો વાચકને કશો અનુભવ થતો નથી.

નવલકથાનુ વસ્તુ આ પ્રમાણે છે: મોટી પેઢીના માલિક બાપુભાઈના ત્રણ દીકરાઓ–ધીરેન્દ્ર, વીરેન્દ્ર ને પ્રેમેન્દ્ર–માંથી મોટો ભણીને અમેરિકા જાય છે અને ત્યાંની યુવતી એમિલી સાથે લગ્ન કરી ત્યાં જ વસવાટ કરે છે. વચેટ પુત્ર પિતાના આશિષ સાથે આજીવન કૌમાર્યવ્રત લઈ દેશસેવામાં લાગી જાય છે ને નાનો પિતાની પેઢી સંભાળે છે. પિતાની પેઢીના કામે ગોરખપુર ગયેલો પ્રેમેન્દ્ર, સંબંધી વેપારી જીવણલાલની યુવાન ને રૂપાળી પત્ની રસીલા તરફ આકર્ષાય છે અને રસીલા પણ એના પ્રત્યે આકર્ષાય છે. આ આકર્ષણના બનાવો અને પૈસાની લેવડદેવડમાં જ આખી કથા પૂરી થાય છે. અંતમાં ત્રણ મહત્ત્વની કહેવાય એવી ઘટનાઓ બને છે. બાપુભાઈનો પુત્ર અમેરિકામાં અકસ્માતથી મૃત્યુ પામે છે, બાપુસાહેબના અતિ ઉદાર સ્વભાવથી પેઢી અત્યંત કટોકટીભરી સ્થિતિમાં આવી પડે છે અને વહેમી પતિના ત્રાસથી ભાગેલી રસીલા પ્રેમેન્દ્રની શિખામણથી પાછી ઘેર જાય છે અને પતિ પશ્ચાત્તાપ વ્યક્ત કરે છે.

લેખકે કથાનો આરંભ આકર્ષક રીતે કરીને એક આહ્લાદક કલાસૃષ્ટિની અપેક્ષા ઉત્પન્ન કરી છે, પણ એ અપેક્ષા સંતોષાય એવી નોંધપાત્ર ઘટનાઓ

વર્ણવવાની સર્જશક્તિના અભાવે વાચકને સરિયામ નિરાશા જ મળે છે. બાપુસાહેબના ત્રણ દીકરાઓ ને એક દીકરી દ્વારા ચાર વિવિધ સ્થળોએ જઈને એમના વ્યવહારક્ષેત્રનું વૈવિધ્યભર્યું આલેખન પામ્યાં હોત તો કથામાં કંઈક આકર્ષણ ઊભું થાત, પણ લેખકે પ્રેમેન્દ્ર સિવાય બીજા કોઈ સંતાનને ખાસ કામગીરી સોંપી નથી. તેથી આખી કથા એકાંગી બની ગઈ છે.

બાપુસાહેબના આધ્યાત્મિક માનસવાળા સ્વસ્થ પાત્રનું આલેખન કરવામાં લેખકે ઠીક ઠીક કુશળતા બતાવી છે પણ એ પાત્ર પૈસા આપવાની આજ્ઞાઓ, પ્રબુદ્ધ ભારતી સાથે જ્ઞાનચર્ચા ને શેતરંજ રમવા સિવાય બીજું કોઈ મહત્ત્વનું કાર્ય કરતું ન હોવાથી એનું ચરિત્ર ઊપસતું નથી. પ્રેમેન્દ્ર–રમીલાનો પ્રણય, પ્રેમેન્દ્રના પાત્રની ઉદાત્તતા જોતાં સુસંગત લાગતો નથી અને પ્રીતમ ને જીવણલાલ જેવાં ખલપાત્રો આલેખવામાં તો ખલપાત્રનું આલેખન કરવાનું કાર્ય કેટલું અઘરું છે એ જ લેખકથી અજાણતાં સાબિત થઈ ગયું છે.

વસ્તુસંકલના, પાત્રાલેખન, સંવાદકલા, ધ્વન્યાત્મકતા કે જીવનદર્શન એ નવલકથાનાં ઘટક તત્ત્વોમાંથી એકને પણ લેખકે પૂરતો ન્યાય આપ્યો નથી, છતાં એમનામાં આ બધાંની સૂઝ–સમજ છે એવી પ્રતીતિ તો એ કરાવી શક્યા છે, જરૂર છે માત્ર થોડી સફળ નવલકથાઓના અધ્યયનની.

### સ્નેહશૂન્ય સરવાળા

આદર્શ પતિ-પત્ની પણ અન્ય વિજાતીય પાત્રો તરફ આકર્ષાય એ નીતિ-વિરોધી નહિ પણ સહજ છે, કારણ કે માનવજીવનમાં કામવાસનાનું પ્રાબલ્ય વિશેષ છે, એવું કંઈક ધ્વનિત કરતી આ નવલકથામાં એલ. આઈ. સી.નો બ્રાન્ચ મૅનેજર નિકુંજ, મુંબઈથી અમદાવાદ એની બદલી થતાં 'સુવાસ' નામના બંગલામાં ભાડે રહેવા આવે છે. 'સુવાસ'ના લકવાગ્રસ્ત માલિક સ્નેહલની યુવાન ને સુંદર પત્ની અલ્પના તરફ એને આકર્ષણ થાય છે. અલ્પના પણ પતિનો જરા પણ દ્રોહ કર્યા સિવાય નિકુંજના સહવાસનો આનંદ માણે છે. એ પછી નિકુંજ વતન જઈ, વિશાખા નામની આફ્રિકા રહી આવેલી વિશાળહૃદયી યુવતી સાથે લગ્ન કરે છે અને પાછો એ જ બંગલામાં આવી રહે છે. વીમા કંપનીમાં લાંચરુશવત ને ખટપટો જોતાં નિકુંજ રાજીનામું આપે છે અને સ્નેહલના ધંધામાં અલ્પનાને મદદ કરવા જોડાય છે. અલ્પનાનો પતિ લકવાગ્રસ્ત હોવા છતાં અલ્પના સાથે સંભોગ કરવાની ડૉક્ટર પાસે છૂટ માગે છે અને અલ્પના સગર્ભા બને છે, અલબત્ત નિકુંજથી એમ બધાં મનમાં સમજે છે. આ દરમિયાન વિશાખા સ્નેહલની સારવાર કરે છે અને એ બંને પરસ્પર આકર્ષાય છે.

સ્ત્રીપુરુષના પરસ્પર પ્રત્યેના આકર્ષણ માટે સમાજે સ્વીકારી લીધેલા લગ્નના બંધનને તોડવું પડે તો એમાં કશું અયુક્ત નથી, એ સહજ છે, કુદરતી છે, એટલું જ નહિ પણ એ નવી દૃષ્ટિ છે, ઉદારતા છે–એમ દર્શાવવા ઇચ્છતા લેખક શ્રી જયંતીલાલ ગજ્જરે અહીં વિશાખાને નિકુંજ–અલ્પનાના પ્રણયને નિભાવી લેતી ને કંઈક અંશે પ્રોત્સાહિત કરતી બતાવી છે, એ સ્ત્રીસ્વભાવની દૃષ્ટિએ પ્રતીતિજનક લાગતું નથી. એથી પાત્રાલેખન, વાતાવરણ, સંવાદ, ભાવના, ઇત્યાદિ દૃષ્ટિએ નોંધપાત્ર બનેલી આ કથાની સૃષ્ટિના કેન્દ્રમાં જ કંઈક નબળાઈ લાગ્યા કરે છે. અલ્પનાની સંતાનભૂખમાંથી નિકુંજ પ્રત્યેનું આકર્ષણ જન્મ્યું હોત તો કૃતિ વધારે આહ્લાદક બની શકત. તેમ છતાં સ્ત્રીપુરુષોના જાતીય સંબંધોમાંથી ઉત્પન્ન થતા પ્રશ્નોને ઉદારતાથી જોવા અને એને કુદરતી માની નિભાવી લેવાનું વલણ કેળવવા માટેની લેખકની દલીલો ધ્યાનપાત્ર છે અને બદલાતા જતા આપણા સમાજ માટે અનુરૂપ પણ છે.

### કાજળકાળી આંખ

બંગાળી લેખક ધનંજય વૈરાગીની નવલકથા (અનુવાદક . શ્રીકાન્ત ત્રિવેદી), પ્રથમ પુરુષના દૃષ્ટિબિન્દુથી લખાયેલી છે. વાર્તાની નાયિકા અર્પિતા પોતાના અનુભવોનુ બ્યાન કરે છે. એના ભલા–ભોળા મોટાભાઈની દયા ખાઈને અને કર્કશા ભાભીથી ત્રાસીને અર્પિતા કોલેજનો અભ્યાસ છોડી નોકરી કે ટ્યુશન દ્વારા કમાવા પ્રયાસ કરે છે. એની કોલેજની બહેનપણી અલકાના કહેવાતા માસાને ઘેર એને નોકરી મળે છે અને ત્યાં ગગનસેન નામની એક વિલક્ષણ વ્યક્તિનો એને પરિચય થાય છે. ગગનસેન અર્પિતાને અલકા અને એના કહેવાતા માસા મિ. દત્ત વચ્ચેનો રહસ્યમય સંબંધ સમજાવે છે. મિ દત્ત અર્પિતાને પણ પોતાના હવસનો ભોગ બનાવવા પ્રયાસ કરે છે, પણ એ બહાદુરીથી છટકી જાય છે.

એ પછી અર્પિતાને ગગનસેનની ભલામણથી એક જમીનદાર કુટુંબની જાજવલ્યમાન વૃદ્ધા વજબાલાદેવીની સંભાળ રાખવાની નોકરી મળે છે. એ જમીનદાર કુટુંબની વિવિધ વ્યક્તિઓનો અર્પિતાને રહસ્યમય પરિચય થાય છે. દિલ કંપાવનારા, જોખમભરેલા અનુભવોમાંથી પસાર થતી અર્પિતા અંતે ગગનસેનને એ જ હવેલીના માલિક તરીકે ઓળખી એની સાથે લગ્ન કરે છે.

'આ દેશમાં સ્ત્રી થઈને જન્મવા જેવુ બીજુ એકે પાપ નથી' (પૃ. ૧૦), એ અલકાના મુખેથી પ્રગટ થતું વાક્ય આ નવલકથા લખવાનો આશય હોય

એમ લાગે છે. પણ એ આશય સિદ્ધ કરવા લેખકે અતિ વિસ્તાર કર્યો છે. નવલકથાના ઉત્તરાર્ધમાં એ સામાજિક છે, પૂર્વાર્ધમાં ડિટેકટિવ બની જાય છે, એથી પાત્રોમાં સંગતિ સચવાતી નથી. દા. ત. ગગનસેન એ જ Seeker નામથી લેખો લખતો લેખક છે અને અંતમાં અત્યંત મહત્ત્વનું પાત્ર બની જાય છે, પણ એ ત્રણે વ્યક્તિત્વ એકત્રિત થતાં નથી.

અર્પિતા, ગગનસેન, મેજેન્દ્રિ, તુંબડી, વજ્રબાલાદેવી, અલકા, મિ. દત્ત ઇત્યાદિ પાત્રો બંગાળી લોકોની ભાવનાશીલતા અને મનુષ્યચિત્તની વિલક્ષણતા પ્રગટ કરે છે. પણ એમના વર્ણનથી એક કેન્દ્રગામી સૃષ્ટિ ઊભી થઈ શકી નથી. લેખક પ્રસંગોની હારમાળા આકર્ષક રીતે વર્ણવી શકે છે પણ એમાંથી કોઈ ચોક્કસ હેતુ સિદ્ધ થતો નથી. અર્પિતાના ઘરની અને એના આસપાસના પાડોશી લોકોની કુતુહલપ્રેરક પરિસ્થિતિનું વર્ણન સ્વતંત્ર ઘટનાઓ તરીકે આકર્ષક લાગે છે, પણ કથાના નિર્વહણમાં એ બધાંનો કશો ઉપયોગ લેખક સમર્થ રીતે બતાવી શક્યા નથી. તેમ છતાં જેઓને કલા સાથે ઓછી નિસબત છે એવા કથારસિયા વાચકોને આ કૃતિ આનંદ આપી શકે એમ છે. અનુવાદક મૂળ કૃતિને વફાદાર રહી શક્યા છે.

## કહીં કહીં દીપ જલે

શ્રી મૂળચંદ મોદીની આ એક સામાન્ય કક્ષાની સામાજિક નવલકથા છે.

સુરતના ગોપીપુરા વિસ્તારમાં રહેતા જાણીતા લખપતિ શેઠ લક્ષ્મીશંકરના 'લક્ષ્મીનિવાસ'માં એકાએક આગ ફાટી નીકળે છે અને એમાં સપડાઈ ગયેલા શેઠના પુત્ર નરેન્દ્રને માળી છવો બચાવે છે, એવા સાહસપ્રેરક ને સનસનાટી-ભર્યા બનાવથી કથાની શરૂઆત થાય છે. પછી તો શેઠના પુત્ર નરેન્દ્રનું માળીની સુંદર પુત્રી નીલા તરફનું અને શેઠની પુત્રી પ્રભાનું માળીના આદર્શ પુત્ર અજિત તરફનું આકર્ષણ વિગતે વર્ણવાય છે.

નરેન્દ્ર અને નીલા એકબીજા તરફ આકર્ષાયાં છે એ જાણી શેઠ લક્ષ્મીશંકર નરેન્દ્રને ભરૂચની હાઈસ્કૂલના હેડમાસ્તર સતીશકુમાર આચાર્યના ઘેર એનું ઘડતર કરવાની ભલામણ સાથે મોકલી આપે છે. શેઠના આ લંગોટિયા આચાર્ય મિત્રની ચબરાક પુત્રી પ્રતિમાનો નરેન્દ્રને માર્ગમાં જ પરિચય થાય છે. પ્રતિમા ને નરેન્દ્ર એકબીજાને ચાહવા લાગે છે. આ બાજુ સુરતમાં અજીત નાટકો લખે છે, ભજવે છે અને પ્રભાને એક નાટકમાં નાયિકા બનાવે છે. પ્રભા અને અજીત વચ્ચેનું

આકર્ષક આમ વધતું જતું હોય છે, ત્યાં નરેન્દ્રની બેવફાઈથી આઘાત પામેલી નીલા એકાએક ગૂમ થાય છે.

નીલાને શોધવા ગયેલાં પ્રભા અને અજીત સુરતની રેલમાં અટવાયાં હોય છે એ દરમિયાન ચાંદની નામની એક નર્તકીના નિવાસમાંથી એનો પત્તો લાગે છે. નીલાને ઘેર લાવવામાં આવે છે અને અજીતની સલાહથી ચાંદનીને પણ બચાવવામાં આવે છે.

શેઠ લક્ષ્મીશંકર હૃદયરોગના હુમલાથી મૃત્યુ પામે છે. સુરતથી પાછો ફરેલો નરેન્દ્ર પેઢી સંભાળે છે. એ એના મુનીમ સુરેશની સોબતથી ચાંદનીના આવાસે જતો થાય છે અને અજીત-નીલાને એના બંગલાના કંપાઉન્ડમાંથી કાઢી મૂકે છે, તેમ જ મા રમાને પણ લાફો મારી અપમાનિત કરે છે. સુરેશ ને ચાંદનીના ષડ્યંત્રમાં ફસાયેલા નરેન્દ્રને અજીત બચાવે છે. રમણભાઈ નામનો ચાંદનીનો અગાઉનો માલિક એને લઈને કારમાં ભાગી જતાં અકસ્માતનો ભોગ થઈ પડે છે. ચાંદની ઘાયલ થાય છે. હૉસ્પિટલમાં એ પોતાની મિલકત અનાથાશ્રમ બંધાવવા ભેટ આપી મૃત્યુ પામે છે. એ સમયે નરેન્દ્રને ખબર પડે છે કે ચાંદની તો એની માતા રમાની યુવાવસ્થાની પ્રણયવેલનું ફળ હતી.

અંતે નરેન્દ્રનું હૃદયપરિવર્તન થાય છે. એ નીના સાથે લગ્ન કરે છે અને પ્રભા-અજીત પણ પરણે છે.

જીવનમાં ભલે આંધી અને અંધકાર આવે પણ અજીત ને પ્રભા જેવાં, રમા ને જીવા જેવાં માણસોમાં માનવતાનો દીપ જલતો હોય તો અંતે પ્રકાશ ને પરિમલ પ્રસરવાનાં જ છે એવી શ્રદ્ધા વ્યક્ત કરતી આ નવલકથાની વસ્તુ-સંકલના અત્યંત શિથિલ છે. એની ઘટનાઓ શરૂઆતમાં અને અંતમાં કંઈક ઝડપથી બને છે એથી, અને કંઈક અંશે ડિટેક્ટિવ કથા જેવી હોવાથી, વાચકને ખેંચી રાખી શકે એવી છે, પણ દુર્ભાગ્યે એમાં વાસ્તવિકતા ઘણી ઓછી છે. લાખોપતિ શેઠનો પુત્ર માળીની પુત્રીના પ્રેમમાં પડે અને પુત્રી માળીના છોકરાના પ્રેમમાં પડે એ ઘટનાઓ જ પ્રતીતિકર બનતી નથી. કથાનો નાયક અજીત આદર્શવાદી યુવાન છે એ સ્વીકારીએ તો પણ એનાં પરાક્રમો શામળની વાર્તાની યાદ આપે એવાં ચમત્કારી હોવાથી ગળે ઊતરે એવાં નથી.

લેખક ક્વચિત આકર્ષક ને ચબરાકિયા સંવાદો યોજી શકે છે પણ આખી કથાના સંદર્ભમાં એ ઉપયોગી થઈ પડતા નથી. શૈલી આડંબરી ને કૃત્રિમ છે અને ભાષાની ભૂલો પાર વિનાની છે. પાત્રાલેખનમાં માત્ર અજીત, નીલા ને

રમાનાં પાત્રો કંઈક સજીવ લાગે છે. બાકીનાં પાત્રોમાં વાણી ને વર્તનની કશી સંગતિ દેખાતી નથી ટૂંકમાં, લેખક કથા તો શું પણ કથારસ પણ સફળ રીતે નિષ્પન્ન કરી શકયા નથી.

ઉર એક આગ જલે

શ્રી જ્યોતિર્ રાવળની આ સામાજિક નવલકથામાં ત્રણ વાર્તાઓ વાંચવા મળે છે. પ્રથમ વાર્તામાં, શ્રમવૃત્તિ ધરાવતા વિલાસી પતિ વિભાકરને છોડી ચાલી ગયેલી વિભા સુંદરપુર નામના એક નાના ગામડામાં જઈ સેવાનિકેતન નામની આશિક્ષણ માટેની આદર્શ સંસ્થા ઊભી કરે છે એ અંગેની ઘટનાઓ આલેખાઈ છે. બીજો પ્રવાહ છે વિભાકરના લીલા નામની એક સ્વચ્છંદી યુવતી સાથેના પ્રણયસંબંધનો. દાણચોરીનો, પ્રેસફોટોગ્રાફરનો ધંધો કરતી ચંચળ યુવતી લીલાનું અંતે હૃદયપરિવર્તન થાય છે અને પોતાના પૈસા એ વિભાની સેવાનિકેતન સંસ્થાને આપી દેવાનું વિભાકરને કહે છે. એનું ખૂન થાય છે ત્રીજા કથાપ્રવાહમાં માધુરી નામની અમેરિકા જઈ આવેલી, ડૉક્ટર થયેલી યુવતી પોતાના આપખુદ મોટાભાઈથી કેવી રીતે સ્વતંત્ર થાય છે એનું આલેખન છે

આ ત્રણ કથાપ્રવાહો એક જ કથામાં ગૂંથાયા છે, માત્ર પાત્રોના પરસ્પરના સગપણના લીધે, અન્યથા વાચક ધારે તો એ એ પ્રકરણ છોડીને દરેક પ્રવાહને સ્વતંત્ર કથા તરીકે પણ આસ્વાદી શકે—જો એમાં આસ્વાદવા જેવું કંઈ હોય તો ! વાચકોની જિજ્ઞાસા ઉશ્કેરવા દરેક કથાનું એક એક પ્રકરણ આપી લેખકે સાવ શિથિલ વસ્તુસંકલનાવાળી એક નિષ્ફળ નવલકથા સર્જી છે

"ટૂંકી વાર્તાક્ષેત્રે ઝંપલાવ્યા બાદ બે વર્ષના ટૂંકા ગાળામાં નવલકથા" લખવાનો લેખકનો આ પ્રથમ પ્રયાસ વાચન અને અનુભવની સજ્જતા વિનાનો હોવાથી નિષ્ફળ નીવડયો છે એમણે પ્રસ્તાવનામાં 'વિભાનું શું થયું ? લીલાનું રહસ્ય શું ? માધુરી શું કરશે ?' ઇત્યાદિ પ્રશ્નોના જવાબ મેળવવા આ નવલકથા વાંચી જવા ભલામણ કરી છે, પરંતુ પ્રસંગોની સામાન્યતા, પાત્રોની અસંગતિ ને વ્યક્તિત્વહીનતા ને વાસ્તવિકતાના અભાવને લીધે આવા પ્રશ્નો જ ઊભા થતા નથી. એથી વાચકને વાર્તા વાંચવાનું ખાસ કુતૂહલ પણ થતું નથી. એકંદરે કૃતિ સાવ સામાન્ય કક્ષાની છે.

દંપતી

શ્રી હસુ યાજ્ઞિકની આ નવલકથા વિવિધ સ્ત્રીપાત્રોના વેડફાયેલા દામ્પત્યજીવનની કથા છે એમાં કયા પાત્રને મુખ્ય ગણવું એ મૂંઝવે એવો સવાલ છે, તેમ છતાં પદ્મજાને કેન્દ્રમાં રાખવાનું લેખકને અભિપ્રેત હોય એમ લાગે છે.

દરેક પ્રશ્નને માત્ર બુદ્ધિથી સમજવા પ્રયાસ કરતી માથાફરેલ યુવતી પદ્મજા પોતાના પ્રિયતમ રમણને ઓરમાન બહેન સુશીલા સાથે પરણવા દઈ, ભાવનગરના સ્ત્રી અધ્યાપન મંદિરમા શિક્ષિકા તરીકે જોડાવા ચાલી જાય છે એ પ્રસગથી કથાનો આરંભ થાય છે અધ્યાપન મંદિરની હેડમિસ્ટ્રેસ વસુ ત્યક્તા છે. એનો પતિ સુખ એનો ત્યાગ કરી બરમા ચાલ્યો ગયો છે બીજી એક શિક્ષિકા વિશ્વા, જે પતિત આશ્રમમાંથી આવી છે એના ટ્રસ્ટીના પુત્ર સ્નેહલ સાથે લગ્નજીવનમાં સુખી થઈ શકતી નથી કારણ કે એને સ્નેહલમાં પુરુષ દેખાતો નથી, એના પ્રિયતમ કેતુમાં દેખાય છે આ અધ્યાપન મંદિરમાં અભ્યાસ કરતી ઉષા (ઊર્મિ) નામની યુવતી પણ પિતાના વચન ખાતર લગ્ન કરવા તૈયાર થઈ હોવા છતા લગ્ન કરી શકી નથી એથી દુખી છે

આમ ભાવનગરના સ્ત્રી અધ્યાપન મંદિરમા વિવિધ માનસિક વિકૃતિઓથી કે સંજોગોવશાત્ દુખી થયેલી સ્ત્રીઓ એકત્રિત થઈ છે આ પાત્રો સાથે વિશ્વાની બહેનપણીઓ કુસુમ અને નંદન, એની માતા સતુ, વસુનો ભાઈ અભય, પતિત આશ્રમના સંચાલક જીભાઈ બાપુ, ટ્રસ્ટી રાવસાહેબ ને એમના પત્ની, સુખની બરમીઝ પત્ની મમ્જુ ઇત્યાદિ પાત્રોની જીવનકથની પણ આલેખાઈ છે

પ્રસંગોનુ આલેખન કરવાની, પાત્રમાનસનુ સંવાદ કે ચિંતન દ્વારા ચિત્રણ કરવાની અને જકડી રાખી શકે એ રીતે કથાપ્રવાહનુ નિર્વહણ કરવાની લેખકમાં પ્રશંસનીય શક્તિ છે, પણ લેખકે અનેક સ્ત્રીઓના કથળેલા દામ્પત્યજીવનનો ચિતાર આપવાનો મહત્ત્વાકાંક્ષી પ્રયાસ કર્યો હોવાથી વસ્તુસંકલના શિથિલ થઈ ગઈ છે એક પુરુષપાત્રને બે સ્ત્રીઓના કે એક સ્ત્રીને બે પુરુષપાત્રોના પ્રેમમાં પાડવાનો લેખકે જે પ્રયાસ કર્યો છે, એ બધી વખતે એકસરખો પ્રતીતિકર લાગતો નથી એ ઉપરાંત લેખકે ધ્વનિથી જે સૂચવી શકાય એવી અનેક બાબતો સ્પષ્ટતાથી કહી દીધી છે

આવી કેટલીક મર્યાદાઓ બાદ કરતા આ નવલકથા એના વૈવિધ્યસભર ને જીવંત પાત્રાલેખન, આકર્ષક પ્રસંગાલેખન, જિજ્ઞાસાપ્રેરક વિષયવસ્તુ અને સૂક્ષ્મ મનોવિશ્લેષણના લીધે સુવાચ્ય બની છે એમા સ્ત્રીપુરુષના દૈહિક સંબંધો ગમે તેટલા તૃપ્તિકર હોય તો પણ માનસિક સંતોષ વિના દામ્પત્યજીવન સુખથી ભોગવી શકાતું નથી એ સત્ય ધ્વનિત કરવાનો સફળ પ્રયાસ થયો છે.

## ત્રિકોણની ત્રણ રેખાઓ

શ્રી ઇલા આરબ મહેતાની આ કૃતિમાં બે લઘુકાય નવલો એકત્રિત પ્રગટ થયેલી છે.

પ્રથમ લઘુનવલ 'ત્રિકોણની ત્રણ રેખાઓ'માં મનોરમા નામની યુવતી એના જીવનકાળમાં ત્રણ પુરુષોના પરિચયમાં આવે છે, જે પ્રત્યેકનો જીવન તરફનો દૃષ્ટિકોણ અલગ અલગ છે. કૉલેજના અભ્યાસ દરમિયાન મનોરમા જે યુવકનો પરિચય કેળવે છે અને જેને ચાહતી થાય છે તે યોગેન્દ્ર 'આ અસીમ, અમાપ અને અનંત જિંદગીનો વધુ ને વધુ અનુભવ મેળવવા માટે' પરણવાની ના પાડે છે. એથી નિરાશ થઈ મુંબઈથી વતન પાછી ફરેલી મનોરમા કેળવણી ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે કામ કરી ચૂકેલા પિતાના આગ્રહને વશ થઈ ભગવાનદાસ નામના એક કહેવાતા ગાંધીવાદી પણ વાસ્તવમાં જડ ને વેદિયા માસ્તર સાથે પરણે છે.

પત્ની સાથે દૈહિક સંબંધ રાખવામાં પણ પતન થવાનો ભય સેવતા, નવલકથાને ક્ષુદ્ર સાહિત્ય ગણતા અને આત્મોન્નતિ માટે ડાયરી લખતા ભગવાનદાસ માસ્તરની પત્ની તરીકે કાઉઝરી મનોરમા અત્યંત નિરાશા અનુભવે છે. એવામાં એને ગરીબ અને મજૂર વિસ્તારોમાં જઈ દર્દીઓની મફત સારવાર કરતા માનવતાવાદી ડૉક્ટર કે. કે.નો પરિચય થાય છે એમના હાથ નીચે નોકરી કરવાનું મનોરમા સ્વીકારે છે. દામ્પત્યજીવનમાં ડૉક્ટર પણ દુઃખી હોવાથી બંને એકબીજા તરફ આકર્ષાય છે. ડૉક્ટર સાથેના સંબંધથી મનોરમાને એક પુત્રી જન્મે છે. એથી ખિજવાયેલો એનો પતિ આશ્રમમાં ચાલ્યો જાય છે ડૉ. કે. કે. મનોરમા અને એની પુત્રી મમતાને પોતાના ઘેર લઈ જવાનું વચન આપે છે, ત્યાં કથાનો અંત આવે છે.

બીજી લઘુનવલ 'ગાંધારી'માં બાળપણથી જ નૈસર્ગિક કલાદૃષ્ટિ ધરાવતો ચિત્રકાર રશ્મિન પૈસાને જ જીવનનું નિયામક તત્ત્વ સમજતો હોય છે એથી પોતાના સ્વાર્થ ખાતર બહેન સુરેખાને એના પ્રેમી શિક્ષકથી દગો કરી છૂટી પાડી એક શ્રીમંત બીજવર સાથે પરણાવે છે. એ પછી બહેનના ઘેર જઈ એની નણંદ અંજુ સાથે દૈહિક સંબંધ બાંધે છે, એના નગ્ન દેહનાં ચિત્રો દોરી પ્રદર્શન ભરે છે આ વાત બહાર આવતાં પોતાને અંજુ સાથે કશો સંબંધ નથી એમ કહી એને તરછોડે છે અને સંગીતા નામની એક સંગીતકાર યુવતી સાથે લગ્ન કરે છે આ લગ્નથી પ્રાપ્ત થતી એક પુત્રી અવિકસિત માનસ ધરાવતી હોવાથી

ચિત્રકાર રશ્મિનના આનંદપ્રમોદમાં આડખીલીરૂપ થઈ પડે છે. એથી એ એના ઘરને આગ લગાડી બાળી મૂકે છે. કલાકાર પતિના આવા ક્રૂર વર્તનથી આઘાત પામેલી સંગીતાની વાચા હરાઈ જાય છે, એ સાથે કથાનો અંત આવે છે.

પ્રથમ લઘુનવલમાં મનોરમાના લગ્નજીવનની કરુણતાને કેન્દ્રમાં રાખી એના પરિચયમાં આવતા ત્રણ પુરુષોના જીવન પ્રત્યેના અભિગમને વિરોધથી દર્શાવવાનો ધ્યેય રાખવામાં આવ્યો છે. યોગેન્દ્ર જીવનથી દૂર ભાગનારો તરંગી છે, માસ્તર આત્મશુદ્ધિ અને જીવનશુદ્ધિના જડ ખ્યાલો ધરાવતો વેદિયો છે અને ડૉક્ટર માનવસેવાને કેન્દ્રમાં રાખી દુઃખદર્દ સામે ઝઝૂમતો જીવનવીર છે. કૃતિ ઘટનાપ્રધાન છે, પણ મનોરમાના મુખે કહેવાઈ હોવાથી એના માનસનું રસમય નિરૂપણ કરે છે.

બીજી લઘુનવલ ‘ગાંધારી’માં સ્વાર્થી, અસંસ્કારી ને અમાનવીય જીવન જીવતા ચિત્રકારના જીવનના આલેખન દ્વારા કલા અને જીવન વચ્ચેનો વિરોધ ઉપસાવવામાં આવ્યો છે. આ બંને કથામાં લેખિકાનો ઉદ્દેશ સાચો કલાકાર તો કુરૂપને પણ ચાહીચાહીને સુંદર બનાવી શકે એ સિદ્ધાંત પ્રતિપાદિત કરવાનો છે. પણ પ્રથમ નવલમાં આ સંદેશ સભાનપણે અપાયો ન હોવાથી એ કલાકૃતિ બની છે. બીજામાં રશ્મિનના દાદાના મુખેથી એ સંદેશ વારવાર વ્યક્ત થતો હોવાથી એ ઓછી કલાત્મક કૃતિ બની છે.

બંને કૃતિઓમાં જાતીય વૃત્તિને છૂટા હાથે અભિવ્યક્તિ મળી છે. પણ પ્રથમમાં ‘સેક્સ’નું આલેખન સંયમિત રીતે થયું છે, જ્યારે બીજીમાં રશ્મિન અને અંજુના દૈહિક સંબંધો કલાની હદ ઓળંગી જાય છે.

પ્રથમ કૃતિમાં કૉલેજમાંથી આદર્શ જીવનનાં સ્વપ્નો સેવતી, પ્રેમભંગ થયેલી ને કઠોર વાસ્તવજીવનમાં દુઃખી થતી યુવતી મનોરમા, વિકૃત માનસ ધરાવતા શુદ્ધિવાદી ભગવાનદાસ, માનવતાવાદી ડૉ. કે. કે., બચુભાઈ બુકવાલા આદિ જીવંત અને આકર્ષક પાત્રો છે, તો બીજી કૃતિમાં સંગીતા, કમલાદેવી, અંજુ, નરેન આદિ પાત્રો પણ રસમય બન્યાં છે. અલબત્ત, એના નાયક રશ્મિનના પાત્રમાં સંગતિ સચવાતી નથી એ નોંધવું જોઈએ.

અલગ અલગ કથાપ્રવાહ ધરાવતી હોવા છતાં બંને કૃતિઓમાં જીવનકલાનો એક અંતરંગ રીતે વહેતો બોધ જોવા મળે છે. એથી એને એક પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો આ પ્રયોગ સફળ થયો છે. સરળ પણ આકર્ષક પ્રસંગો, જીવંત પાત્રો, સરળ અને સ્વચ્છ શૈલી ઇલાબહેનની આ પ્રથમ કૃતિને પણ સુવાચ્ય નવલકથા બનાવે છે અને એમની ભાવિ કૃતિઓ માટે અદકેરી આશા જન્માવે છે.

હું આવું છું

જિજીવિષા જેવી માનવીની વિશ્વવ્યાપક ને સનાતન વૃત્તિનું આલેખન કરતી શ્રી દિલીપ રાણપુરાની આ નવલકથા આ વર્ષની નોંધપાત્ર કૃતિઓમાં સ્થાન પામી શકે એવી છે 'તેજકિરણ' અને 'મુઠી ધરતી, મુઠ્ઠી હેત' નામક નવલકથાઓ દ્વારા સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચનાર આ યુવાન લેખકે પ્રસ્તુત નવલકથામાં માનવહૃદયનાં સંવેદનો છટાથી નિરૂપ્યાં છે

માનવજાતના પ્રતિનિધિ તરીકે અહીં પોલીસખાતાના એક કર્મચારી ગિરજાશંકરને કથાના નાયકપદે સ્થાપવામાં આવ્યો છે કથા એની વૃદ્ધાવસ્થામાં એના મુખે કહેવાતી હોવાથી ગિરજાશંકરનું જીવનચરિત્ર—એની આત્મકથા જ નવલકથાસ્વરૂપે રજૂ થાય છે બાળપણમાં ગામના દરબારના છોકરા સાથે વેર બંધાતાં વેર લેવાની વૃત્તિથી પ્રેરાઈ ગિરજાશંકર બ્રાહ્મણ હોવા છતાં પિતાની ઇચ્છા વિરુદ્ધ પોલીસખાતામાં કેવી રીતે જોડાયો, એ ખાતામાં કેવી રીતે ઘડાયો, કેવી ઝડપી પ્રગતિ કરી અને આખરે કેવી રીતે છૂટો થયો એની ક્રમબદ્ધ વિગતો કથામાં નિરૂપાઈ છે એની સાથે સાથે ગિરજાશંકરની વૃદ્ધાવસ્થાનું પણ લેખકે વિગતપ્રચુર વર્ણન કર્યું છે એના મૃત્યુ સાથે કથાનો અંત આવે છે

ગિરજાશંકરના બાહ્ય જીવનની ભૂતકાલીન ઘટનાઓ અને એની વૃદ્ધાવસ્થાનાં દૈનંદિન સંચલનો વચ્ચે એક સમતુલા જાળવવાનો લેખકે સભાન પ્રયાસ કર્યો છે એક પ્રકરણમાં ફ્લેશબૅક પદ્ધતિથી એની યુવાનીના બનાવો વર્ણવી લેખકે સમતુલા સાચવવા કરેલો પ્રયાસ કૃતક લાગે છે

પોલીસખાતાની કામગીરી—એના સારા અને ખરાબ બંને સ્વરૂપમાં—અહીં એક વિશિષ્ટ અને કલાત્મક સ્વરૂપે નિરૂપાઈ છે લેખકનું આ ખાતાના લોકોના જીવનનું વેધક અવલોકન અહીં સરસ રીતે પ્રતિબિંબિત થયું છે પણ એ ખાતાની કામગીરીનું વાસ્તવિક આલેખન કરતાં જાતીય વૃત્તિનું અમર્યાદ વર્ણન થઈ ગયું છે એક 'સુગના'માં ગિરજાશંકર સાથે છ જણા રૂપલી સાથે સંભોગ કરે છે એ પ્રસંગનું અને એક ઘોડી સાથે જાતીય વૃત્તિ ભોગવતા વૃદ્ધનું વર્ણન કલાની મર્યાદા વટાવી ગયું છે એ બંને પ્રસંગોએ લેખકનો આશય માનવમનના ઊંડાણમાં ડોકિયું કરાવવાનો હોવા છતાં એ પ્રસંગોની વિગતપ્રચુરતા ઘટાડીને એ સિદ્ધ થઈ શક્યું હોત એ ચોક્કસ છે આવા લગભગ મોટા ભાગના પ્રસંગોના વર્ણનમાં લેખક જાતીયતાનું બેફામ વર્ણન કરી લોકપ્રિયતા મેળવવા પ્રયાસ કરતા દેખાય છે

આવી એકબે મર્યાદાઓ બાદ કરતાં આ કૃતિ લેખકની સર્ગશક્તિનો પ્રશસનીય ઉન્મેષ છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ થતી નથી. ગિરજાશંકર, એનો પિતા પ્રત્યે પ્રેમાળ છતાં આર્થિક અવદશાને લીધે બેપરવા પુત્ર, નિર્દોષ ને સ્નેહાળ પૌત્ર–પૌત્રી, સસરાથી કંટાળેલી પુત્રવધૂ, હરીફ પોલીસ અમલદારો, હીસ્ટ્રી શીટરો, રૂપલી ઇત્યાદિ પાત્રો જીવંત ને વાસ્તવિક, મનહર ને મનભર બન્યાં છે. પાત્રમાનસનાં ઊંડાં સંચલનો રજૂ કરવાની લેખકની શક્તિ પણ કલાત્મક ને આહ્લાદક છે. ગિરજાશંકરની વૃદ્ધાવસ્થાનુ વર્ણન સમભાવભર્યું છતાં તાટસ્થ્યપૂર્ણ છે. એનું મૃત્યુ ને પુનર્જન્મ અંગેનું મનોમંથન પણ આકર્ષક છે.

પ્રસંગોની જમાવટ, એક ઓછા પ્રસિદ્ધ વિષય પર પડતો વેધક પ્રકાશ, માનવીની વિવિધ વૃત્તિઓ – વેરતૃપ્તિ, જાતીયતા, ચૌર્યવૃત્તિ, ભૂખ, ઇત્યાદિ–નુ રસિક આલેખન, વૃદ્ધાવસ્થાનુ ઝીણવટભર્યું વર્ણન, મૃત્યુ ને પુનર્જન્મ પર મનોમંથન આદિ આ કથાનાં આકર્ષક અંગો છે, જે એને આ વર્ષની નોંધપાત્ર કૃતિઓમાં સ્થાન અપાવે એમ છે.

## ચોરનાં ધાવણ

શ્રી સુરેશ બારિયાની આ નવલકથા નપુંસક પતિ સાથે પરણેલી ગુણવાન સ્ત્રીની વેદના અને નાટ્યકલાની શોખીન સ્ત્રીના પતિની વ્યથા આલેખતી બે કથાઓના અસુભગ મિશ્રણવાળી નિષ્ફળ નવલકથા છે.

કથાના એક પ્રવાહમાં માતા રમીલાબેનના આગ્રહને વશ થઈ પોતાની ખોડ છુપાવી પરણેલો નપુસક પતિ અતુલ પત્ની મંજુલાની કામેચ્છા સંતોષી શકતો નથી એથી વેદના અનુભવે છે અને પોતાનો વંશ ચાલુ રાખવા મિત્ર વિજયને પત્ની સાથે સભોગ કરવા વીનવે છે. મજુલા સદ્દગુણી ને ચારિત્ર્યશીલ હોવાથી વિજય સાથે સભોગ કરતી નથી, પણ આખરે રમીલાબેન આ વાત જાણે છે ત્યારે પોતાના લગ્નજીવનનું રહસ્ય પ્રગટ કરે છે અને પોતાની જેમ પુત્રવધૂને પણ ડૉ. તરુણ દેસાઈ પાસે મદ્રાસ લઈ જવા તૈયાર થાય છે. મજુલા, રમીલાબેન અને અતુલ મદ્રાસ જતાં હોય છે ત્યાં માર્ગમાં અતુલ એક સ્ટેશને ઊતરી જાય છે અને ગાડી આગળ ચાલી જાય છે. ત્યાં આ કથાપ્રવાહ પૂરો થાય છે.

કથાના બીજા પ્રવાહમાં નીતા સાથે પ્રેમલગ્નથી સુખી દામ્પત્યજીવન ભોગવતો વિજય એના નાટ્યકલા તરફના અત્યંત આકર્ષણથી ખિજાય છે અને

પત્નીને એ છોડી દેવા દબાણ કરે છે. નીતા નાટક છોડતી નથી, પણ પતિનું ઘર છોડી નિર્મોતા માથુરના રૂમ પર રહેવા ચાલી જાય છે. અનુજની દગ્મિયાનગીરીથી અને માથુરનુ અસલ રૂપ ધ્યાનમાં આવતાં નીતા ઘેર પાછી ફરે છે અને પતિપત્ની વચ્ચે સમાધાન થાય છે.

આ બે તદ્દન અલગ કથાપ્રવાહ વચ્ચે મેળ માત્ર એટલો જ છે કે અનુજ અને વિજય મિત્રો છે અને એકબીજા આગળ પોતપોતાનાં દુઃખ રડે છે. એ સિવાય બે પ્રવાહોનો કોઈ મેળ ખાતો નથી.

નવલકથાનાં ચારછ પાત્રોમાંથી એકનું પણ વ્યક્તિત્વ લેખક ઉપસાવી શક્યા નથી કે પ્રસંગો પણ સામાન્ય રોજિંદા બનાવો કરતાં વધારે આકર્ષક બનાવી શક્યા નથી.

નપુંસક પતિ સાથે પરણેલાં રમીલાબેન જે ડૉ. તરુણ દેસાઈ સાથે સંભોગ કરી અનુજને પ્રાપ્ત કરે છે એ જ ડૉક્ટર પાસે પુત્રવધૂને લઈ જવા તૈયાર થાય એ એમના પાત્રના ચિત્રણને અનુરૂપ લાગતું નથી. ચારિત્ર્યશીલ મંજુના આવેગવશ બનેલા પતિ અનુજને 'કાયર' કહે છે ત્યારે આપણને આશ્ચર્ય થાય છે અને પતિના આગ્રહ ને એ પ્રકારની ગોઠવણને વશ થઈ વિજયને સ્પર્શ પણ ન કરવા દેતી એ જ્યારે સાસુના દબાણને વશ થઈ મદ્રાસ જવા તૈયાર થાય છે ત્યારે તો આઘાત લાગે છે આમ પાત્રાલેખનમાં સંગતિ નથી.

પાત્રોના મનોમંથનો નિરૂપવા લેખક જે પ્રયાસ કરે છે એ કૃતક લાગે છે. એ સંવેદનો વાચક અનુભવતો નથી, માત્ર માહિતી પ્રાપ્ત કરે છે. પાત્રમાનસ નિરૂપવા 'પોતે', 'પોતાનું', 'પોતાને' એ સ્વવાચક સર્વનામનો લેખક કંટાળાજનક પ્રયોગ કરે છે આમ લેખકની ગદ્યશૈલી આ પ્રયોગથી તેમ જ 'તસલ્લી', 'ભૂંગિ', 'બેવના', 'નિગાહ', 'કરાહતો', 'અવઘોળાટ' જેવા શબ્દોથી એકસરખી પ્રવાહી રહી શકતી નથી, આડંબરી ને કૃત્રિમ લાગે છે

## મંપનધારે

શ્રી જશવંત મહેતાની આ નવલકથા એક કરુણ પ્રણયકથા છે લેખકે આખી કથામાં ત્રણેક યુગલના નિષ્ફળ પ્રણયની વેદના આલેખવા પ્રયાસ કર્યો છે એમાં કેન્દ્રસ્થાને છે બેરિસ્ટર સેતલવાડની પુત્રી પ્રતીચીનો આલોક સાથેનો પ્રણય. આલોક પ્રતીચી સાથે પ્રણયલગ્ન થયા પછી થોડા જ સમયમાં એક અકસ્માતમાં મૃત્યુ પામે છે

ભગ્નહૃદયી પ્રતીચીને જીવનમાં ફરી રસ લેતી કરવા એની સખી લૈરવી

આરત નામના એક ચિત્રકાર યુવાનનો પરિચય કરાવે છે. પ્રતીચી આરત તરફ અગમ્ય આકર્ષણથી ખેંચાય છે પણ આલોકને ભૂલી શકતી નથી. આરત જે પ્રા. ધૂર્જટિનો શિષ્ય અને આશ્રિત છે એ ધૂર્જટિ સાથે પ્રતીચીની માતા દક્ષા યુવાનીમાં પ્રેમમાં પડેલી પણ ધૂર્જટિ પરણેલા હોવાથી અને આઝાદીની લડતમાં ક્રાન્તિકારી તરીકે જોડાયેલા હોવાથી દક્ષા સાથે લગ્ન કરી શકેલા નહિ. પોતાના એક સમયના પ્રેમીના આશ્રિત સાથે વિધવા પુત્રી લગ્ન કરે એ દક્ષાને ગમે છે. સૌના પ્રયાસેથી પ્રતીચી આરત સાથે લગ્ન કરે છે, પણ એ આલોકના આત્માને દગો કર્યો હોવાના દશ સાથે આત્મહત્યા કરવા જાય છે. એની પાછળ ગયેલો આરત પણ એના પ્રેમમાં પડેલી, પણ પ્રતીચી ખાતર પ્રેમનો ભોગ આપી પરદેશ ચાલી ગયેલી કવયિત્રી નેહાને ભૂલી શકયો નથી એ અંતમાં સાબિત થાય છે.

દક્ષા, નેહા ને પ્રતીચીનાં પાત્રો દ્વારા સ્ત્રીના પુરુષ પ્રત્યેના પ્રેમમાં રહેલું ઊંડાણ ને સ્ત્રીની પ્રણયનિષ્ઠા બતાવતી આ નવલકથા એનો હેતુ સિદ્ધ કરવામાં સફળ નીવડે છે, પણ એ હેતુ ભૌમિતિક રીતે સિદ્ધ થયો છે એટલો કલાત્મક રીતે સિદ્ધ થયો નથી.

આરત, પ્રતીચી, નેહા, દક્ષા ને પ્રા. ધૂર્જટિ સિવાયનાં પાત્રોમાં લેખક ખાસ કશું વિશિષ્ટ વ્યક્તિત્વ આણી શક્યા નથી. ભૈરવી ને નીરીહ બે પ્રણયીઓને એકઠાં કરવાના પ્રસંગો પૂરા પાડવા સિવાય ખાસ અગત્યની કામગીરી બજાવતાં નથી. આલોક ને પ્રતીચીના હેંગિંગ ગાર્ડનમાં શરૂ થતા પ્રણયનો પ્રથમ સંવાદ આવારા પ્રેમીઓ જેવો લાગે છે. એ રીતે શરૂ થયેલા પ્રણયમાં આટલું ઊંડાણ માટીના પાયા પર ઊભેલા બંગલા જેવું ભ્રામક લાગે છે.

નવલકથાના ઘણા બધા પ્રસંગો અને અંત ફિલ્મનાં દશ્યોને ધ્યાનમાં રાખી યોજાયાં હોય એમ લાગે છે. એથી સંવાદની જેમ પ્રસંગોમાં પણ કૃત્રિમતા આવી ગઈ છે. નેહાના પાત્ર દ્વારા લેખકે અસ્તિત્વવાદી સાહિત્યનો બચાવ કરવા કરેલો પ્રયાસ પણ કૃતક લાગે છે.

આવી બધી મર્યાદાઓ છતાં લેખક એમની અગાઉની નવલકથાઓ કરતાં આ કૃતિમાં સ્ત્રીપુરુષના સંબંધમાં દેહ કરતાં વિશેષ રહસ્યમય તત્ત્વ સ્વીકારતા હોય એમ દેખાય છે એ એમના માટે, એમની પ્રગતિ માટે આશાસ્પદ ચિહ્ન છે.

## અપરાધી

સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણીની આ નવલકથા (ચોથી આવૃત્તિનું પ્રથમ પુનર્મુદ્રણ) હોલ કેઈનની 'માસ્ટર ઓફ મેન' નામની પાશ્ચાત્ય કૃતિનું અત્યંત સફળ રૂપાંતર છે. મૂળ કૃતિના અંગ્રેજી વાતાવરણને લેખકે સૌરાષ્ટ્રના વાતાવરણમાં આદર્શ રીતે પલટી નાખ્યું છે.

કાઠિયાવાડના ત્રીજા વર્ગના દેશી રાજ્ય-સુજાનગઢના કારભારી દેવનારાયણસિંહનો પુત્ર શિવરાજ એક ખેડૂતકન્યા અજવાળીને રક્ષણ આપતા એની સાથે પરણવાનું વચન આપી દૈહિક સંબંધ કરી બેસે છે. એ સંબંધને લીધે સગર્ભા બનેલી ને મુંબઈના આશ્રમમાંથી ત્યજાયેલી અજવાળી ઘેર આવી બાળકને જન્મ આપે છે, પણ અકસ્માત બાળક મૃત્યુ પામે છે કુંવારી માતા સમાજથી બચવા બાળકને દૂર ફેંકી આવે છે, પણ એ પકડાય છે.

અજવાળીનો ન્યાય તોળવાનું કામ શિવરાજને ભાગે આવે છે. શિવરાજ પિતાની આજ્ઞા યાદ કરી પોતે જ આ કેસમા અપરાધી હોવાનું કબૂલ કરી જેલમાં જાય છે. ત્યાં એની સાથે ગેરસમજથી રિસાયેલી એની પ્રિયતમા સરસ્વતી સાથે એના લગ્ન થાય છે.

કાઠિયાવાડી બળુકી ભાષામા મેઘાણીએ પ્રસંગોની જમાવટ આકર્ષક રીતે કરી છે પાત્રાલેખન પણ તાદૃશ ને જીવંત છે પોલીસતંત્રની જડતા, ન્યાયપદ્ધતિ, ગરીબોને થતી કનડગત, સામાજિક દૂષણો, અમલદારોનું માનસ, જૂની પેઢીની ભાવનાશીલતા ઇત્યાદિ રસમય તત્ત્વોનું આલેખન કરતી આ કૃતિ આજે પચીસ વર્ષ બાદ પણ સુવાચ્ય રહી શકી છે એનાં કારણોમા મેઘાણીનાં આકર્ષક વર્ણનો, સ્પષ્ટરેખ પાત્રાલેખન, સચોટ સંવાદો, બળકટ ભાષાશૈલી અને વેધક કટાક્ષોને ગણાવી શકાય અલબત્ત, મેઘાણી વસ્તુસંકલનામા સુબદ્ધતા સાચવી શક્યા નથી અને કેટલાક પ્રસંગોમાં અતિચિત્રણ કરતા હોય છે એ નોંધવું જોઈએ

## ઉત્તરાપથ

શ્રી યોગેશ્વરની બે ભાગમાં વિસ્તરેલી, મહાભારતને વિષય બનાવી લખાયેલી, આ એક દીર્ઘ નવલકથા છે મહાભારતમાં આવતી અનેક આડકથાઓ, ધર્મ અને નીતિના ઉપદેશો અને તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ બાદ કરી માત્ર કૌરવપાંડવોના જીવનને સ્પર્શતા મુખ્ય મુખ્ય પ્રસંગોનું જ લેખકે આ કૃતિમા આલેખન કર્યું છે.

લેખકે મહાભારતની મૂળ કથામાં એક મોટો ફેરફાર કર્યો છે. મૂળ મહાભારતમાં દ્રૌપદી પાંચ પાંડવોની પત્ની છે એના બદલે લેખકે એને આ કૃતિમાં એકલા અર્જુનની પત્ની બતાવી છે. મહાભારત જેવા વિખ્યાત ગ્રંથમાં આટલો મોટો ફેરફાર કરવામાં ઔચિત્યભંગ થયેલો જણાય છે. આ એક મૂળભૂત ફેરફાર સિવાય બાકીના મહત્ત્વના પ્રસંગો જેમના તેમ આલેખવામાં આવ્યા છે.

લેખકે સાદી, સરળ ભાષામાં મહાભારતની કથા કહેવા સિવાય બીજો કોઈ હેતુ સિદ્ધ કર્યો જણાતો નથી. એથી વાચકને મહાભારતની કથા વાંચ્યાનો આનંદ થાય છે, પણ કોઈ કલાકૃતિનો આસ્વાદ કર્યાનો આનંદ થતો નથી.

# વિભાગ ૩ : લલિતેતર વાઙ્મય

## સમીક્ષક : પ્રા. રમેશ ભટ્ટ

### સરવૈયુ

વિવેચન, ચરિત્ર, અધ્યાત્મ અને નિબંધ આદિ પ્રકાશનમા આ વર્ષ સમૃદ્ધ બનેનુ છે પુસ્તકોના પ્રકાશનની સુવિધા થઈ હોવાથી તેમ જ લોકોની વાચનભૂખ પણ વધી હોવાથી સખ્યાબંધ પુસ્તકો પ્રગટ થાય છે એમા લલિતેતર સાહિત્યનુ પ્રકાશન વિપુલ પ્રમાણમા થાય અને એ વચાય તે પ્રજાના ચિત્તવિકાસને માટે ખૂબ જ ઉપકારક બની રહે

ગુજરાતી વિવેચનસાહિત્યમા આ વર્ષનાં કેટલાક નોંધપાત્ર પુસ્તકોમાં શ્રી નગીનદાસ પારેખનુ 'અભિનવનો રસવિચાર અને બીજા લેખો' ઉત્તમ છે રસશાસ્ત્રના આ ગ્રંથની નિરૂપણરીતિ અને એના મર્મનું વિવરણ ચિરકાળ ઉપયોગી બની રહેશે શ્રી નગીનદાસ પારેખે એલિયટના લેખોનો અનુવાદ કરી આપ્યો ('કાવ્યમા આધુનિકતા') એ પણ નવી કાવ્યવિભાવનાને પડકારરૂપ બની રહે એવો ગ્રંથ છે વિવેચનક્ષેત્રે શ્રી સુરેશ જોશીના વિચારોએ અને અભિપ્રાયોએ ઘણી ચર્ચા જગવી છે એમનો વિવેચનસગ્રહ કથોપકથન' પણ આ વર્ષમા મળે છે સાહિત્યમા પરપરા અને પ્રયોગની સમાતર પ્રક્રિયા ચાલે છે એનો પરિચય આ વર્ષના વિવેચનગ્રથો પરથી કરી શકાય છે અધ્યયનગ્રથ અને સ્મૃતિગ્રથ રૂપે પ્રગટેલા અનુક્રમે બ. ક ઠાકોર અને અબુભાઈ પુરાણી વિષયક ગ્રથો પણ સુસપાદિત થઈને પ્રગટ થયેલા છે એમાય બ ક ઠા નો અધ્યયનગ્રથ સાહિત્યના અભ્યાસી ઓને ખૂબ ઉપયોગી છે

આ વર્ષ ગાધીશતાબ્દિનુ વર્ષ હોવાથી ગાધીજીના અને ગાધીજીવિષયક સખ્યાબધ પુસ્તકો પ્રગટ થયેલા છે સમીક્ષાર્થે મળેલા પુસ્તકોનુ પ્રમાણ એના પ્રકાશન જેટલુ નથી તેમ છતા જે પુસ્તકો અમને મળ્યા એમા ગાધીજીના જીવનવિકાસ સાથે લખાતા રહેલા લખાણો—જેમા પત્રો લેખો અને ભાષણોનો સમાવેશ થાય છે—લેખન પ્રકાશનના વર્ષક્રમમા સપાદિત કરી પ્રગટ કરવામા આવ્યા છે એમાંથી 'ગાધીજીનો અક્ષરદેહ પુસ્તક ૧૧ થી ૧૫ સૌથી ઉત્તમ કહી શકાય એવાં પ્રકાશન છે ગાધીજીના આ રીતે સપાદિત થયેલા લખાણોને ફરીથી વાચતાં ગાધીજીની વિકસતી પ્રતિભાનો સ્પર્શ થયા વિના રહેતો નથી એ આ પ્રકાશનનુ નાનુસનુ ફળ નથી.

આત્મચરિત્ર અને ચરિતસાહિત્યમા ગાધીજીના વ્યક્તિત્વના વિવિધ પાસાંને સમજતાં અને સમજાવતા જે પુસ્તકો અમને મળ્યાં છે એમા નવલભાઈનુ

'બાપુ' અને રામનારાયણ ના. પાઠકનાં 'ગાંધીકથા' ભાગ ૧-૨-૩ને નોંધપાત્ર ગણી શકાય. આ વર્ષે શ્રી ઈશ્વરભાઈ પટેલે લખેલાં ચરિત્રપુસ્તકો પણ મળ્યાં છે. એમાં 'લાલબહાદુર શાસ્ત્રી'નું ચરિત્ર અને 'ખંડિત કલેવરમાં અખંડિત મન' રસભરી ભાષાશૈલીમાં લખાયેલાં ચરિત્રો છે. લલિતેતર વાઙ્મયનો આ ખંડ પ્રકાશનોની વિપુલતાની દૃષ્ટિએ સમૃદ્ધ છે, તેમ જ ગુણવત્તાની દૃષ્ટિએ પણ સંતોષપ્રદ છે. સૌથી શ્રેષ્ઠ ચરિત્રપુસ્તક સ્વામી આનંદનું 'ધરતીનું લૂણ' છે. આ પુસ્તકની સાહિત્યિક ગુણવત્તા પણ ઘણી જ ઊંચી રહેલી છે. ભાષાશૈલીની વિશિષ્ટતા અને સંવાદોમાં બોલીની સજીવતા હૃદયસ્પર્શી બનેલી છે. સ્વામી આનંદે અંગ્રેજીને આધારે લખેલ 'મોતને હંફાવનારા' એ પુસ્તક પણ એમણે લીધેલા આધારનો અણસાર બાદ કરતાં લેખન અને રજૂઆતની દૃષ્ટિએ મૌલિક જ છે. લેખકનાં બન્ને પુસ્તકો ગુજરાતી સાહિત્યના મૂલ્યવાન અલંકારો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

અધ્યાત્મ-તત્ત્વજ્ઞાન વિભાગમાં સ્વામી શિવાનંદનાં અંગ્રેજી પુસ્તકોના અનુવાદો મળ્યા છે એ અધ્યાત્મજિજ્ઞાસુ માટે માર્ગદર્શક બની રહેશે. પણ સીધાં જ ગુજરાતી ભાષામાં લખાયેલાં અધ્યાત્મ-તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં આ વર્ષે શ્રીમોટા-લિખિત 'જીવનસંદેશ' અને 'જીવનપાથેય' મળે છે. આ પુસ્તકો બીજી આવૃત્તિ પામે છે, પરંતુ પ્રથમ આવૃત્તિ વેળાએ પણ આ પુસ્તકો વાઙ્મય-નોંધ પામી શક્યાં નથી, એનું કારણ એના કર્તાએ પુસ્તકના કર્તા તરીકે અજ્ઞાત રહેવાનું સ્વીકારેલું એ છે. શ્રીમોટાએ અધ્યાત્મજિજ્ઞાસુઓને માર્ગદર્શન આપવા ગદ્ય અને પદ્યમાં જે પત્રો લખ્યા છે એનું આ ગ્રંથસ્વરૂપ જીવનની વાસ્તવિકતાની અને દિવ્ય જીવનની શક્યતાની સમન્વયરીતિ પોતાની લાક્ષણિક અને તળપદી ગુજરાતી ભાષાશૈલીમાં કરે છે. તત્ત્વજ્ઞાનની પરિભાષાથી છેક જ મુક્ત રહીને આ વિષયની આવી છણાવટ વિરલ છે. આપણી ભાષાના આ મૌલિક ગ્રંથો માત્ર નોંધપાત્ર જ નહિ, પણ વિશિષ્ટ બની રહેશે. વિનોબા ભાવેના તાત્ત્વિક વિચારણાના લેખો 'ત્રીજી શક્તિ' એ નામના પુસ્તકમાં મળે છે એની નોંધ લેવી રહી.

પ્રકીર્ણ પુસ્તકો પૈકી શ્રી બબલભાઈ મહેતાનું 'માનવતાના સંસ્કારો' સિવાય બીજું કોઈ નોંધપાત્ર નથી.

## વિવેચન

### અભિનવનો રસવિચાર અને બીજા લેખો

શ્રી નગીનદાસ પારેખનું આ પુસ્તક આ વર્ષના વિવેચનસાહિત્યનું સૌથી વધુ નોંધપાત્ર પ્રકાશન છે. રસ વિશે સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચારોને ગુજરાતી ભાષામાં

સુલભ કરવાનું આ દુષ્કર અને વિકટ કાર્ય શ્રી નગીનભાઈએ પાર પાડ્યું છે એ ગુજરાતની પ્રજાને એમણે આપેલું ચિરંજીવ રહે એવું શિક્ષણકાર્ય છે. સાહિત્ય અકાદમીએ શ્રી નગીનભાઈને આ પુસ્તક અંગે એવોર્ડ આપીને તેમની સાહિત્યસાધનાની કદર કરી છે, અને તેમનું ગૌરવ કર્યું છે.

આ પુસ્તકમાં કુલ આઠ લેખો છે. પહેલો લેખ 'અભિનવનો રસવિચાર' છે. દસમા સૈકાના કાશ્મીરી પંડિત અભિનવગુપ્તાચાર્યે રસ વિશે જે સર્વાંગી વિચારણા કરી એને એમના અનુયાયીઓએ સ્વીકારી લીધી હતી. એથી જ, અભિનવના રસવિચારને તપાસવાનું મહત્ત્વનું બન્યું. અભિનવની રસ વિશેની વિચારણાને સમગ્રરૂપે રજૂ કરવાની શ્રી નગીનભાઈની નેમ છે. પરંતુ અભિનવની રસવિષયક વિચારણા અતિ સૂક્ષ્મ તેમ જ એ વિચારણાની રજૂઆતની શૈલી દાર્શનિક, સૂત્રાત્મક અને દુર્બોધ. શ્રી નગીનભાઈએ તો અભિનવના રસવિચારને જ નિરૂપવાનો પુરુષાર્થ કરવાનો છે, તેમ છતાં એમણે અભિનવના આ શૈલી-દોષને ટાળવામાં જે વિદ્વત્તા દર્શાવી છે એ માન માંગી લે એવી છે. એમણે અભિનવનાં સૂત્રોનો અનુવાદ કર્યો છે, પણ આ સ્થાને અનુવાદનો અર્થ અક્ષરશઃ અનુવાદ નહિ, પણ સૂત્રને સમજૂતીની અપેક્ષાએ expose કરવો એ અર્થમાં એમણે અનુવાદ કર્યો છે. મૂળ વિદ્વાનની શૈલીને લીધે આવતી દુર્બોધતા પણ એમણે દૂર કરી છે.

અભિનવનો રસવિચાર સમજાવવા માટે ઉપલબ્ધ સાધનોને એમણે એકત્ર કર્યાં છે, અને એ રસવિચારને પૂર્ણરૂપે નિરૂપ્યો છે. ગ્રંથનું બીજું આવી પ્રકરણ સામગ્રીથી શોભી રહે છે. ત્રીજા પ્રકરણમાં રસાભાસ વિષેની ચર્ચા એમણે કરી છે. આમ, લગભગ બસો પાન સુધી અભિનવના રસવિચારને વિશદ રીતે સમજાવાયો છે.

ચોથા પ્રકરણમાં કાવ્યનાં પ્રયોજન અને હેતુ તેમ જ કુંતકના વક્રોક્તિ-વિચારને સમજાવાયો છે. પાંચમા પ્રકરણમાં જગન્નાથ પંડિતના કાવ્યવિચારમાં રહેલી 'રમણીયતા'ને વિશદ રીતે સમજાવી છે. એમાં ધ્વનિના ભેદો પણ વિચારાયા છે. છઠ્ઠા પ્રકરણમાં ક્ષેમેન્દ્રના ઔચિત્યવિચારને સમજાવાયો છે. છેલ્લું આઠમું પ્રકરણ 'આખ્યાન: નાટ્યાલંકાર અને કાવ્યપ્રકાર'નું છે. એ મહત્ત્વનું છે. એમાં એક સજાગ વિદ્વાને જમાવેલો ઉહાપોહ રસમયો બન્યો છે.

આખાય પુસ્તકનું નિરૂપણ શાસ્ત્રીય છે અને કાવ્યશાસ્ત્રની પરિભાષા પ્રયોજવી અનિવાર્ય હોઈ આનો વાચકવર્ગ ઘણો જ મર્યાદિત અને અધિકારી જ હોવાનો અને રહેવાનો. આખું પુસ્તક વાંચતાં વાંચતાં એવો ભાવ અવશ્ય થાય કે કેટલાંક સ્થાનોએ શ્રી નગીનભાઈએ અટકીને સમજૂતી તથા વિવરણ વધુ

વિસ્તારથી કર્યાં હોત તો સારું થાત. વળી અભિનવની રસવિષયક વિચારણા નિરૂપતાં, કેટલાંક સ્થાનોએ જે પ્રશ્નો ઊભા થાય છે ત્યાં એમણે ચર્ચા કરી હોત તો વધુ મહત્ત્વનુ પૂરક બની રહેત. પણ શ્રી નગીનભાઈને તો 'અભિનવનો વિચારપિંડ' રજૂ કરવો છે. 'એમાં કેટલાંય સ્થાનો એવાં છે કે તેને વિશે જુદી ચર્ચા કરવાનું મન થાય.'–એમ શ્રી નગીનભાઈ પોતે સ્વીકારે છે.

ગુજરાતી સાહિત્યમાં રસવિષયક વિચારણા આ અગાઉ થઈ છે, પણ ખૂબ તૂટક તૂટક રીતે અને અધૂરી. શ્રી નગીનભાઈએ પોતાના આ પુસ્તકમાં કાવ્યશાસ્ત્રના બધા જ ઉપયોગી વિષયોની રજૂઆત કરી દીધી છે. ગુજરાતી વિવેચનસાહિત્યમાં આ પુસ્તક વિરલ પુસ્તક છે. આ પુસ્તકમાંની વિષયચર્ચાને આવરીને એનુ વિવેચન પુસ્તકના આરંભમાં વિદ્વાન વિવેચક, રસજ્ઞ અને પંડિત શ્રી રસિકલાલ છો. પરીખે કર્યું છે. આ વિષે આ પુસ્તકના પરિચયથી વિશેષ લખવાની અનધિકાર ચેષ્ટા આ લેખકથી થઈ શકે નહિ, તેથી આવા પ્રકાશનથી સંતોષની લાગણી અને ગૌરવનો અનુભાવ વ્યક્ત કરુ છુ. મુ. શ્રી નગીનભાઈને એમણે કરેલી આ સાધના બદલ ધન્યવાદ.

## સાહિત્યવિચારણા

ગુજરાતના નવલકથાકાર અને ટૂંકી વાર્તાના ખ્યાતનામ લેખક ધૂમકેતુના સાહિત્યવિષયક લેખોનુ શ્રી અનંતરાય રાવળ અને શ્રી દક્ષિણકુમાર જોશીએ સંપાદન કર્યું છે. ધૂમકેતુની સાહિત્યવિષયક વિચારણાનો આ ગ્રંથમાં રસભર્યો અને રંગભર્યો પરિચય થાય છે.

ધૂમકેતુની સાહિત્યવિચારણા પાંચ ખંડમાં ફાળવવામાં આવી છે. સાહિત્ય તત્ત્વની ચર્ચા કરતા પ્રથમ ખંડમાં ધૂમકેતુ સાહિત્ય, કવિતા, જીવન, અનુભવ અને વિવેચન આદિમાં પોતાના ચિંતનમનનને રસભરી શૈલીમાં વ્યક્ત કરે છે. સાહિત્ય તત્ત્વને સ્પર્શતા આ લેખોમાં ધૂમકેતુનો પંડિતાઈભર્યો અભિગમ નથી, પણ સાહિત્ય તત્ત્વને એક સાહિત્યરસિક સાહિત્યકાર જે રીતે ઉપાસે છે એનો રંગભરી શૈલીમાં પરિચય થાય છે. પુસ્તકના બીજા ખંડમાં સાહિત્ય અને જીવનના પારસ્પરિક સંબંધની છણાવટ છે. લેખક માનવજીવનની ભાવનામયતાને સૌથી વધુ પ્રાધાન્ય આપે છે. માનવજીવનના કલ્યાણમય ઉદ્દેશ તરફ–અને એમાંય કલા, સૌન્દર્યના ઉપાદાનથી સવિશેષ–ગતિ થઈ શકે એની રસપ્રેરક રજૂઆત એમાં છે. સાહિત્યસર્જનની પ્રવૃત્તિ આમ ભલે નિજાનંદી રહી, છતાં સમાજજીવન અને માનવજીવનના સંદર્ભને એ કદી ઉપેક્ષી શકે નહિ. ધૂમકેતુ સર્જનના ઉદ્દેશ

માટે પૂરતા સભાન અને ચોક્કસ છે. એ ઉદ્દેશ–અલબત્ત, સૌન્દર્યમંડિત આનંદ જ–પ્રચાર પામે, મતલબ કે સાહિત્યના ધ્યેયનો પ્રચાર હોવો જોઈએ, પણ સાહિત્યમાં પ્રચાર એ જ ધ્યેય ન હોવો જોઈએ–એવી સૂક્ષ્મ વિવેકદૃષ્ટિનો લેખકે સ્થળે સ્થળે સ્ફોટ કરેલો છે.

ધૂમકેતુએ પાશ્ચાત્ય વાર્તાનું ગુજરાતીમાં ભાવનાભર્યો છતાં વાસ્તવદર્શી રંગ અર્પી જે કલાવિધાન કર્યું છે એનું ઐતિહાસિક મૂલ્ય જરાય ઊતરતું નથી. ધૂમકેતુ ગુજરાતી ટૂંકી વાર્તાકલાના જ ધૂમકેતુ રહ્યા છે. એમણે ટૂંકી વાર્તાના કલાસ્વરૂપ વિશે જે ચિંતન–મનન કર્યું છે એ આ પુસ્તકના ત્રીજા ખંડમાં છે. એમાં સર્જાતા નવલિકાસાહિત્ય પરત્વેની એમની જાગરૂકતા અને નવા વલણને સમજવાની એમની સમન્વયભરી દૃષ્ટિવિશાળતા નોંધપાત્ર છે. ૧૯૬૦માં એમણે નવી વાર્તાનાં વલણો તપાસતાં જે પ્રતિભાવ વ્યક્ત કર્યો છે એમાં એમની વિચારણા પાછળ રહેલો જીવનનો અભિગમ નોંધપાત્ર છે: "નવલિકાનાં જે સ્વરૂપો અત્યારે આવ્યાં છે તે આવી રહ્યાં છે, તે જ્યારે કાંઈક સ્થિર, શાંત, અને આપણી ભાષાના બળને અનુરૂપ રૂપ લેશે, ત્યારે સાહિત્યના એક વિશિષ્ટ પ્રકાર લેખે એ સ્થાન પ્રાપ્ત કરશે એ ચોક્કસ છે. ને તો એમાંથી નવી દૃષ્ટિ અને નવી રીતે દુનિયાને જોવાની શક્તિ, એ બે વાતો જીવનને મળશે." (પૃ. ૨૯૬)

ધૂમકેતુના હૃદયરંગનો ભાવસભર પરિચય તો પુસ્તકના ચોથા ખંડમાં થાય છે. એમાં એમણે નર્મદ, કે. હ. ધ્રુવ, નાનાલાલ, મેઘાણી આદિ વિશે એમનો જે હૃદયભાવ વ્યક્ત કર્યો છે–એમના સર્જનના જે અંશો પર એમણે સવિશેષ ઝોક આપ્યો છે એમાંથી એમની ગુણગ્રાહક દૃષ્ટિનો પરિચય આપણને મળે છે. કોઈક વાચકને એમાં આત્યંતિક ઊર્મિઉછાળ જોવા મળે તો નવાઈ નહિ. મેઘાણીને 'ગવૈયા ન હતા, દિવ્ય ગાયક હતા' કહેવા સુધીનો અભિપ્રાય એમનો અંગત ભાવ છે, પણ એ પાછળ જે કારણો સંસ્મરણ અને સંવેદનઆલેખનરૂપે અપાયાં છે એ યથાર્થ છે.

ધૂમકેતુની વિવેચનામાં ઘણે સ્થળે ઔચિત્યપૂર્ણ તાટસ્થ્ય જોવા મળે છે. એમાંય મુનશીની 'શિશુ અને સખી' વિશેના, શ્રી ગુણવંતરાય આચાર્યની કૃતિ વિશેના, અને શ્રી ગુલાબદાસ બ્રોકર તથા શ્રી પીતાંબર પટેલની વાર્તાઓ વિશેના એમના અભિપ્રાયોમાં સમતોલપણું વરતાય છે. એમાં વિવેચક તરીકે ધૂમકેતુની ઊપસી આવતી મુદ્રા પ્રસન્નકર બની રહે છે.

વિવેચનનો આ શાસ્ત્રીય ગ્રંથ નથી. ધૂમકેતુ સાહિત્યના પંડિત કે શાસ્ત્રી નથી, પણ આજીવન સાહિત્યરસિક અને સાહિત્યસર્જક છે. એમણે પૂર્વ–

પશ્ચિમના વિદ્વાનોના વિચારોનું પરિશીલન કર્યું છે એનો ફૂટનોટ વિનાનો, કે ટાંચણ વિનાનો ગોપનીય સ્પર્શ અનુભવી શકાય છે. બર્ટ્રાન્ડ રસેલ, શોપનહોર જેવા વિચારકોને એમણે માણ્યા છે. એમની પાસે એક ભાવનાભરી છતાં વાસ્તવદર્શી જીવનદૃષ્ટિ છે. જીવનના વાસ્તવવાદે એમની ભાવનાસૃષ્ટિને ખીલવી છે, અને એમના ભાવનાવાદે એમને ચોખલિયા બનાવ્યા નથી. આ સમતુલા એમની આ વિચારણામાં જોવા મળશે. એક સાહિત્યરસિક સાહિત્યસર્જકનું આ રગભર્યું વિવેચન વાંચનારને એક પ્રકારની પ્રાસાદિકતાનો અનુભવ થશે.

આ પુસ્તકમાંની વિચારણા જે ભાષાશૈલીમાં વ્યક્ત થઈ છે એ શૈલી જ આ પ્રાસાદિકતાની ભૂમિકાનો એક મહત્ત્વનો ભાગ છે. ધૂમકેતુના વ્યક્તિત્વની વિશિષ્ટતાઓને વ્યક્ત કરતી રંગદર્શી છતાંય પથરાટમાં વિલસતી આ ભાષાશૈલી નથી.

સંપાદકોએ ધૂમકેતુની સાહિત્યવિચારણાનું કરેલું આ સંકલન ધૂમકેતુની સાહિત્યવિચારણાનું એક આકૃતિબદ્ધ સ્વરૂપ વ્યક્ત કરે છે.

### કથોપકથન

વિવેચન વાંચતાં તાઝગી, ચમકારા અને તર્કતણખા માણી શકાય એવા લેખોનો આ સંગ્રહ શ્રી સુરેશ જોશીની પ્રતિભા અને સૂક્ષ્મ સૂઝનો પરિચય કરાવે છે. શ્રી સુરેશ જોશીના સાહિત્યિક વિવેચના વિષેના અભિપ્રાયો પડકાર ઝીલે એવા સમર્થ રીતે રજૂ થયેલા છે. એમની વિવેચનપ્રવૃત્તિએ ગુજરાતી સાહિત્યની વિવેચનાનો નવો ઢાંચો પાડી આપ્યો છે. સાહિત્યને વ્યાપક સંદર્ભમાં જોવા–તપાસવા જાગ્રત કરનાર શ્રી સુરેશ જોશીની વિવેચના અનેક રીતે ચર્ચાસ્પદ છે. આમ છતાં એ વિવેચનારીતિ વૈજ્ઞાનિક અભિગમ તરફ ગતિ કરતી રહે છે એ એની વિશેષતા અને સિદ્ધિ છે.

લેખકની સૂક્ષ્મ સૂઝ અને બુદ્ધિપ્રતિભાના દ્યોતક બની રહે એવા આ સંગ્રહના પહેલા ભાગમાંના 'નવલકથા' અને 'સર્જનાત્મક સાહિત્યમાં કાળયોજના' લેખો છે. પહેલા લેખમાં નવલકથાની સાહિત્યસ્વરૂપ લેખે વિસ્તૃત ચર્ચાવિચારણા થઈ છે. એમાં એમણે ગુજરાતી નવલકથાની અને એની વિવેચનાની મર્યાદાઓને નિર્ભીકતાથી રજૂ કરી છે. નવલકથાના આકાર પર એમનો ઝોક વિશેષ રહ્યો છે. એને આધારે એમણે 'સરસ્વતીચંદ્ર' વિષે થયેલા વિવેચનોમાં વિવેચકોએ એ કૃતિના આકારની ચર્ચા ટાળી છે અને જ્યાં એ અંગે ચર્ચા થઈ છે ત્યાં એમણે "છળ" પ્રવેશેલું જોયું છે. સ્વ. પાઠક સાહેબે 'સરસ્વતીચંદ્ર'ની આકૃતિ સમજાવતાં ફેલસ એનેલોજી કરી છે એમ કહેવું એ માત્ર આઘાત જન્માવવા

જેવુ કે સૌન્દર્ય કોઈ મર્યાદા કે સીમામા જ બદ્ધ નથી સૌન્દર્ય માણવા-સમજવા માટે અન્ય દૃષ્ટિકોણ પણ હોઈ શકે છે શ્રી જોશીની દલીલ સર્વથા સ્વીકાર્ય હોય એમ બનતું નથી એમની પાસે તર્કનું સામર્થ્ય છે અને એને ધારદાર ભાષામા વ્યક્ત કરવાનુ કૌશલ છે એથી એમના વિધાનોમા રહેલો કટાક્ષ, કે તીક્ષ્ણતા ઉહાપોહ મચાવવા સફળ નીવડી શકે છે પણ બધા જ વિચારો સર્વાંશે સ્વીકાર્ય બને એવા હોતા નથી આમ છતા આખો લેખ એમણે ઉપસાવેલી કલાદૃષ્ટિના સદર્ભમા વાચવો-માણવો ગમે એવો છે 'સર્જનાત્મક સાહિત્યમાં કાળયોજના' એ લેખ શ્રી જોશીની તાત્ત્વિક મીમાસાશક્તિનુ તેજસ્વી ઉદાહરણ કે સમય અમૂર્ત છે અને સાપેક્ષ છે 'કલાકૃતિમા નિરૂપાયેલો સમય એટલે આપણા અનુભવના એક અનિવાર્ય ઘટક તરીકે રહેતો સમય આથી આ સમયનો સકેત આપણા આ આતરજગતના સદર્ભમા જ સિદ્ધ થઈ શકે એવો છે ' કલાકૃતિના સમયનો તાળો ઘડિયાળના સમય સાથે મેળવવાના ગુરુકેન કાર્યનો શ્રી જોશી નીકાલ કરે છે આપણા સાહિત્યમાં સમયનુ આ વિલક્ષણ પરિમાણ વિકસ્યુ નથી એને એક પડકાર ગણે છે આ લેખમા આ સૂક્ષ્મ અને ગહન ચર્ચા ખૂબ જ રસપ્રદ બનેલી છે આ પ્રકારનુ વિવેચન આપણા સર્જાતા સાહિત્ય માટે ઉપકારક અને પ્રેરક બની રહે

આ પુસ્તકના બીજા વિભાગમાં 'ઝેર તો પીધા છે જાણી જાણી' અને પૂર્વરાગ'ની માર્મિક અને કઠોર સમીક્ષા કરી છે કૃતિના મૂલ્યાકનમા એમના અભિપ્રાયને સમર્થન આપતા વિપુલ દૃષ્ટાતો તેઓ આપે છે વિશ્વસાહિત્યની ઉત્તમ કૃતિઓ સાથે આ કૃતિઓની તુલના તેઓ કરે છે અને વાચકને વિશાળ પરિપ્રેક્ષ્યમા મૂકી આપે છે 'દર્શક'ની આ વિવેચકપ્રિય કૃતિનુ શ્રી જોશીએ પુનમૂલ્યાકન કર્યું છે એ ચર્ચાસ્પદ અવશ્ય છે, પણ એ સાથે વિચારપ્રેરક પણ છે આ બે નવલકથાઓનુ શ્રી જોશીનુ વિવેચન પરપરિત ઢાચાની બહાર નીકળેલુ મુક્ત વિવેચન છે

ત્રીજા વિભાગમા 'ક્રાઈમ એન્ડ પનીશમેન્ટ' અને ધી કાસલ નો શ્રી સુરેશ જોશીએ આસ્વાદ કરાવ્યો છે એમાં લેખકના હૃદયની ઉષ્મા અને કૃતિ પ્રત્યેનો તેમનો ભાવ વરતાય છે

ચોથા વિભાગમા ટૂકી વાર્તાને લગતા લેખો પણ અભ્યાસપૂર્ણ બન્યા છે. આખુ પુસ્તક, તેમાં લેખકના વ્યક્તિત્વની વિલક્ષણતા અને વિદ્વત્તાપૂર્ણ વિચાર-સામગ્રી હોવાથી, રસમય અને પ્રસન્નકર બન્યુ છે

અન્વય

શ્રી હસિત બૂચ કવિ અને વાર્તાકાર તરીકે જાણીતા છે. એમાં ય કવિ તરીકે એમની રચનાઓની વિપુલતા ધ્યાન ખેંચે એવી છે. આથી, એમના અધ્યાપકીય સ્વાધ્યાયના અનુષંગે કાવ્યતત્ત્વ વિશે એમણે કરેલું મનન આ લેખસંગ્રહમાં જોવા મળે છે.

એમણે લખેલા કાવ્યતત્ત્વચર્ચાના લેખો શાસ્ત્રીય બનવા કરતાં વર્ગના વ્યાખ્યાન જેવા બન્યા છે. એમાં વસ્તુવિષયની પદ્ધતિસરની માંડણી કે શાસ્ત્રીય શિસ્ત કદાચ કોઈને ન વરતાય. એમાં આવતાં વાક્યો પણ એની પાછળના વિધાન કે ચર્ચા સાથે સુસંકલિત થતાં કવચિત્ ન પણ લાગે. આમ છતાં સાહિત્ય-સ્પર્શની અપેક્ષાથી અને કાવ્યતત્ત્વમાં પ્રવેશ કરવાની જિજ્ઞાસાથી વર્ગની પાટલી પર બેઠેલા વિદ્યાર્થીને રસ પડે–રુચે એવી રીતે આ પ્રકારના નિબંધો લખાયા છે. 'સૌન્દર્યવિભાવના' એ લેખ જેટલો વિશદ બનવો જોઈએ એટલો બની શકતો નથી. ઘણે સ્થળે વાંચનારના મનમાં પ્રશ્નો જાગે છે. 'કાવ્યમાં સામાજિકતા' એ લેખમાં મમ્મટના કાવ્યનાં પ્રયોજનોનું વિવરણ કરતાં વસ્તુલક્ષી બનવાને કે રહેવાને બદલે પોતાની તાત્પર્યદર્શનની ટેવને લેખક જોતરી છે. એથી લેખમાં ચિત્રાત્મકતાની છાપ ઊઠે છે ખરી, પણ મમ્મટની વિદ્દદ્‌મૂર્તિ ખંડિત થાય છે. આ બધું બનવાનું મુખ્ય કારણ વર્ગના વિદ્યાર્થીઓને વિષયને રુચિકર બનાવવો એ છે!

મધ્યકાલીન સાહિત્યને તપાસવાનો, પરીક્ષવાનો, લેખકનો સ્વાધ્યાય અધ્યાપકીય છે. મતલબ કે એમાં એ વિવરણ, રસદર્શન અને અભિપ્રાયકથનમાં વિષયને સમજાવતા ચાલે છે. અભિપ્રાયો પાછળ ઉદાહરણનું સમર્થન તેઓ આપે છે ખરા પણ મધ્યકાલીન સાહિત્યને નવી દૃષ્ટિથી તપાસવાનું અપેક્ષિત કાર્ય થઈ શક્યું નથી. સાહિત્યના ઇતિહાસનું પ્રવાહદર્શન પણ એમણે કરાવ્યું છે. એ માહિતીસભર લેખો સારા બન્યા છે. 'આપણી કવિતા : ૧૮૮૫ થી ૧૯૨૫', 'ગુજરાતી સાહિત્યમાં ગાંધીપ્રભાવ' અને 'સ્વાતંત્ર્યોત્તર કવિતામાં યુગતત્ત્વ' વગેરે લેખો નોંધપાત્ર છે. 'ગુજરાતી સાહિત્યમાં ગાંધીપ્રભાવ' એ લેખમાં લેખકનું એક વિધાન તર્કસંગત નથી. ઇતિહાસ પણ આ વિધાનને કેટલો ટેકો આપે એ શંકાસ્પદ છે! 'આત્મકથા'નાં પૃષ્ઠો સૂચવે છે કે ગાંધીજીના ઘડતરમાં સાહિત્યની પ્રેરણા મહત્ત્વનું બળ બની છે. જીવનભર એમણે સાહિત્ય–સાહિત્યકાર–શિક્ષણ ઉપર મીટ માંડી છે. આ સર્વ પ્રવૃત્તિઓમાં એમનો રસ સક્રિય રહ્યો છે.'

ગાંધીજીની જીવનભરની પ્રવૃત્તિના મહત્ત્વના બળ તરીકે જેને લેખ્યા છે એમા આત્યંતિકતા છે

લેખકે કરેલી ગ્રંથસમીક્ષાને વિષયચર્ચામાં પ્રવેશતી લેખી શકાય નહિ. આ વિભાગના લેખોમા ગ વિ. પાઠકના 'મનોવિહાર' પરનો લેખ માત્ર પરિચયલેખ જેવો જ બન્યો છે પીસ વર્ષના અધ્યાપન–અધ્યયનના ફળરૂપે આ વિવેચનગ્રંથ પ્રગટ થયો છે તો એને અંગે ઊભી થતી અપેક્ષાને એ સંતોષતો નથી. ગ્રંથના આરંભમા શ્રી રમણલાલ જોશીએ કહ્યુ આ વિધાન ચર્ચાસ્પદ બને એવુ છ ' કવિતા આદિ સર્જનપ્રવૃત્તિ સાથે કામ પાડનાર કોઈ ને કોઈ રીતે ચાલુ વિવેચન તો કરતો જ રહે છે, પણ જો તે વ્યવસાયે અધ્યાપક હોય તો પદ્ધતિ પુરઃસરનુ વિવેચનકાર્ય પણ એને હાથે અવશ્ય થાય છે શ્રી હસિત બૂચના વિવેચન લેખોમાં આ બન્ને વસ્તુઓ સમ્યક સમન્વિત થયેલી છે' શ્રી જોશીનુ આ વિધાન આ ગ્રંથ વાચનારમા જે અપેક્ષાઓ જન્માવે છે એ અપેક્ષાઓ ગ્રંથ વાંચી રહ્યા પછી સંતોષાતી નથી.

ઉપક્રમ

'એક પ્રશ્ન મનમાં ઘોળાયા કરે છે–ખરેખર વિવેચન કહી શકાય એવુ વિવેચન મેઘાણીએ કર્યુ ક્યુઁ છે? આ નવુ ગ્રંથો (પશ્ચિમયાત્રાના ત્રણે ભાગો) એવુ કહ્યુ યે નથી શું જે વિવેચન નામને યે પાત્ર ન બને જેમનો વિવેચન કે સાહિત્ય સાથે દૂરદૂરનો સંબંધ માંડ માંડ સ્થાપી શકાય? મેઘાણી સાહિત્યને સ્પર્શતા કોઈ મુદ્દાને કે કોઈ સાહિત્યકૃતિને હાથમાં લે છે ત્યારે પણ એમના મનની પ્રક્રિયા શુદ્ધરૂપે વિવેચનાત્મક કે આલોચનાત્મક હોય છે ખરી? સાહિત્યના પ્રશ્નને મેઘાણી સૂક્ષ્મ તર્કથી તપાસે છે? કૃતિના સૌન્દર્ય–અસૌન્દર્યની પૃથક્કરણાત્મક મીમાંસા કરે છે?

મુદ્દો મેઘાણીની સાહિત્ય–સમજનો નથી એમના મત ને અભિપ્રાયો સાચા અને સ્વીકાર્ય હોઈ શકે છે, એમની સાહિત્યદષ્ટિ પ્રત્યે આદર પ્રેરે એવા પણ હોઈ શકે છે મુદ્દો પદ્ધતિનો–પ્રક્રિયાનો છે, બૌદ્ધિક અભિગમનો છે, વિવેચનને વિવેચન તરીકે, એક વિજ્ઞાન તરીકે ખેડવાનો છે કયો નિર્ણય લઈએ છીએ તેનો નહિ, એ નિર્ણય તરફ કેવી રીતે પહોંચીએ છીએ તેનો છે'

(પૃ ૬૦–૬૧)

શ્રી જયંત કોઠારીની વિવેચનાના આ ઉપક્રમમાં 'મનની પ્રક્રિયા શુદ્ધરૂપે વિવેચનાત્મક' રહે છે સાહિત્યના પ્રશ્નને તેઓ સૂક્ષ્મ તર્કથી તપાસે છે' અને

કૃતિના સૌન્દર્ય–અસૌન્દર્યની પૃથક્કરણાત્મક મીમાંસા કરે છે. આ વિવેચનસંગ્રહમાં શ્રી કોઠારીએ પોતે આંકેલો સાહિત્યવિવેચનાની રીતિના મુદ્દાને લક્ષ્યમાં રાખ્યો છે. ઉપર દર્શાવેલી રીતિએ એમણે કરેલી સાહિત્યની, સાહિત્યકૃતિની અવલોકના અને મીમાંસા કરેલી છે. 'વસંતવિજય'માં જીવનદષ્ટિઓ, કાન્તે કરેલા 'સિદ્ધાન્તસારનું અવલોકન' પરનું એમનું વિવેચન અને પ્રેમાનંદનું એમણે કરેલું મૂલ્યાંકન, વગેરે લેખોમાં શ્રી કોઠારીની સાહિત્યિક રુચિનાં વિસ્તાર અને વૈવિધ્ય, એમના અભિગમ પાછળની પૃથક્કરણરીતિ, અને વિવેચનાત્મક પ્રક્રિયામાંથી આવતા અભિપ્રાયો પાછળની એમની સ્વસ્થતા પ્રસન્નકર છે.

લેખકે જે ગાંભીર્ય અને સ્વસ્થતાથી આ વિવેચનપ્રવૃત્તિ આદરી છે એ માન પ્રેરે એવી છે. એમના વિવેચનમાં પુનર્મૂલ્યાંકન પણ છે અને સાહિત્યતત્ત્વનું રસભર્યું શિક્ષણ પણ છે. 'કલા એટલે શું?' એ લેખ આ પુસ્તકનો શ્રેષ્ઠ શાસ્ત્રીય લેખ બન્યો છે. 'વિવેચનને એક વિજ્ઞાન તરીકે ખેડવાનો' લેખકનો પુરુષાર્થ આ લેખમાં જણાય છે. એવો જ બીજો લેખ 'નાટકમાં રસ અને ક્રિયા' વિષેનો છે.

'ગુજરાતી નવલકથા વિષે વિચારવિમર્શ'માં એ સાહિત્યસ્વરૂપની મીમાંસા છે. સાહિત્યસ્વરૂપ લેખે એનાં ઘટકતત્ત્વોની ચર્ચા કરી છે. 'જીવનના વૈભવમાં કલાનો મહેલ' એ લેખ કાકાસાહેબની કળાવિચારણાની તપાસરૂપે તૈયાર થયો છે. એમાં શ્રી કોઠારીની પરિશીલનરીતિ અને પરીક્ષારીતિનો નોંધપાત્ર પરિચય થાય છે.

શ્રી કોઠારીનાં લેખન-ચોકસાઈ તથા લાઘવ ધ્યાન ખેંચે એવાં છે. વસ્તુની ચર્ચા કરતાં વિષયના મૂળમાં જવાની એમની રીતિ પ્રશસ્ય બની છે. આધુનિક વિવેચના એક તરફ અભિપ્રાયોમાં ઉદ્દંડતા અને આત્યંતિકતામાં રાચે છે, તો બીજી બાજુ ઘણા બધા સંદિગ્ધ પુરસ્કાર કરવાની પ્રવૃત્તિમાં પણ વળેલી છે. પંડિતયુગની પીઢતા અને દષ્ટિની વૈજ્ઞાનિકતાથી શ્રી કોઠારીની વિવેચનપ્રવૃત્તિ આવકારદાયક બને છે. લેખકનું આ શિક્ષણકાર્ય અભિનંદનને પાત્ર છે.

### મધ્યકાલીન ગુજરાતી આખ્યાન

૧૯૬૬માં મુંબઈ યુનિવર્સિટીએ સ્વીકારેલો, ડૉ. શશિન ઓઝાનો આ મહાનિબંધ માહિતીપૂર્ણ છે અને અભ્યાસીઓને માટે ઉપયોગી બન્યો છે.

આઠ પ્રકરણમાં વહેંચાયેલા આ નિબંધમાં લેખકે આખ્યાનસાહિત્યના મૂળથી આરંભી એ સાહિત્યનું સંસ્કારજીવનને શું અને કેટલું અર્પણ છે એની

પણ વિગતે ચર્ચા કરી છે. લેખકે વૈદિક તેમ જ અનુવૈદિક સાહિત્યમાં ત્હેતાં આખ્યાનનાં મૂળ ગોખ્યાં છે અને પહેલાં બે પ્રકરણોમાં સમુચિત અવતરણો સહિત એમના સંશોધનનું સમર્થન કર્યું છે.

ચોથા પ્રકરણમાં નરસિંહથી આરંભી પ્રેમાનંદ અને પ્રેમાનંદોત્તર આખ્યાનકારોના અર્પણની મીતાક્ષરી છતાં શક્ય તેટલી પૂર્ણ માહિતી આપી છે.

આ મહાનિબંધના પાંચમા, છઠ્ઠા તથા સાતમા પ્રકરણો મહત્ત્વનાં છે. આખ્યાનના સ્વરૂપ-બંધારણની એમણે વિગતે ચર્ચા કરી છે એમાં એમણે છેલ્લા દાયકામાં આ સ્વરૂપ વિષે થયેલી ચર્ચાને જોઈ-તપાસી છે એ લેખકની સંશોધનવૃત્તિનું દ્યોતક છે. આ પ્રકરણના પરિશિષ્ટરૂપે એમણે આખ્યાનમા પ્રયોજાયેલાં પદ, રાગ અને દેશીઓની સમજ ઉદાહરણ સહિત આપી છે. આખ્યાન અને જૈન રાસાઓ વચ્ચેના સામ્યવૈષમ્યની તપાસ પણ નોંધપાત્ર છે. સાતમા પ્રકરણના પરિશિષ્ટમાં એમણે આખ્યાનોનું વિષયવાર તથા શતકવાર વર્ગીકરણ કર્યું છે એ પણ અભ્યાસીને માર્ગદર્શક થઈ પડે એવુ છે.

આખ્યાનસાહિત્યે આપણા સંસ્કારજીવનને ઘડવામાં ખૂબ જ મહત્ત્વનો ફાળો આપ્યો છે. આજે પણ એક યા બીજા સ્વરૂપે આ સંસ્થા-આખ્યાનસંસ્થા અસ્તિત્વ ધરાવે છે. કાળને સમજીને જો આખ્યાનસાહિત્યનું અને આખ્યાનપ્રવૃત્તિનું સંસ્કરણ થાય તો આપણા પ્રજાજીવનને ઘડનારુ એક અગત્યનુ બળ-માધ્યમ આપણે મેળવી શકીએ.

શ્રી ઓઝાએ આઠમા પ્રકરણના પરિશિષ્ટરૂપે મરાઠી કીર્તન-સંસ્થાની માહિતી આપી છે એ ઉપરની ભાવના પ્રેરે એવી છે લેખકના આ નિબંધનું નિરૂપણ સરળ છે. વિદ્યાર્થીઓ આ નિબંધનો સારો એવો ઉપયોગ કરી શકે. 'આખ્યાનસાહિત્ય' અંગેની આ પુસ્તકમાંની માહિતી ઉપકારક છે.

**પ્રો. બ. ક. ઠાકોર અધ્યયનગ્રંથ :**

સર્વશ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ઉમાશંકર જોશી, કિશનસિંહ ચાવડા, નિરંજન ભગત, ભૃગુરાય અંજારિયા, ભોગીલાલ સાંડેસરા અને હર્ષદ ત્રિવેદીએ સંપાદિત કરેલો આ ગ્રંથ, પંડિત યુગના મહારથી પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર-બ. ક. ઠા—ના જીવન અને સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એવો છે.

બ. ક. ઠાકોરના વ્યક્તિત્વને અનેક પાસાં છે એમાંથી જીવનમૂલ્યોની એક એક અનોખી ફોરમ પ્રગટે છે. 'પંચોતેરમે'માં ગ્રંથસ્થ થયેલાં એમનાં વ્યાખ્યાનો

ઉપરાંતની નોંધમાં એમના વ્યક્તિત્વના અનોખા છતાં મધુર રંગો આલેખાયેલા છે. આ ગ્રંથમાંના સંસ્મરણલેખોમાં પણ બ. ક. ઠા. ના વ્યક્તિત્વને આકર્ષક રીતે ઉપસાવાયું છે. આ પ્રકારના લેખો પૈકી શ્રી કિશનસિંહ ચાવડાકૃત 'અંતરછબી' અને શ્રી નિરંજન ભગત–લેખિત 'બલ્લુકાકા' કલાત્મક બન્યા છે. વ્યક્તિચિત્ર ઉપસાવતા આ લેખોમાં સુરેખતાનો જેટલો ગુણ છે એટલો જ મહત્ત્વનો ગુણ આલેખનની પ્રાસાદિકતા અને નિરૂપણમાં રહેલી આત્મીયતાનો વ્યક્ત થયો છે. આ સંસ્મરણલેખો આસ્વાદ્ય બનેલા છે.

બ. ક. ઠા.ની સાહિત્યપ્રવૃત્તિ વૈવિધ્યસભર છે. એ પ્રવૃત્તિનું અનેક રીતે મૂલ્યાંકન થયું છે. એ મૂલ્યાંકન આ આ ગ્રંથમાં એકત્ર થયું છે. બ. ક. ઠા.ની કાવ્યસર્જનપ્રવૃત્તિ અને વિવેચનપ્રવૃત્તિની સમીક્ષા એક મહત્ત્વની વિવેચનપ્રવૃત્તિ છે. બ. ક. ઠા.ની કાવ્યવિભાવના, તથા કાવ્યસર્જનમાં છંદ તેમ જ સ્વરૂપવિષયક પ્રયોગોની સમજૂતી વિવેચનાત્મક થઈ છે. એમના 'ઊગતી જુવાની' એ નાટકની પણ મહત્ત્વની નોંધ લેવાઈ છે. શ્રી યશવંત શુક્લે આ નાટકને નાટ્યલેખનના એક સાહસિક પ્રયોગ તરીકે મૂલવ્યું છે. એમનાં સંપાદનો વિષેનો લેખ આ ગ્રંથમાં સમાવાયો છે. બ. ક. ઠા.ના 'વધામણી' સૉનેટનું રસદર્શન પણ કરાવાયું છે. આમ આ અધ્યયન–ગ્રંથ પણ વૈવિધ્યપૂર્ણ સામગ્રીવાળો બન્યો છે.

આ ગ્રંથ સુસંપાદિત છે. સાહિત્યના અભ્યાસીઓ માટે આ ગ્રંથનું મૂલ્ય ઘણું છે. બ. ક. ઠા.નો સર્વાંગી અભ્યાસ આ ગ્રંથમાં સંપૂર્ણપણે ભલે ન થતો હોય, છતાં કોઈ પણ સાહિત્યરસિકને તથા અભ્યાસીને બ. ક. ઠા. ના જીવનની તથા સાહિત્યની સમીક્ષાનો એક વિસ્તૃત આલેખ મળી રહે છે.

## સાહિત્યિક લેખો અને વ્યાખ્યાનો

'હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' અને 'ઉપનિષદ્–વિચારણા' જેવા ધર્મ–તત્ત્વજ્ઞાનના ગ્રંથોના લેખક દી. બ. નર્મદાશંકર મહેતાના પાંડિત્યપૂર્ણ અને સાહિત્યરુચિની ઉચ્ચતા દર્શાવતા લેખો અને વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે.

આ ગ્રંથ ત્રણ વિભાગોમાં વહેંચાયો છે. પહેલા વિભાગમાં એમના લેખો છે. એમાં સૌથી પ્રથમ લેખ 'દિવ્યનાદશ્રવણ' એ સ્વ. ઉપેન્દ્રાચાર્યની એક પદ્યકૃતિના વાર્તિક રૂપે છે. શ્રી નર્મદાશંકર મહેતાની અપેક્ષા અને રુચિ કેવા પ્રકારનાં છે એનું આમાં દર્શન થાય છે. 'રસનિષ્પત્તિ કરાવવી એ કાવ્યનો બાહ્ય ઉદ્દેશ છે, પરંતુ વ્યંગ્યાર્થ અથવા ધ્વનિ દ્વારા સર્વોત્તમ બોધ અથવા જ્ઞાન આપવું એ ઉત્તમ કાવ્યનો આંતરઉદ્દેશ છે.' સ્વ. ઉપેન્દ્રાચા

'જયંતીપદ્ય–પીયૂષ'ની પ્રસ્તાવનાના બીજા લેખમાં એમની સાચી પરીક્ષક દૃષ્ટિનો પરિચય થાય છે.

શંકરાચાર્યરચિત 'સૌન્દર્યલહરી' કાવ્યના શ્રીબાલ–રચિત ગુજરાતી ભાષાન્તરના ઉપોદ્‌ઘાતરૂપે લખવા ધારેલો આ લેખ અધૂરો છે. પણ આ લેખની માંડણીના જે મુદ્દાઓ એમણે જણાવ્યા છે એ જોતાં આ લેખ પૂરો લખાયો હોત એક અધિકારી વિદ્વાન પાસેથી જિજ્ઞાસુઓને ઘણો લાભ થાત. 'સૌન્દર્યલહરી'માં આલેખાયેલી ઈશ્વરની ભવ્ય–રમ્ય ભાવનાઓની એમણે કરાવેલી સમજૂતી કેટલી મીતાક્ષરી અને સચોટ છે!

લેખ વિભાગમાં શ્રેય સાધક અધિકારી વર્ગના અગ્રણી સ્વ. 'વિશ્વવંદ્ય'–રચિત 'યોગિનીકુમારી' નવલકથાનો પ્રવેશક અતિ નોંધપાત્ર લેખ છે. એમાં એમણે નવલકથાના સાહિત્યસ્વરૂપની વિભાવના આપી છે, અને આરંભની ગુજરાતી નવલકથાઓની મીતાક્ષરી સમીક્ષા કરી, ભૂમિકા બાંધી છે. 'સરસ્વતીચંદ્ર' માટે એમનો અભિપ્રાય એમની સાહિત્યદૃષ્ટિ અને અભ્યાસનો દ્યોતક છે.

વેદાંતી કવિ અખા વિષે ચાર લેખો છે, પણ એની લખાવટમાં સળંગ-સૂત્રતાનો અભાવ જણાય છે. આ ચારે લેખો એક લેખ સ્વરૂપે હતા, પણ આ પુસ્તકના સંપાદક શ્રી. અનંતરાય ગવળે, આ લેખો સહેજ અવ્યવસ્થિત લાગે માટે ચાર ભાગમાં વહેંચી નાંખ્યા છે. 'ભક્ત કવિ દયારામ' અને 'સ્નેહમુદ્રા'નો મર્મ' એ લેખો પણ લેખકની ઉચ્ચ અને મર્મગ્રાહી સાહિત્યરુચિનો પરિચય કરાવનારા છે દયારામને પ્રણયકવિ કે ભક્તકવિ ગણવા માટેની ચર્ચા પણ એમણે એમના એક વ્યાખ્યાનમાં પણ કરી છે.

પુસ્તકના બીજા ભાગમાં લેખકે આપેલાં વ્યાખ્યાનો પ્રગટ થયાં છે. ૧૯૨૮માં નર્મદાશંકરે આપેલા વ્યાખ્યાન 'કવિ બાલ જીવન અને સાહિત્યસેવા'માં બાલાશંકરને ન્યાય આપતી કેટલીક પ્રમાણભૂત હકીકતો છે. બાલાશંકર સાથે નર્મદાશંકરના ભાણેજને સંબંધ હતો. એમની સાથેના આ કુટુંબસંબંધને લીધે જે વિગતવાર માહિતી આ વ્યાખ્યાનમાં અપાઈ છે એ નર્મદાશંકરે કરેલી મોટી સાહિત્યસેવા છે. ૧૫ ખંડોમાં વિસ્તરેલું પચાસ પાનાંનું આ વ્યાખ્યાન બાલાશંકરના જીવન–કવનને વિગતે તપાસે છે. વ્યાખ્યાન વિભાગનું આ ઉત્તમ વ્યાખ્યાન છે.

'પરિશિષ્ટો'વાળા ત્રીજા વિભાગમાં નર્મદાશંકરનાં ઉદ્‌ગારપત્રો, નોંધો, તેમ જ સ્વ બ. ક. ઠા. વગેરેના પત્રોની સામગ્રી સામેલ કરવામાં આવી છે.

ઉપરાંત નર્મદાશંકર-રચિત બે પદ્યકૃતિઓ એમણે લખેલા વિવરણ સાથે મૂકવામાં આવી છે. એમાં એમના પદ્યકૌશલનો પરિચય તો થાય જ છે, એ ઉપરાંત એમની વિવરણશક્તિનો અને શૈવ તથા શાક્ત સાધનામાર્ગના એમના શાસ્ત્રજ્ઞાનનો પરિચય પણ થાય છે.

ચિંતનરસિક અને ધર્મશાસ્ત્રના જ મનન-ચિંતનમાં રમમાણ રહેનાર આ વિદ્વાન પાસેથી આ પ્રકારનાં સાહિત્યરુચિવાળાં લખાણો મળે છે એ ગૌરવ અને આનંદનો બનાવ છે. એમનું શાસ્ત્રજ્ઞાન આ લેખોમાં જે રીતે અવતર્યું છે એમાં ઔચિત્ય જળવાયું છે. એમની ભાષાની પ્રાસાદિકતા અને શિષ્ટતા લેખોને રસાત્મક બનાવે છે.

## પરિમાણ

ડૉ. રમણલાલ જોશીના વિવેચનલેખોનો આ સંગ્રહ, એમની વિદ્યા-પ્રવૃત્તિનું એક પ્રસન્નકર સુફળ છે આ અગાઉ ગોવર્ધનરામ પરનો એમનો મહાનિબંધ એમના વિદ્યાતપના ફળરૂપે પ્રગટ્યો છે. ડૉ. જોશી સાહિત્યના મૂળભૂત પ્રશ્નોને જેટલી સૂક્ષ્મતા અને ગહનતાથી સમજે છે એટલી જ વિશદતાથી સૂક્ષ્મતા અને ગહનતાને તેઓ સમજાવી શકે છે. આ પુસ્તકમાંના સાહિત્યવિચારણા કરતા એમના લેખો સર્વગ્રાહી દૃષ્ટિવાળા છે. લેખક પશ્ચિમના વિવેચકોના અભિપ્રાયોથી પોતાના નિરૂપણને પુષ્ટ કરે છે, એમા એમની પરામર્શ શક્તિનું પરિમાણ જોવા મળે છે. 'સાહિત્ય અને જીવન', 'સાહિત્યવિવેચન અને જીવનમૂલ્યોનો સંબંધ' અને 'સાહિત્યમાં પરંપરા અને પ્રયોગો' જેવા વ્યાખ્યાનલેખોમાં એમની સાહિત્યરુચિ અને જીવનદૃષ્ટિનો વિલક્ષણ સમન્વય જોવા મળે છે.

પુસ્તકમા મોટા ભાગના લેખો લેખકે સાહિત્યપ્રકારો પર કરેલા વિવેચનના છે સર્જાતા સાહિત્ય પરનું એમણે કરેલું વિવેચન એમની સાહિત્યપ્રીતિનું દ્યોતક તો છે જ, પણ એ ઉપરાંત પ્રવર્તમાન સાહિત્યપ્રવાહોની પરીક્ષામા લેખકની સાવધાની અને જાગૃતિ ય જણાય છે. લેખકે આગલી પેઢીના બે સાહિત્યકારો વિશે લખેલા લેખો વધુ નોંધપાત્ર છે. 'કાકાસાહેબનું સાહિત્યવિવેચન' અને 'બળવંતરાય વાર્તાકાર' આ બન્ને લેખોના વિષય જોતા એમા સવિશેષ કહેવાનું કે અર્પણ જણાતું નથી, એમ છતા કાકાસાહેબની વિવેચનપ્રવૃત્તિની અને બ. ક. ઠાકોરની વાર્તાસૂઝની જે રીતે નોંધ લેવાઈ છે એમા ડૉ. જોશીની સૌમ્યતાનું દર્શન થાય છે 'બળવંતરાયને વાર્તાની સૂઝ છે તેટલું કૌશલ નથી. પરિણામે એક આશાની લાગણી જન્મે છે, સંતૃપ્તિની નહિ' તેમ જ 'વાર્તાક્ષેત્રે પ્રો.

ઠાકોરને ભલે સિદ્ધિ ન સાંપડી હોય, પણ એમના જેવાની સાધના એ પણ મહત્ત્વની બિના છે,' જેવાં એમનાં વિધાનો ડૉ. જોશીની સૌમ્ય વિવેચનાનું નિદર્શન કરે છે, અને જે તે સાહિત્યની સવિશેષતા જે પ્રવૃત્તિ અંગે નથી એની પરીક્ષા માટેની પસંદગી એમની સ્વાધ્યાય-નિષ્ઠાની નિદર્શક છે.

શ્રી રમણભાઈ કોઈ અંતિમ અભિપ્રાયો ઉચ્ચારનારા આગ્રહી વિવેચક નથી, પણ એક અધ્યાપકને છાજે એવી એમની ગુણગ્રાહી છતાં તટસ્થ દૃષ્ટિ એમના આ લેખોમાં જણાય છે. આ વિવેચનલેખો સાહિત્યના અભ્યાસીઓને અને રસિકોને સંતોષશે એમાં શંકા નથી.

## ગોવર્ધનરામ અને 'સરસ્વતીચંદ્ર'

'સરસ્વતીચંદ્ર' નવલકથાનો અને એ દ્વારા ગોવર્ધનરામનો અભ્યાસ જેમને કરવાનો છે એવા સાહિત્યના વિદ્યાર્થીઓને ઉપયોગી બને એ રીતે આ પુસ્તક લખાયું છે. એથી સાહિત્યના અભ્યાસીઓને સર્વાંગે સંતોષે એવું આ વિવેચન-પુસ્તક બની શક્યું નથી. એના લેખક ડૉ. રામચંદ્ર પંડ્યાએ 'સરસ્વતીચંદ્ર' અંગેની સમગ્ર સામગ્રી આપી દેવાનું ધાર્યું છે, એટલે 'સરસ્વતીચંદ્ર'નો કથાસાર પણ વિસ્તારથી અપાયો છે. 'સરસ્વતીચંદ્ર' ઉપરાંતની કૃતિઓનો પણ લેખકે પરિચય કરાવ્યો છે.

ડૉ. પંડ્યાએ ગોવર્ધનરામનું જીવન આલેખ્યું છે. એ આલેખનમાં એમણે ક્યાંક ક્યાંક કરેલાં નિરીક્ષણો પ્રતીતિકર લાગતાં નથી. ગોવર્ધનરામના પિતાના ગુણોને લીધે ધર્મલક્ષ્મીના પાત્રમાં ગુણવિધાનનું એમણે કરેલું નિરીક્ષણ યથાર્થ ન ગણાય.

'સરસ્વતીચંદ્ર'નાં વિવિધ પાત્રોની ચર્ચા લેખકે વિગતે કરી છે, પણ એમાં ઊંડાણ સધાયું નથી. આમ છતાં સાહિત્યના પરીક્ષાર્થીઓને આ પુસ્તક ઉપયોગી નીવડે એવું બન્યું છે.

## એરિસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર

એરિસ્ટોટલના Poeticsનો શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટે કરેલો અનુવાદ સાહિત્યના અભ્યાસીઓ માટે ઉપકારક છે. આ 'કાવ્યશાસ્ત્ર'ની ભૂમિકા સમજાવતાં અનુવાદકે પ્લેટો અને એરિસ્ટોટલના દૃષ્ટિભેદને એનાં કારણો સહિત સ્પષ્ટ કર્યો છે અને અનુવાદ માટે જે પારિભાષિક શબ્દો પ્રયોજવા પડે એની વાસ્તવિક મુશ્કેલીઓનો નિર્દેશ કર્યો છે.

નાનાં નાનાં ૨૬ પ્રકરણોમાં વિસ્તરેલું આ કાવ્યશાસ્ત્ર ઉક્તિમાં લાઘવ સાધે છે, પણ અર્થઘનતામાં ઘણું જ ઊંડાણ રહેલું છે. અનુવાદકે આ અનુવાદ કરવામાં યથાસ્થાને બાયવોટર, કૂપર, ડોર્શ વગેરેના અંગ્રેજી અનુવાદોની સહાય લીધી છે. શ્રી બ્રહ્મભટ્ટે આ કાવ્યશાસ્ત્રને ગુજરાતીમાં અવતારવાનો સમજપૂર્વકનો પુરુષાર્થ કરેલો છે, એથી ભાષાંતરમાં ક્યાંય દુર્બોધ બનતું નથી. ઍરિસ્ટોટલની કાવ્યવિભાવનાને ગુજરાતીમાં યથાતથ સ્વરૂપે અવતારવાનો યશ લેવાને શ્રી બ્રહ્મભટ્ટ અધિકારી છે.

અનુવાદકે પ્રત્યેક પ્રકરણમાં આવતા વિશેષ નામ તથા સ્થાનના નિર્દેશનું વિવરણ નોંધરૂપે આપ્યું છે. આ નોંધમાં 'કાવ્યશાસ્ત્ર'માંના પાઠભેદ અંગેના ભિન્નભિન્ન અનુવાદકોનાં દૃષ્ટિબિંદુ સમજાવતાં તેમણે કરેલા અનુવાદના પરિચ્છેદો અધિકૃત આધાર લેખે અવતાર્યાં છે, તેમ જ અનુવાદમાં પ્રયોજાયેલા પર્યાયોની પણ સૂચિ આપી છે. અનુવાદકે તપાસેલા ગ્રંથો તથા લેખોની વિસ્તૃત યાદી પણ છે.

આ બધું જોતાં શ્રી બ્રહ્મભટ્ટે આ અનુવાદ તૈયાર કરવા કરેલા સન્નિષ્ઠ પુરુષાર્થનો પરિચય થાય છે.

સાહિત્યના કોઈ પણ અભ્યાસી માટે આ અનુવાદ ઉપકારક છે. ગુજરાતી વિવેચનસાહિત્યમાં આ પુસ્તક એક મૂલ્યવાન અર્પણ તરીકે નોંધપાત્ર બને છે.

## પ્લેટો–ઍરિસ્ટોટલની કાવ્યવિચારણા

શ્રી જયંત કોઠારીએ પ્લેટો અને ઍરિસ્ટોટલની કાવ્યવિચારણાનો સારગ્રાહી પરિચય આ પુસ્તકમાં કરાવ્યો છે. આ પુસ્તકમાં આ બે મનીષીની વિચારધારાનો વિશદતાથી જે નિચોડ આપવામાં આવ્યો છે એ પરથી લેખકની શિક્ષક તરીકેની સજ્જતા, સર્વગ્રાહિતા અને અભ્યાસનિષ્ઠાનો પરિચય થાય છે.

'કવિતાનો પ્રતિભાવ અને પ્રતિકાર' એ મથાળે લખાયેલા લેખમાં પ્લેટોની મુખ્ય વિચારણાના મર્મને માર્મિક લેખનશૈલીથી રજૂ કરવામા આવ્યો છે. લેખકની આ નિરૂપણશૈલીમાં એમની વિલક્ષણતા પ્રગટ થાય છે.

ઍરિસ્ટોટલના કાવ્યશાસ્ત્રને નિરૂપવામા લેખકની નિષ્ઠા અને સજ્જતાનો પરિચય થાય છે. ટ્રૅજેડીની વિભાવના–જે ઍરિસ્ટોટલની જ વિશિષ્ટ દેણગી છે–ને લેખકે વિશદ બને એ રીતે સુગ્રથિત કરી આપી છે. 'કેથાર્સિસ' વિશે શ્રી કોઠારીએ કરેલી છણાવટમાં તેઓ હમ્ફ્રી હાઉસ જેવા આધુનિક વિવરણકારના અર્થઘટનને અનુસર્યા છે.

કાવ્યનું લક્ષ્ય આનંદ આપવાનું છે એ સ્વીકારીને એરિસ્ટોટલની દૃષ્ટિએ આકસ્મિક આનંદ અને શુદ્ધ આનંદ—એ બે પ્રકારના આનંદો છે એવું શ્રી ઠાકારીનું સૂચન ચિંત્ય છે.

એરિસ્ટોટલની કાવ્યવિચારણાને, વિષયનું ઊંચું ધોરણ જાળવી રાખીને વિશદ કરી છે એ બદલ એમને ધન્યવાદ ઘટે છે.

**B. K. Thakore : A Diary (Part I, year 1888) edited by H. M. Trivedi, M. A., Ph. D.**

પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની સૌથી જૂની ડાયરી–માત્ર ૧૮૮૮ની–નું એક નાના એકમ નરીકેનું આ અંગ્રેજી પ્રકાશન એના લેખકની બહુમુખી પ્રતિભાના એક આછા તેજ-લસરકાનો સ્પર્શ કરાવે છે. આ પુસ્તિકામાં તો ૧૮૮૮ની એમની ડાયરીની બે નોંધપોથીઓમાંની પહેલી નોંધપોથીનું પ્રકાશન છે. આ ડાયરી જોતાં આપણા ડાયરીસાહિત્યમાં એક મૂલ્યવાન ડાયરીગ્રંથનું ઉમેરણ થઈ રહ્યું છે એમ લાગે છે. જ્યારે પ્રો. ઠાકોરની ડાયરીના બધા જ ભાગો પ્રગટ થશે ત્યારે એમના વ્યક્તિત્વનો વિશિષ્ટ પરિચય ગુજરાતને થશે. પ્રો. ઠાકોરે ડાયરીના મહત્ત્વ વિશેના પોતાના વિચારોનું અને ડાયરી રાખવા વિશેના પોતાના સંકલ્પ વિશેના સંકલ્પનું ઉચ્ચારણ કર્યું છે. આ પ્રગટ થયેલી પુસ્તિકામાં બનાવોની વિગતવાર નોંધ અને યથાસ્થાને એ અંગેની એમના પ્રતિભાવો લાઘવથી વ્યક્ત થયા છે. વળી ક્યાંક ક્યાંક વ્યક્તિઓની રેખાઓ માત્ર એકાદ પંક્તિમાં જ આલેખાયેલી જોવા મળે છે. ડાયરીલેખનની દિશા પણ મળે એવી લેખનરીતિવાળી આ ડાયરી અનેક રીતે મહત્ત્વની બની રહે છે.

**રસ અને ધ્વનિ**

ડૉ. એ. શંકરન, એમ. એ., પી. એચ. ડી.નો મહાનિબંધ 'આસપેક્ટ્સ ઓવ લિટરરી ક્રિટિસિઝમ ઑફ ધી થિયરીઝ ઑફ રસ ઍન્ડ ધ્વનિ' મદ્રાસ યુનિવર્સિટી તરફથી ૧૯૨૯માં ગ્રંથાકારે પ્રગટ થયો હતો. શ્રી. નગીનદાસ પારેખે એ ગ્રંથનો વીસ વર્ષ પહેલાં સાર તૈયાર કર્યો હતો. આ સાર ભારતીય સાહિત્ય-શાસ્ત્રનો પરિચય કરાવે છે અને ભારતીય રસશાસ્ત્રીઓની વિચારચર્ચામાં પ્રવેશ કરવાને પ્રેરે એવો છે.

**ચોધરીઓ અને ચોધરી શબ્દાવલિ**

ગુજરાતમાં આદિવાસી વસ્તી ઘણા મોટા પ્રમાણમાં છે, છતાં તેમનો પરિચય કરાવે એવું સાહિત્ય આજ લગી આપણે ત્યાં પ્રસિદ્ધ થયું નથી.

ચોધરી આદિવાસીઓની બધી જ વસતિ ગુજરાત રાજ્યમાં છે. સુરત અને ભરૂચ જિલ્લામાં આ આદિવાસીઓ દોઢ લાખ જેટલા છે. એમનાં વતન, સામાજિક–સાંસ્કૃતિક જીવન અને એમના શબ્દોમાં વ્યક્ત થતું એમનું જીવન આ પુસ્તકમાં અભ્યાસવિષય બન્યું છે.

ડૉ. શાંતિભાઈ આચાર્યે પુષ્કળ પરિશ્રમ લઈ આ પુસ્તક તૈયાર કર્યું છે. લેખકની સંશોધનદૃષ્ટિ અને એ સંશોધનની લેખનરીતિ શાસ્ત્રીય છે. આ પુસ્તક એક ઉપયોગી દસ્તાવેજી પુસ્તક છે. ભાષાશાસ્ત્રમાં રસ ધરાવનાર માટે આ પુસ્તકનું મૂલ્ય ઘણું છે.

## કલ્પનામૂર્તિ

શ્રી જયા ઠાકોરનું આ પુસ્તક, આમ તો, વિવેચનનું ન જ ગણાય, પણ લેખિકાના સાહિત્યરસ અને સ્વાધ્યાયને અનુષંગે, સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યની નોંધપાત્ર કૃતિઓનાં સ્ત્રીપાત્રોના વ્યક્તિત્વને પામવા-સમજવાનો એમાં થયેલો પુરુષાર્થ આ નિબંધોમાં વ્યક્ત થયેલો છે

'ઉત્તરરામચરિત'ની સીતા, 'શાકુન્તલ'ની શકુન્તલા, તેમ જ ગુજરાતી નાટક–નવલકથાઓમાંના સ્ત્રીપાત્રો–ગુણસુંદરી, કુમુદ, જયા, મીનલ, મંજરી, જીવી, અને ચંદા વગેરે સ્ત્રીપાત્રોનો ભાવભર્યો પરિચય પાત્રની ઉક્તિમાં જ આલેખાયો છે લેખિકાએ કરેલ અભ્યાસ અને સાહિત્યનું પરિશીલન, આ લેખો ઉપરથી જોઈ શકાય છે. વળી, એમાં એમની અભ્યાસશીલતા પણ માણી શકાય. જે તે પાત્ર જેવી જેવી પરિસ્થિતિમાંથી પસાર થાય છે, તે પળે થતા સંવેદનો તે પાત્રોના મુખે જ વ્યક્ત કરાયાં છે, એથી આ પુસ્તકનું વાચન આસ્વાદ્ય બને છે.

સાહિત્યની સોળ 'કલ્પનામૂર્તિ'ઓ આ પાનાઓમાં બોલતી સાંભળવા મળે છે. પણ આ પાત્રોના કથનમાં ઘણે સ્થળે વિસ્તાર થતો હોવાથી, ભાવ-સઘનતા સધાવી જોઈએ એ સધાઈ નથી વળી, લેખિકાએ આ કલ્પનામૂર્તિઓને કંડારેલા સ્વરૂપે જોવા–માણવાના મોહમાં પોતાની કલ્પનાનું ટાંકણું ક્યાંક લગાવી દીધું છે એમાં ઔચિત્યભંગ પણ થયો છે શકુન્તલાના મુખમાં આજના ભારતમાં માનવસંબંધની વિષમતા અને એ પરિસ્થિતિ પરત્વેની વેદના આલેખાઈ છે એ લેશ પણ પ્રતીતિકર બનતી નથી. ઊલટું એથી મૂર્તિ ખંડિત થાય છે.

આમ છતાં આ 'કલ્પનામૂર્તિ'ઓ સાહિત્યનાં ચિર જીવ સ્ત્રીપાત્રોને પુનર્જીવન આપીને સત્સંગ કરાવે છે. લેખિકાની આ સહૃદય અભિવ્યક્તિ એકંદરે સંતોષ-પ્રદ બની છે.

## કાવ્યમાં આધુનિકતા

શ્રી અબૂ સૈયદ ઐયૂબે 'આધુનિકતા અને રવીન્દ્રનાથ' નામના રચેલા ગ્રંથમાંથી શ્રી નગીનદાસ પારેખે ચાર પ્રકરણોનો અનુવાદ કરી આ પુસ્તક પ્રગટ કર્યું છે. આ પુસ્તક અનેક રીતે વિશિષ્ટ છે અને ગુજરાતી કવિતાના અભ્યાસીઓને તે મનનની સારી સામગ્રી પૂરી પાડે છે.

શ્રી અબૂ સઈદ ઐયૂબે એક તરફ રવીન્દ્રનાથની પ્રતિભા, એમની જીવનદૃષ્ટિ અને બીજી તરફ બોદલેયર, પો, માલાર્મે, વાલેરી વગેરે પશ્ચિમના—ફ્રાન્સના કવિ અને તત્ત્વચિંતકોની કાવ્યશક્તિ અને તત્ત્વદૃષ્ટિ એમ બેની સંક્ષેપમાં પણ સૂક્ષ્મ રીતે અને સ્પષ્ટ રીતે તેની ચર્ચા—તુલના કરી છે. લેખકનો એક દૃઢ અભિપ્રાય છે કે કવિ સત્યદ્રષ્ટા છે, અને કોલરિજનું વિધાન 'No man was ever yet a great poet without being at the same time a profound philosopher.' (કોઈ માણસ ગંભીર તત્ત્વચિંતક ન હોય તો કદી મહાન કવિ બની જ ન શકે.)—એ તેમની જીવનશ્રદ્ધા છે. આ શ્રદ્ધાના સંદર્ભમાં જ શ્રી ઐયૂબે આધુનિક કવિતાની ચિકિત્સા કરી છે. અલબત્ત એમની ચર્ચાનું ક્ષેત્ર મર્યાદિત છે. આધુનિક સાહિત્યની—ખાસ કરીને કવિતાની—માત્ર બે જ વિશિષ્ટતાઓ પર તેમણે ધ્યાન કેન્દ્રિત કર્યું છે એક તો કાવ્યદેહ પ્રત્યે એકાગ્ર ધ્યાન અને બીજી વિશિષ્ટતા, જાગતિક અમંગલ વિશેની ચેતનાનું અત્યંત આધિક્ય એક પાશ્ચાત્ય સાહિત્યવિશારદના અભિપ્રાય મુજબ બોદલેયર પછીના યુગના લક્ષણ છે 'an overwhelming consciousness of evil.' શ્રી ઐયૂબે એમના ગ્રંથમાં બોદલેયરની કાવ્યસૃષ્ટિ અને તેમાં પ્રગટતી જીવનદૃષ્ટિનાં દૃષ્ટાંતો આપીને સમીક્ષા કરીને બોદલેયરની પ્રતિભાનું ઉચિત મૂલ્યાંકન કરી આપ્યું છે. ફ્રાંસમાં વિકટર હ્યુગોની આગેવાની હેઠળ સોળે કળાએ ખીલેલી રોમેન્ટિકતાનો અમંગળના પ્રબળ આઘાતો આપીને મૃત્યુઘંટ વગાડનાર બોદલેયર હતો. તેને પ્રથમ કાઉન્ટર-રોમેન્ટિક અને કાવ્યમાં આધુનિકતાની કેડી પાડનાર તરીકે બિરદાવવામાં આવ્યો છે પોલ વાલેરીના મતે બોદલેયર ફ્રેંચ સાહિત્ય ઉપર સૌથી વધુ પ્રભાવ પાડનાર કવિ છે. રેમ્બોએ તો તેને 'પ્રથમ દ્રષ્ટા' કવિઓના રાજા અને 'સત્ય દેવતા' તરીકે ઓળખાવ્યો છે.

પ્રત્યક્ષ જગત પ્રત્યે વિસ્મય અને પ્રગટ કરવાને બદલે એક સર્વગ્રાહી વિતૃષ્ણા (અરુચિ) અને નિર્વેદ વરસાવતો એવી બોદલેયરની જીવનદૃષ્ટિ તેમના કાઉન્ટર-રોમેન્ટિઝમનું અંગ હતું એમની આ જગત પ્રત્યેની વિતૃષ્ણાનું બીજું કારણ લેખકે દર્શાવ્યું છે તેમ તેમના દેહમનની નિર્બળતામાં રહેલું છે. બોદલેયર

તરુણવયથી જ એક અત્યંત પીડાકારી રોગમાં–સિફિલિસમાં–સપડાયેલા હતા; ઉપરાંત માનસિક કષ્ટોનો પણ પાર ન હતો. એલિયટે નોંધ્યું છે તેમ 'સમાજની નજરમાં અને વ્યક્તિગત બધી બાબતોમાં બોદલેયર અત્યંત વિકૃત સ્વભાવ, અસામાજિકતા અને અકૃતજ્ઞતાની અસાધારણ શક્તિ લઈને જ જન્મ્યા હતા...' એથી જ કદાચ તેણે તેમને "સિમ્બોલ ઓફ મોર્બિડિટી" તરીકે ઓળખાવ્યા છે. અલબત્ત મનુષ્ય સ્વાર્થમૂઢ દંભી છે અને જાતજાતનાં શારીરિક, માનસિક આધિ–વ્યાધિનો દાસ છે. આવાં અનેક કારણોસર જીવન કંગાલ ભાસે એ સ્વાભાવિક છે; અને જે સવિશેષ સંવેદનશીલ જીવ છે તેને તો મનુષ્યની આ અસહાય અવસ્થા, તેની વિમૂઢતા કોરી ખાવાની. કવિને તેના મનના ઊંડાણમાં અપાર નિરાશા કે વિષાદની લાગણી થાય એ પણ સ્વાભાવિક છે. બોદલેયરે એ છાયાને કાયા આપી મૂર્તિમંત બનાવી છે એ એમની સિદ્ધિ છે, પરંતુ મનુષ્ય જીવનની આ જ એક માત્ર અવસ્થા નથી. બોદલેયરે જગતને માત્ર બીભત્સરૂપે જ જોયું અને તેમના વિશે એવો દાવો કરવામાં આવે છે રોમેન્ટિક કલ્પનાનું રંગીન આવરણ ચીરી નાખીને નિર્ભીક નજરે તેમણે વાસ્તવનું નગ્ન સ્વરૂપ નિહાળ્યું છે અને એ રીતે તેઓ સત્યદ્રષ્ટા છે. ટૂંકમાં બોદલેયરના અનુયાયીઓનો દાવો એવો છે કે તેમની વિશ્વતૃષ્ણા સબ્જેક્ટિવ (વિષયીગત) નથી, ઓબ્જેક્ટિવ (વિષયગત) પણ છે.

બોદલેયરનો પ્રત્યક્ષ અથવા પરોક્ષ પ્રભાવ પાશ્ચાત્ય સાહિત્યકર્મ ઉપર અને સાહિત્યકારોની જીવનદૃષ્ટિ પર વધુ ને વધુ ગાઢ બનતો ગયો. તેમના વારસદાર 'પ્રતીકવાદી' કવિઓ જગત અત્યંત કુત્સિત છે અને એના પ્રત્યે ઉચિત ભાવ વિતૃષ્ણા જ છે એમ સત્ય સ્વીકારીને જ ચાલ્યા.

શ્રી અબૂ સૈયદ અયૂબે એમના પ્રબળ પ્રભાવની વાત સ્વીકારી છે. તેમ છતાં તેમણે તેમની જગતમાં માત્ર કુત્સિતતા જ નિહાળતી જીવનદૃષ્ટિની ટીકા પણ કરી છે. બોદલેયરની કવિપ્રતિભાના અભ્યાસ પછી તેમનો એવો અભિપ્રાય બંધાય છે કે, બોદલેયરે પોતાની શારીરિક અને માનસિક પીડામાંથી જન્મેલી કડવાશ આખા જગતમાં ફેલાવી દીધી હતી. તેમની જીભ બેસ્વાદ થઈ ગયેલી હતી, એટલે સુંદર અને મહાન વસ્તુ પ્રત્યે તેમને રુચિ નહોતી, કુત્સિતના ધ્યાનથી જ તેમની મનપીડા શાંત થતી હતી. તેમની આંતરિક પીડાએ તેમને પીડાદાયકની શોધ કરવાની ફરજ પાડી હતી......' બોદલેયરના કાવ્યવિષય અંગે તેમની ફરિયાદનો મુદ્દો એ છે કે તેમની કવિતામાં પ્રગટ થતો વાદી સૂર સાચો નથી. તેમની અનુભૂતિના વિષય સાથે અનુભૂતિનો મેળ નથી. તેમાં ઔચિત્ય નથી.

માનવજીવન અથવા આખું વિશ્વબ્રહ્માંડ દુર્બોધ હોઈ શકે, એ દુ:ખ, નિરાશા કે ત્રાસ જન્માવે એમ બને, પરંતુ કોઈને જો તે કંટાળાજનક કે તુચ્છ લાગે તો હું કહીશ કે એ અનુભૂતિ અયથાર્થ છે, અસત્ય છે. બોદલેયરની પ્રતિભાએ એ વિકારને સ્વાસ્થ્ય માનતાં શીખવ્યું છે.

આ સંબંધમાં કોઈ કદાચ એમ કહે કે સારું લાગવું જેમ સત્ય છે તેમ ખરાબ લાગવું એ પણ સત્ય છે. મોતી જેવા દાંતોની હાર વિશે જો કવિતા લખી શકાય તો સડી ગયેલા દાંતની કુરૂપતા પણ કવિતાનો વિષય કેમ ન બની શકે? કદી બને જ નહીં એવું નથી, નિરાસક્ત નજરે બંનેને જુએ અને બંનેની જ પોતાના કાવ્યમાં ઘોષણા કરે, એમાં કોઈને વાંધો હોઈ શકે નહિ. વાંધો ત્યારે આવે જ્યારે આપણે જોઈએ કે આ યુગના કવિઓ ચારે બાજુ કેવળ સડેલા દાંત જ જોવા પામે છે, કોઈનું સુંદર હાસ્ય તેમની નજરે પડતું જ નથી. આધુનિકતા સામે કવિ રવીન્દ્રનાથની એક ફરિયાદ એ હતી કે, આધુનિકો નૈર્વ્યક્તિકતા–નિર્મમતાનો દાવો કરે છે, પણ તેમની દૃષ્ટિ બિલકુલ નિર્મમ છે જ નહિ, કુત્સિત પ્રત્યે તેમની રીતસરની આસક્તિ છે, અને "વિશ્વ પ્રત્યેનો ઉદ્ધત અવિશ્વાસ અને નિંદાની દૃષ્ટિએ પણ આકસ્મિક વિપ્લવમાંથી જન્મેલો એક પ્રકારનો વ્યક્તિગત ચિત્તવિકાર છે"

આ પુસ્તકમાં બીજી મહત્ત્વની ચર્ચા છે આધુનિક કવિતાની ભાષા અંગેની. બોદલેયર, માલાર્મે, માર્ત્ર, વાલેરી અને બીજા અનેક આધુનિક કવિઓએ કાવ્યમાંથી અર્થનો એકડો જ કાઢી નાખ્યો. આલંકારિકોની ભાષામાં કાવ્યનો અર્થ બે પ્રકારનો હોય છે વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ. અને વ્યંગ્યાર્થ એ કાવ્યનો પ્રાણ મનાતો. પરંતુ આધુનિક કવિઓની દૃષ્ટિએ, 'અર્થનો બોજો વહેવાને તો ગદ્યરૂપી ગધ્ધાહોડી છે જ; કવિતાની નાજુક રૂપાળી મોર જેવી હોડીમાં જે શોખીન ભાષાવિહાર કરે છે તેની સાથે અર્થનો સરસામાન હોય તો હોડી સુધ્ધાં ડૂબી જવાનો ભય રહે છે.

એલિયટે કહ્યું હતું કે કાવ્યનો વાચ્યાર્થ અથવા અભિધાનિક અર્થ છાંડી નાખીએ તો કંઈ નુકસાન નથી, કારણ કે તેનું કામ તદ્દન મામૂલી હોય છે. વાચકના ચિત્તરૂપી પ્રહરીને માંસનો ટુકડો નાખવા કરતાં એનું મૂલ્ય વધારે નથી. પોલ માર્ન પણ આ જ મત ધરાવતાં લખે છે કે કાવ્યને માટે અર્થ માત્ર અનર્થકર છે. ગદ્યની ભાષા સ્વચ્છ કાચ જેવી હોય છે પોતાને દૃષ્ટિગોચર બનાવ્યા વગર આપણી દૃષ્ટિને પેલી મેરની વસ્તુઓ તરફ આગળ જવા દે છે. પણ કવિતાની

ભાષા પોતાને જ આંખ સામે ધરે છે. દૃષ્ટિને એ કાચમાં રોકી રાખે છે. કાવ્ય સિવાય બીજું કશું જોવા દેવું એ તેને માટે પોતાની જાતનું અપમાન કર્યા બરાબર છે.

કાવ્યના પદસમૂહની ધ્વનિમયતા અને ચિત્રલતા જ સાર્ત્રને મતે તેનું સર્વસ્વ છે, તેની પ્રથમ અને ચરમ સાર્થકતા છે. વાલેરી પોતે એમ માનતો હતો કે કવિતામાં અર્થનું તો ઠીક, શબ્દનું પણ ખાસ મહત્ત્વ નથી. તેણે પોતાના શિષ્યોને મના કરી હતી કે શબ્દોની બહુ ચિંતા કરશો નહીં. "તમે જ્યારે કવિતા લખવા બેઠા હો છો ત્યારે તમારી આગળ શબ્દ નથી હોતા, હોય છે સિલબેલ્સ–અક્ષર અને છંદનું વૈચિત્ર્ય."

યુવાન વયમાં વાલેરી અને તેના કવિમિત્રો ભારે સંગીતપ્રેમી હતા. તેમની કાવ્યસાધનામાં એક સંકલ્પે આકાર લીધો : કવિતાને પણ સંગીત પેઠે અત્યંત નિર્મળ બનાવવી જોઈએ. જે કાંઈ કવિતા નથી, છતાં કવિતામાં ચારે પાસથી ધસી જઈને વિશુદ્ધ રસસર્જન અને રસાસ્વાદમાં વિઘ્ન પેદા કરે છે, તેના કલુષિત સ્પર્શમાંથી કવિતાને મુક્ત કરવી જોઈએ. એટલે કાંકરા વીણી નાખતા હો એમ કવિતાની થાળીમાંથી વીણીવીણીને તત્ત્વજ્ઞાન, ધર્મ, નીતિ, સમાજચેતના, વાસ્તવઘટના અને દૃશ્યોનાં વર્ણન વગેરે બધું ફગાવી દેવામાં આવ્યું. સંગીત તો એ બધાં વગર પણ અથવા એ બધાંને બહાર રાખીને જ કલાસર્જનની પરમ સાર્થકતાને પહોંચી શક્યું છે, તો કવિતા કેમ ન પહોંચી શકે ? વાલેરીએ કહ્યું છે કે પ્રતીકવાદના આંદોલનની પાયાની વાત આ છે. સિમ્બોલિસ્ટ કવિઓની શબ્દપસંદગીનું તરંગીપણું, વ્યાકરણનો સ્વૈરાચાર, છંદનો અનિયમ, ભાષાની દુર્બોધતા–એ બધાંનો ખુલાસો પેલી સંગીતની સાથે સગાઈ કરવાના જીવનસટોસટના પ્રયત્નમાંથી મળી રહેશે.

પરંતુ ભાષાનું ગૌરવ તેની અર્થવ્યંજનામાં રહેલું છે તેનો છેદ કરીને ભાષાને ખાલીખમ ભલે બનાવી દેવાઈ, પણ સંગીતના વિપુલ ધ્વનિભંડાર સાથે કવિતા એની અલ્પ મૂડી સાથે કઈ રીતે સ્પર્ધા કરી શકવાની હતી ? અલબત્ત, કવિતાની ધ્વનિની બાજુ સંગીતની તુલનામાં કંગાળ છે, પરંતુ કવિતામાં અર્થ અને ધ્વનિ ભેગાં થતાં તે લગારે દરિદ્ર રહેતી નથી. અને સંગીત કે ચિત્ર જેવી કલા સાથે તેમનું પાંગળું અનુકરણ કરીને અથવા તે કળાઓના અત્યંત અલ્પ-ભાગને સ્વીકારીને કવિતાકલાએ તેમનાથી ચડિયાતા થવાની કે તેમની બરોબરી કરવાની જરૂર નથી.

શ્રી સૈયદની ફરિયાદ એ છે કે કવિતાનું માધ્યમ ભાષા છે અને સંગીતનું માધ્યમ ધ્વનિ, ચિત્રના માધ્યમ રંગ અને રેખા કરતાં અનેક ગણું વધારે શક્તિશાળી છે. પરંતુ એ વિપુલ શક્તિના બાર આની ભાગનો આધાર તેની સાંકેતિક વૃત્તિ અર્થાત્ અર્થવ્યંજના વૃત્તિ ઉપર આધાર રાખે છે. આજનો કવિ પોતાના ઉત્તમ માધ્યમના ફક્ત ચાર આની ભાગનો ઉપયોગ કરીને સંગીતકાર અને ચિત્રકાર સાથે અસમાન હરીફાઈમાં ઊતર્યો છે. એ પોતાના મહિમામાં ક્યારે પાછો પ્રતિષ્ઠિત થશે?

આમ આ પુસ્તકમાં શ્રી અબૂ સઈદ ઐયૂબે બંગાળી કવિતામાં આધુનિકતાનાં બે વલણોની ચર્ચા કરી છે. એ વલણો ગુજરાતમાં પણ છે જ. લેખકે બોદલેયરને આધુનિકતાના કેડી પાડનાર તરીકે લક્ષમાં લઈને તેની કાવ્યદષ્ટિ-સૃષ્ટિની ચર્ચા પર જ વધુ ઝોક આપ્યો છે. અલબત્ત રવીન્દ્રનાથની પ્રતિભાના પરિપ્રેક્ષ્યમાં લેખકે બોદલેયરના નેતિવાચક ભાવને ઉપસાવવા દીધો નથી એવી ફરિયાદો થઈ છે. પરંતુ આ પુસ્તકના પરિશીલનથી એ વસ્તુ સ્પષ્ટ થશે કે બોદલેયરની કવિપ્રતિભાને તેમણે પૂર્વગ્રહથી મૂલવી નથી. બોદલેયરમાં શ્રેયોનીતિ નથી તે અંગે તેમની ફરિયાદ નથી. તેમણે કલાદષ્ટિએ અને અનુભૂતિની સચ્ચાઈના ધોરણે બોદલેયરની કવિશક્તિને મૂલવી છે. 'બોદલેયરની વિરુદ્ધ મારી ફરિયાદ શ્રેયોનીતિને લગતી નથી, દષ્ટિભંગિના મૂલગત વિરોધમાંથી જન્મેલી છે. તેની એક પણ કવિતા મારે મતે ઇમ્મોરલ નથી. પણ કોઈ કોઈ કવિતા અસત્ય છે.' (પૃ. ૮૮) બોદલેયરની કાવ્યસિદ્ધિ તેમણે પ્રશંસી છે અને તેની મર્યાદાને તટસ્થતાપૂર્વક દષ્ટાંતો આપીને ચીંધી છે. જેમ કે, તેની અભિવ્યક્તિ અભૂતપૂર્વ છે, એમની કવિતામાં અભિવ્યક્તિનો પરમોત્કર્ષ સધાયો છે, એ બધું કબૂલ, તેમ છતાં કહેવું પડશે કે બોદલેયર એક વિશેષ મૂડના, એક વિશેષ રસના અનન્ય અને અનવદ્ય કવિ છે—એથી વિશેષ કશું નથી.' (પૃ. ૧૬)

આ વિધાનો ઉપરછલ્લાં કે પૂર્વગ્રહયુક્ત નથી તેની પ્રતીતિ તેમણે બોદલેયરની કવિતાની આ પુસ્તકમાં સદષ્ટાંત કરેલી છણાવટ પરથી થશે. એમનું વક્તવ્ય સમગ્રપણે જોતાં સ-દલીલ છે, મિતાક્ષરી છે, પણ અસરકારક છે.

ગુજરાતી ભાષામાં શ્રી નગીનદાસ પારેખે આધુનિક કવિતાની વિવેચના કરતા આ પુસ્તકને સુલભ બનાવીને કાવ્યના અભ્યાસીઓની મોટી સેવા કરી છે. આપણે ત્યાં પણ ૧૯૫૫ પછી કાવ્યમાં તેમ જ અન્ય સાહિત્યપ્રકારોમાં બોદલેયર, માલાર્મે, પોલ, વાલેરી, સાર્ત્ર વગેરેની ઘેરી છાયા પ્રગટ થવા માંડી. એમની

વિચારધારાઓ કાચીપાકી ઝિલાઈને સાહિત્યમાં પ્રગટ થવા માંડી અને તેમાંથી એક ફેશન પણ નીપજી રહી. તેમ છતાં હજુ સુધી બોદલેયર કે માલાર્મે કે વાલેરીની તત્ત્વદૃષ્ટિની કે કાવ્યદૃષ્ટિની સ્પષ્ટ સમજૂતી આપે તેવા લેખો આપણે ત્યાં વિરલ જ છે. ક્યારેક ક્યાંક ક્યાંક સામયિકોમાં આ સમર્થ પ્રતિભાશીલ કવિચિંતકોની અછડતી ચર્ચા મળે છે–તે દુર્બોધ અને ક્લિષ્ટ છે. બોદલેયરનાં કે વાલેરીનાં છૂટાંછવાયાં વિધાનો વિવેચનોમાં અત્રતત્ર વેરી દેવાની પરસ્તી આપણે ત્યાં છે. પરંતુ એ મહાનુભાવોનુ જીવનદર્શન સ્પષ્ટ કરવાનું અનેક કારણોસર આપણા સાહિત્યક્ષેત્રે બન્યુ નથી એ હકીકત છે. એટલે શ્રી નગીનદાસનું આ અનૂદિત પુસ્તક અનેક જૂનાનવા વિવેચકો, અધ્યાપકો અને અભ્યાસીઓ સમક્ષ બોદલેયરની તત્ત્વદૃષ્ટિની છણાવટ રજૂ કરવા ઉપરાંત તેના અનુયાયીઓ માલાર્મે, વાલેરી ઇત્યાદિની પણ કાવ્યવિભાવનાઓનો સ્પષ્ટપણે પરિચય કરાવી આપે છે. આધુનિક કાવ્યવિવેચનને આ પુસ્તકમાંથી કિંમતી સામગ્રી મળી રહેશે.

આ પુસ્તમા બીજુ પણ એક શ્રેય છે. આધુનિક કવિતા વિશે શ્રી અબૂ સૈઈદ ઐયૂબે પોતાનાં મંતવ્યો નિર્ભીકપણે પ્રગટ કર્યાં છે. બોદલેયર આદિ પાશ્ચાત્ય કવિઓ–તત્ત્વજ્ઞો આપણા આધુનિક કવિઓના પ્રેરણાદાતા છે. એમની સામે રજૂ થયેલા આ આક્ષેપોને તેમનો પડકાર મળી રહેશે જ. અને એ રીતે વિવેચનક્ષેત્રે જે ચર્ચાનાં વમળો જાગશે તો એથી રૂડું શુ હોઈ શકે?

શ્રી નગીનદાસ પારેખનો આ સ્વચ્છ સરળ અનુવાદ ગુજરાતી સાહિત્યક્ષેત્રે અનેક રીતે ઉપકારક નીવડશે એ નિશ્ચિત છે

**આસ્વાદન***

"પ્રથમ પોતે કૃતિના હાર્દમાં પ્રવેશવુ, તેનો મર્મ પામવો, તેનો રસ માણવો અને પછી તે તત્ત્વબોધ તથા રસાનુભૂતિ ભાવકના ચિત્તમાં સંક્રાંત કરવા એ રસિક પ્રવૃત્તિમાં શ્રી રમેશ ભટ્ટને આશાસ્પદ તેમ જ પ્રોત્સાહક સફળતા મળી છે. શ્રી રમેશ ભટ્ટની અભિરુચિનો ઝોક ગંભીર અને તાત્ત્વિક યાને તત્ત્વજ્ઞાનપ્રધાન, અવગાહન-ક્ષમ કૃતિઓ તરફ સવિશેષ જણાય છે એ એમની અધ્યાત્મપ્રીતિ, સંસ્કૃતિપ્રેમ અને ચિંતનરસિકતાનુ દ્યોતક લેખી શકાય એ ગહન લેખાતા વિષયમાં નિમજ્જિત થવાની એમની ક્ષમતા પણ આ દશ સ્વાધ્યાય–નિબંધોમા વર્તાય છે.

* આ પુસ્તક આ સમીક્ષકનુ લખેલુ હોવાથી શ્રી કૃષ્ણવીર દિક્ષિતે 'જન્મ-ભૂમિ'માં કરેલા અવલોકનને જ અત્રે ઉતારીશ.

ત્રણ ખંડમાં વિભક્ત થતા આ ગ્રન્થમાં પ્રથમ ખંડ 'આસ્વાદ'માં લેખકે કવિવર ટાગોરની બે કૃતિ 'રાજા' (નાટક) અને 'કાબુલીવાલા'(વાર્તા)નો રસાસ્વાદ કરાવ્યો છે. 'રાજા'નું વિષયવસ્તુ કઈ રીતે ઈશ્વરના સંદર્ભમાં પ્રતીકાત્મક છે તે વસ્તુના હાર્દને પ્રગટ કરી, નાટકના સંવાદોમાંથી કઈ રીતે તેનું સમર્થન સાંપડે છે તે દર્શાવી, પરમતત્ત્વ જેવા અમૂર્ત તત્ત્વને નાટકમાં સફળતાપૂર્વક આલેખવાનું દુષ્કર કાર્ય કવિશ્રીએ પ્રતિભા વડે કેવી રીતે સાહજિકતાથી સિદ્ધ કર્યું છે તે વિસ્તારથી તેમ સમજપૂર્વક દર્શાવ્યું છે. 'નાટકને અંત નથી કેમ કે એમાં અનંતનો ખેલ આલેખાયો છે' એ લેખકના વિધાનમાં કૃતિનું હાર્દ અને કવિશ્રીનો ધ્વનિ બંને તેઓ સાચી રીતે પારખી શક્યા છે એની પ્રતીતિ અનુભવાય છે. ટાગોરની ભાવસૃષ્ટિ અને માનવપ્રકૃતિના વિવિધ પાસાંનું તેમનું આકલન, એ ઉભયને પણ લેખક સફળતાથી પામી શક્યા છે તેની પ્રતીતિ 'કાબુલીવાલા'ના રસાસ્વાદમાં અનુભવાય છે. વાસ્તવિકતાના અરણ્યમાં વિહરતો મીનીનો પિતા કાબુલીવાલાની અતિ નાજુક મનસ્થિતિ અને તેની પોતાની આત્મજાની વિષાદમધુર સ્મૃતિની મૂઠીનું મહત્ત્વ પિછાની ભાવપ્રવણ બની માનવતાનાં અમૃતબિંદુનો અભિષેક કરી કૃતાર્થ થાય છે, એ ટાગોરના ધ્વનિને લેખક પકડી શક્યા છે, એટલું જ નહિ પણ તેને યોગ્ય રીતે ન્યાય આપતાં તેઓ ઉચ્ચારે છે : 'વાર્તા નથી તો રહેમાનની કે મીનીની કે મીનીનાં માતા–પિતાની, પરંતુ વિશ્વપિતાના અંતરમાં છલકતા આનંદસિન્ધુના અલૌકિક સ્નેહની આ કથા છે.'

બીજા ખંડ 'અર્થઘટન'માં 'શાંતાકારમ્ ભુજગશયનમ્' એ સ્તવન તથા નરસિંહ, પ્રીતમ અને ભોજો–આ ત્રણ કવિઓની રચનાઓ અનુક્રમે 'અખિલ બ્રહ્માંડમાં', 'હરિનો મારગ' તથા 'કાયાં–કાચબી'નું તાત્ત્વિક અર્થઘટન છે. 'હરિનો મારગ'નું અર્થઘટન ધાર્મિકની કક્ષાનું છે. લેખક પોતે પણ આસ્તિક યાને શ્રદ્ધાળુ જણાય છે. કુલ ચારમાંના અનુક્રમે બીજો અને ત્રીજો એ નિબંધો લેખકના પ્રગટ ચિંતનનું સ્વરૂપ ધારણ કરે છે. પોતાની ઈશ્વરશ્રદ્ધાને દૃઢાવતા હોય એ રીતની તેની રજૂઆત છે. તેમાં ચિંતનનું થોડુંક ઊંડાણ પણ છે. નરસિંહ, પ્રીતમ અને ભોજો–આ ત્રણે કવિઓની શ્રદ્ધા લેખકની પોતાની બને છે. ક્યારેક વૈચીનો આધ્યાત્મિક રંગ ઊપડી આવતો જણાય છે. જોકે સમગ્રતયા તે ચિંતનાત્મક છે

ત્રીજા ખંડ "સ્વાધ્યાય"માંના પ્રથમ બે નિબંધો પૈકી એકમાં ઐક્યના, ભાવાત્મક એકતાના પ્રણેતા અને પ્રવર્તક ગુરુ નાનકના જીવનનો અને જીવનદર્શનનો પરિચય સાંપડે છે. તો બીજા નિબંધમાં સમર્પણવૃત્તિના સાધુપ્રકૃતિ શ્રી મોટાની જીવનદૃષ્ટિનો વિસ્તારથી પરિચય તેમના ગ્રંથોને આધારે કરાવાયો છે. શ્રી

મોટાની વિચારધારાનું વિહંગાવલોકન કરીને લેખક, ચિંતક તરીકેના એમના વ્યક્તિત્વને પામવાના લેખકના પ્રયાસને ઠીક સફળતા મળી છે. શ્રી મોટા માટેનો લેખકનો આદર ભક્તિભાવ સુધી વિસ્તરે તે પરત્વે કોઈને કશો વાંધો ન જ હોય પરંતુ તેમના વ્યક્તિત્વને "વિરાટ" કહેવામાં ઔચિત્યભંગ થતો નથી લાગતો? 'વાર્તિકકાર આનંદશંકર' આ ત્રીજો નિબંધ સંગ્રહમાંના સર્વ નિબંધોમાં મણિરૂપ છે. લેખકનો એ ઉત્તમ નિબંધ છે. આપણા એ પ્રખર પંડિત, સૌમ્ય અને પ્રતિભાશાળી વિવેચક અને સમર્થ ગુરુના તત્ત્વચિંતનને તથા અધ્યાત્મચિંતનને, તેમની ઐતિહાસિક સ્વરૂપની વિચારપદ્ધતિને તથા સર્જક નિબંધકાર તરીકે ઊપસી આવતા વ્યક્તિત્વને લેખકે પૂરા સામર્થ્યપૂર્વક, સમજપૂર્વક અને વિશદતાથી રજૂ કર્યું છે. વાર્તિકકાર આનંદશંકરને મૂલવતાં એમણે યથાર્થ કહ્યુ છે કે: "એમનામાં જેટલી બૌદ્ધિક સજ્જતા છે એટલી જ હૃદયભાવમાં ગહનતા અને વિશાળતા છે. કૃતિના કર્તાના હૃદયભાવમાં તન્મય થઈ એમણે જે પ્રકાશ અનુભવ્યો અને એ પ્રત્યક્ષ કર્યો એની પ્રતીતિ એમનાં વાર્તિકોમાંથી કોઈને પણ સહેજે થઈ શકે એમ છે. સ્થૂલ ઇન્દ્રિય તે તદ્દન અગમ્ય એવા ભાવપ્રદેશમાંથી પાછા આવી બુદ્ધિગમ્ય બોધકતા હૃદયસ્પર્શી ભાષામાં કથિત કરવી એમાં આનંદશંકરની ઊંચી અને ઊંડી હૃદયસમ્પત્તિનો અને શિક્ષકના પ્રેમભર્યા અભિગમનો સંવેદ્ય પરિચય થાય છે." છેલ્લા નિબંધ "કવિદ્રષ્ટાની આંતરયાત્રામાં" લેખકે શ્રી અરવિંદના મહાકાવ્ય "સાવિત્રી"ના શ્રી અંબુભાઈ પુરાણીએ "સાવિત્રીગુંજન" એ શીર્ષક હેઠળ કરેલા અનુવાદને લઈ એ મહાકાવ્યના વસ્તુનો પરિચય કરાવી શ્રી અરવિંદને તેમાં શી સિદ્ધિ મળી છે તે તથા "સાવિત્રીગુંજન" દ્વારા શ્રી અંબુભાઈએ શ્રી અરવિંદની યોગાનુભૂતિ કેટલી સફળતાથી અવતારી છે તે દર્શાવ્યુ છે.

આધ્યાત્મિક અભીપ્સાથી શ્રી રમેશ ભટ્ટે આ જે આસ્વાદન કરાવ્યુ છે તે ખરેખર આસ્વાદ્ય છે."

## શ્રી અંબુભાઈ પુરાણી સ્મૃતિગ્રંથ

શ્રી અંબુભાઈ પુરાણી સ્મારક યોજનાના એક ભાગ તરીકે આ સ્મૃતિગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો છે. એના સંપાદક શ્રી જયંતીલાલ આચાર્ય છે, અને એમાં શ્રી અંબુભાઈના વૈવિધ્યસભર વ્યક્તિત્વનો પરિચય, એમના મિત્રો અને પ્રસંશકો તરફથી કરાવાયો છે. એ આસ્વાદ્ય બન્યો છે, કેમ કે એમાં અંબુભાઈની હૃદયવિશાળતાએ જે સ્પર્શ લેખકોનાં હૈયાંને જે રીતે કર્યો છે એનો અણસાર

થયા વિના રહેતો નથી. ગુજરાતની બહુજનસમાજની દૃષ્ટિએ શ્રી અંબુભાઈ વ્યાયામપ્રવૃત્તિના એક પુરસ્કર્તા તરીકે ઓળખાયેલા છે. પરંતુ સર્વાંગી જીવનના એક સન્નિષ્ઠ ઉપાસક તરીકેની એમની જે છબી આ સ્મૃતિગ્રંથમાં ઉપસી છે એનો પરિચય સરેરાશ પ્રજા વર્ગને કદાચ ઓછો હોય. આ ગ્રંથનું પ્રકાશન ગુજરાતના આ સંસ્કાર પુરુષના વૈવિધ્યપૂર્ણ વ્યક્તિત્વને અને ગુજરાતની સંસ્કાર-પ્રવૃત્તિને વધુ સાચી રીતે ઓળખાવી શકશે અને નવી પેઢીને પ્રેરી રહેશે.

સ્મૃતિગ્રંથને ત્રણ ભાષાવિભાગોમાં વહેંચી દેવામાં આવ્યો છે. ગુજરાતી વિભાગના લેખોમાં અંબુભાઈના જીવન અને કાર્યના જુદા જુદા પ્રદેશોને આલેખતા લેખો છે. એમાં શ્રી સુન્દરમે અંબુભાઈની યોગસાધના શ્રી અરવિંદ આશ્રમમાં કેવી રીતે વિકસતી રહેલી, એનો હૃદ્ય આલેખ વિગતે આપ્યો છે. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અને શ્રી વાસુદેવ ભટ્ટના વ્યાયામપ્રવૃત્તિ વિષેના લેખો ઐતિહાસિક સામગ્રીનું મૂલ્ય ધરાવે છે. સાથે સાથે ગુજરાતની પ્રજાની એક આવશ્યક પ્રવૃત્તિ અંબુભાઈના સમયની તેમ જ તત્કાલીન પ્રવૃત્તિ પર પ્રકાશ પાડે છે. એમાં ગુજરાત અને શ્રી અરવિંદ આશ્રમની વ્યાયામપ્રવૃત્તિનો શ્રી વાસુદેવ ભટ્ટે આપેલો તુલાનાત્મક પરિચય આ પ્રવૃત્તિ અંગે નવી રીતે વિચારવાની તક પૂરી પાડે છે. અંબુભાઈની વ્યાયામપ્રીતિ અને પ્રવૃત્તિ અંગેનાં ઘણાં સંસ્મરણો ખૂબ પ્રેરક નીવડે એ રીતે એમના સાથીઓએ આલેખ્યાં છે. શ્રી રમણલાલ શાહનો લેખ અંબુભાઈના વ્યાયામવીર તરીકેના વ્યક્તિત્વને પૂર્ણપણે પ્રગટ કરનારો બન્યો છે, વ્યાયામવીર, યોગી, લેખક, ચિત્રકાર, શિલ્પકાર, સંગીતજ્ઞ, કલાવિવેચક, ઉત્તમ વક્તા, શિક્ષક અને શ્રી અરવિંદના તત્ત્વવિચારના સમર્થ અર્થદ્રષ્ટા—આ રીતના એમના વ્યક્તિત્વની રેખાઓ આ સ્મૃતિગ્રંથમાંથી ઊપસે છે.

હિન્દી તેમ જ અંગ્રેજી લેખોમાં અંબુભાઈનાં પ્રભાવક વ્યાખ્યાનો અંગેનાં કેટલાંક સંસ્મરણો અસરકારક બને એવાં છે. ડૉ. પદ્મનારાયણ આચાર્ય, લૉઈસ ડન્કન અને એડિથ રીમ્સના લેખો નોંધપાત્ર છે. ડંકને અંબુભાઈને 'Warrior of the light' તરીકે ઓળખાવ્યા છે, અંબુભાઈએ વિદેશીઓ પર શ્રી અરવિંદદર્શન સમજાવતાં જે પ્રભાવ પાડ્યો છે એનો પરિચય ચિરસ્મરણીય બની રહે એવો છે.

આ ઉપરાંત સ્મૃતિગ્રંથમાં તત્ત્વવિષયક લેખોનો સમાવેશ થયો છે. મિસીસ ક્લારા રીમ્સનો 'લીઓનાર્દો એન્ડ મોનાલીસા' વિશેનો અને શિશિર કુમાર ઘોષ અને ઇન્દ્રસેનના લેખો નોંધપાત્ર છે. ગુજરાતી વિભાગમાં પ્રગટ થયેલા લેખોમાં શ્રી ગોવર્ધન દવેનો 'શ્રી અરવિંદ અને વેદરહસ્ય' લેખ ઉલ્લેખનીય છે.

આવા વૈવિધ્યપ્રચુર સ્મૃતિગ્રંથમાં જો કાંઈ ખૂટતી અને ખૂંચતી કડી હોય તો તે અંબુભાઈના સાહિત્યની સમાલોચના. અંબુભાઈએ વિપુલ અને વૈવિધ્યવાળું સાહિત્ય ગુજરાતી તથા અંગ્રેજીમાં લખ્યું છે. શ્રી અરવિંદ તત્ત્વજ્ઞાન પરનાં એમનાં અંગ્રેજી વિવરણો પણ એક અભ્યાસનો વિષય બની શકે એવાં છે. એમના સાહિત્યની સર્વતોમુખી સમાલોચના થાય એ એમની સ્મારક યોજનાનું એક મહત્ત્વનું અંગ હોવું જોઈએ. આવો રસભર્યો અને ઐતિહાસિક મૂલ્ય ધરાવતો સ્મૃતિગ્રંથ પ્રગટ કરીને સ્મારક સમિતિએ જે સેવા બજાવી છે એમાં ઉપરના સૂચનને આવકારીને પૂર્તિ કરશે એવી આશા રાખીએ.

## બળવંતરાય ઠાકોર

ચાલુ વર્ષ ગુજરાતી સાહિત્યના પંડિતયુગના સમર્થ સાહિત્યકાર બ. ક. ઠાકોરનું જન્મશતાબ્દિ વર્ષ છે. આ વર્ષમાં પ્રગટ થતી, શ્રી પ્રકાશ મહેતાની આ પુસ્તિકા બ. ક. ઠા.ની પ્રતિભાનાં બધાં જ પાસાંઓનો રસભર્યો પરિચય કરાવે છે. એમાંય લેખક બ. ક. ઠા.ની કવિતાનો પરિચય કરાવવાનો જે ઉપક્રમ સાધ્યો છે એ પ્રસંશનીય છે. બળવંતરાયની વિવેચનદૃષ્ટિ અને એમનાં ખંડિત દર્શનની સારસમીક્ષા તથા પરીક્ષા પણ લેખકે કરી છે. ખંડિત દર્શનથી જે મીઠાં પરિણામો આવ્યાં એ લેખકે તારવી આપ્યાં છે. આવા પ્રચંડ મનોઘટનાશાળી પુરુષની બહુમુખી પ્રતિભાનું સમુચિત દર્શન કરાવવાનું મુશ્કેલ કાર્ય આ નાનકડી પુસ્તિકા સફળ રીતે પાર પાડે છે એ જ એની સફળતા છે.

## જર્મન મહાકવિ ગટે

એના લેખક શ્રી જયંત ર. જોષીએ, જર્મન મહાકવિ ગટેના મહાકાવ્ય 'ફાઉસ્ટ'ના ઉદ્ગારો ટાંકી, એમાંથી ગટેની જીવનભાવના આ પુસ્તિકામાં તારવી છે. ગટેની બહુમુખી પ્રતિભાનો રોમાંચક પરિચય કરાવી, એમની સમૃદ્ધ સર્જકતાનો આલેખ દોર્યો છે. લેખકે ગટેની કૃતિઓનો વસ્તુપરિચય તથા એમાં રહેલી કલાખૂબીઓની મીમાંસા પણ કરી છે. ગટેને જેનાથી મહાકવિપદ પ્રાપ્ત થયું છે એ કૃતિ 'ફાઉસ્ટ'નું વિવરણ–વિવેચન વિગતે અને રસભરી શૈલીમાં કરાવ્યું છે. ગટેના આ વિશાળ પદ્યનાટકમાં બેલે અને ઑપેરાને સાંકળ્યાં છે એનો ઉલ્લેખ આ સુજ્ઞ લેખકની સાહિત્યરુચિનો દ્યોતક છે. ગટેનું જીવન તથા એનું સાહિત્ય બન્ને ભવ્ય છે અને વૈવિધ્યસભર છે–એનો આ પરિચય રસસભર બન્યો છે.

## અખાની કવિતા

સત્તરમા સૈકાના ગુજરાતના જ્ઞાની કવિ અખાની કવિતા દૃષ્ટાંતો સાથે કવિની જીવનરેખાને સમરેખ ગોઠવીને શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદીએ આલેખી છે આ અભિગમ સરેરાશ વાચકને માટે રસભર્યો બને પણ જીવનમા બનતી ઘટનાઓ સાથે કવિની કાવ્યપંક્તિઓનો અર્થ એકરૂપ બની શકે નહિ. લેખકે પૂરી સભાનતાથી આ વિષયને રસભર્યો બનાવવા આ રીતે વ્યવસ્થા કરી છે અખાએ જીવન વ્યવહારમા વેઠેલી મુશ્કેલીઓ અને એમાથી જન્મેલો વૈરાગ્ય, પરિણામે ગુરુની શોધ અને દંભ, ધર્માંધતાનું દર્શન—દંતકથા અને કવિતા ઉદ્‌ગારોને આધારે લેખકે નિરૂપ્યું છે

અખાના વિચારો પણ લેખકે એની જીવનચર્યા સાથે સાથે સાથે રજૂ કર્યા છે અખાની ભક્તિ અને શ્રદ્ધાના સ્વરૂપનો સદૃષ્ટાંત પરિચય કરાવી લેખકે અખાએ સ્વીકારેલા કેવલાદ્વૈત જ્ઞાનમાર્ગની સમીક્ષા કરી છે લેખકે અખાના ભજનો, છપ્પા, તથા 'અનુભવબિંદુ'ની પચપદી રચના અને 'અખેગીતા'માથી જે અવતરણો લીધા છે, એમા પસંદગીનું ઔચિત્ય અને અખાના વૈવિધ્યસભર પરિચય માટેની સામગ્રીની યથાર્થતા સિદ્ધ થાય છે પુસ્તિકા એથી વધારે રસભરી અને જીવંત હોય એમ લાગે છે

## ગાંધીજીનું ગદ્ય

ગુજરાતી સાહિત્યમા સુધારાયુગ તથા પંડિતયુગના ગદ્યની સંકુલ અને સંસ્કૃતપ્રચુર છટા હતી ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાની લડત વખતે 'ઇંડિયન ઓપીનિયન' પત્ર પ્રગટ કર્યું એમા એમણે એક શબ્દ વગર વિચાર્યે, વગર તોળ્યે લખ્યો હોય, કે જાણીજોઈને અતિશયોક્તિ કરી હોય એવું ભાગ્યે જ બન્યું છે પુસ્તિકાના લેખક શ્રી અમૃતલાલ યાજ્ઞિકે ગુજરાતી ગદ્યનો ઇતિહાસ ટૂંકમા આલેખી ગાંધીજીના ગદ્યમા રહેલા સરળતા, સચોટતા અને સુંદર અર્થવાહકતા જેવા લક્ષણો નોંધ્યા છે ગાંધીજીની વર્ણનકલા દ્વારા એમની સૌન્દર્યભાવના ઋતુ લોકોના વર્ણનમા કેવી વ્યક્ત થાય છે એનો સદૃષ્ટાંત પરિચય કરાવ્યો છે ઉત્કટ મનઃસ્થિતિના ચિત્રણમા ટૂંકાં વાક્યો કેવા અસરકારક નીવડે છે એનું ઉદાહરણ એમણે 'આત્મકથા'માથી આપ્યું છે ગાંધીજીએ ગુજરાતી ભાષા પાસેથી જે કામ લીધું છે, એમાથી જે વૈવિધ્ય એમણે ઉપસાવ્યું છે એથી ગુર્જરગિરા ગૌરવ પામી છે ગાંધીજીના ગદ્યમા જે વિવિધ છટાઓ વરતાય છે એનો પરિચય આ પુસ્તિકામા સદૃષ્ટાંત કરાવાયો છે જુદાં જુદાં પાત્રો

પાસેથી બોલાવાતી બોલીમાં તળપદાપણુ, વ્યક્તિત્વની રેખાઓ ઉપસાવતાં રેખાંકનો, સંવાદોમાં અણિયાળાપણું, ભાવસભરતા, કલ્પનાવિહાર અને પ્રશ્નવાક્યો પાછળના અર્થપૂર્ણ રહસ્યવિસ્તારનો ખ્યાલ ગાંધીજીનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી સદૃષ્ટાંત કરાવાયો છે. ગાંધીજીના ગદ્યસામર્થ્યનો ટૂંકમાં પણ સુપેરે પરિચય કરાવતી આ પુસ્તિકા રસભરી બની છે, કેમ કે ગાંધીજીનાં લખાણોમાંથી કરવામાં આવેલી પસંદગીનું વૈવિધ્ય અને ગદ્યસામર્થ્યનાં પહેલદાર પાસાંનો એક સાથે આસ્વાદ અને પરિચય થાય છે.

## નિબંધ

### ગાંધીજીનો અક્ષરદેહ–ગ્રંથ ૧૧

ગાંધીશતાબ્દિની ઉજવણીના ઉપક્રમમાં ગાંધીજીનાં તમામ લખાણો, પત્રો, ભાષણો વગેરેનું સમયાનુક્રમમાં પ્રકાશન થાય એવી યોજનામાં આ વર્ષમાં ચાર ગ્રંથો પ્રગટ થયા છે. ગાંધીજીનું આ સૂક્ષ્મ દેહસ્વરૂપ પણ ઘણુ વ્યાપક, ઊંડું અને વૈવિધ્યસભર છે, એનો ખ્યાલ આ ગ્રંથોનાં પાનાંઓ ઉપર નજર કરતાં સહેજે આવી જાય છે.

આ ગ્રંથ ગાંધીજીની પ્રવૃત્તિનાં ૧૯૧૧થી ૧૯૧૩ સુધીનાં બે વર્ષના ગાળાને આવરી લે છે. દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ પ્રત્યેના ગોરાઓના રંગભેદી વલણ સામે ગાંધીજીએ વર્ષો સુધી લડત ચલાવેલી એનો સફળતાપૂર્વક અંત આવેલ છે. એની તૈયારી થઈ રહી છે ત્યાંથી આ ગ્રંથનો આરંભ થાય છે. સફળતાપૂર્વકના અંત માટે આશા બંધાતી હતી ત્યાં જ હિન્દુ સ્ત્રીઓનાં લગ્નની કાયદેસરતા વિષે ૧૯૧૩મા ત્યાંની અદાલતોએ શંકા ઊભી કરે એવો ચુકાદો આપ્યો. એથી કંઈક તોફાનોના ભણકારા સંભળાવા લાગ્યા. અહીં આ ગ્રંથની સમાપ્તિ થાય છે.

આ મોટા ગ્રંથમાં ઘણુ વૈવિધ્ય છે. દક્ષિણ આફ્રિકાની પ્રજાને પડખે રહીને અંગ્રેજ સત્તાધીશોને અહિંસક લડત આપતાં જે તે અધિકારીઓ ઉપર ગાંધીજીના પત્રો, અને હિન્દી પ્રજાને પોતાના ગૌરવ માટે સદા સાબદી રાખવા માટેના એમના પ્રયાસોમાં ગાંધીજીનો અભિગમ કેટલો બધો સમતોલ રહ્યો છે ! સ્વમાનની રક્ષા માટેની ઉગ્રતા પુણ્યપ્રકોપનુ દર્શન કરાવે છે અને પ્રજાને જાગ્રત રાખવાના એમના પ્રયાસોમાં ઉશ્કેરાટ નહિ પણ શાંત સમજૂતીનો શૈક્ષણિક ઉપક્રમ એમણે જાળવ્યો છે. બીજી બાજુ ગોખલે સાથેના પત્રવ્યવહારમાં હિન્દનો-માતૃભૂમિનો સાદ એમને કેવો પ્રેરે છે, છતાં હાથમાં લીધેલું અને પસંદગીની

આપના પામેનુ કાર્ય એ ત્યજતા નથી ગોખલે પરના પત્રોમા ગાંધીજીની માતૃભૂમિ પરત્વેની ભક્તિથી છલકતું હૃદય પામી શકાય છે

આ ગ્રંથની બીજી વિશેષતા, એમણે ૧૯૧૨મા લખેલી ડાયરી છે એ ડાયરીના બે પાનાની ફોટોપ્રીન્ટ પણ આ ગ્રંથમા સામેલ કરવામા આવી છે એ ડાયરી પર અંગ્રેજ તારીખ ઉપરાંત હિન્દુતિથિ પણ છાપેલી છે આ ડાયરીના પાનામા મુલાકાતોના ઉલ્લેખ અને હિસાબ છે આ ડાયરી લખાઈ ત્યારે તેઓ ટોલ્સ્ટોય આશ્રમમાં રહેતા હતા પોતાની વસીયતનુ નામ એમણે એલ કેલનબેકને મોકલ્યુ હતું ટોલ્સ્ટોય આશ્રમના નિવાસ દરમિયાન એમના વ્યવસાયોમા શરીરશ્રમના સિદ્ધાન્તોનુ પાલન, સ્વભાવમા સાચી નીતિની ભાવનાને પ્રેરે એવા સ્વાસ્થ્યપ્રદ આહારનુ સેવન, અને સ્વભાષા મારફતે શિક્ષણનો સમાવેશ થતો હતો ડાયરીમા લખાયેલા ખર્ચની વિગતમા ગાંધીજીની સાધનાનુ મૂળ દેખાય છે આ બધી હકીકત આંતરિક નવનિર્માણને સ્થૂળ વાસ્તવિકતા સાથે જોડવાના સાધનરૂપ હતી

પોતાના પુત્ર હરિલાલ ગાંધી સાથે વિચારમેળ શક્ય નહોતો હરિલાલનુ વલણ કનેવડર હતું એના પ્રત્યે ગાંધીજીની હાર્દિક ઉદારતા વ્યક્ત કરતો પત્ર (પૃ ૪૮૫) હૃદયસ્પર્શી છે આ પુસ્તકમા કેટલાય પત્રો એવા છે જેમા ગાંધીજીના હૃદયભાવનો સ્પર્શ થયા જ કરે છે

આ બે વર્ષના ગાળા દરમિયાન ટૉલ્સ્ટૉયની સુપ્રસિદ્ધ વાર્તા ‘ધિ સ્ટોરી ઓફ ઈવાન ધિ ફૂલ’ની ગુજરાતી અનુકૃતિ તૈયાર કરી સૈન્ય અને ધનના બળો પરિશ્રમના તેજ આગળ કેવા ઝાંખા પડે છે તે પોતાની વિશિષ્ટ શૈલીથી ટૉલ્સ્ટૉયે દર્શાવ્યુ છે ગાંધીવિચાર સમજવામા આ પુસ્તિકા ઉપયોગી થાય એવી છે ગાંધીજીએ કરેલી આ અનુકૃતિ સરળ અને સરળ ભાષામા થઈ છે બાળકો રસપૂર્વક વાંચી શકે એવી આ પુસ્તિકા છે બીજુ, ગાંધીજીએ ‘આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન’ નામનુ પુસ્તક લખેલુ આ ગ્રંથમા સમાવેલ છે આ પુસ્તક જ્ઞાનની કે માહિતીની દૃષ્ટિએ નહિ પણ વ્યવહારની દૃષ્ટિ એની આપવા માટે અસામાન્ય બની રહે છે

આ ગ્રંથનુ સંપાદન કરવામા જે દૃષ્ટિ રખાઈ છે એ માન પ્રેરે એવી છે ‘ઇન્ડિયન ઓપીનિયન’મા જે લેખો લેખકના નામ સિવાય પ્રગટ થયેલા એ ઓળખવા માટે સંપાદકોએ ગાંધીજીના આત્મકથાત્મક લખાણો, તેમ જ ગાંધીજીના સહયોગી શ્રી છગનલાલ ગાંધી અને પોલાકના અભિપ્રાય ને આધારને ઉપયોગમા

લીધા છે. ગાંધીજીના અક્ષરદેહનું પ્રકાશનકાર્ય આઝાદી પછી આટલે વર્ષે પાર પડ્યુ એ હજીય સમયસરનું બની શક્યું છે. આ પ્રકાશનો ગુજરાતી પ્રજાને ગાંધીજીનાં ખરાં દર્શન કરાવે છે.

## ગાંધીજીનો અક્ષરદેહ–૧૨

ગાંધીજીનું દક્ષિણ આફ્રિકાનું જીવન અને કાર્ય દર્શાવતા બાર ગ્રંથોની હારમાળાનો આ છેલ્લો ગ્રંથ છે અને એ એપ્રિલ, ૧૯૧૩ થી ડિસેમ્બર, ૧૯૧૪ સુધીના ભાવિનિર્માણ કરતા સમયગાળાને આવરી લે છે. આ ગ્રંથ માત્ર ગાંધીજીના આંતરિક વિકાસનો દૃષ્ટા જ નહિ પણ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહે છેલ્લે તબક્કે લીધેલા અતિવ્યાપક સ્વરૂપનો અને તેના આધ્યાત્મિક લક્ષણનો પણ દૃષ્ટા રહ્યો છે.

લડતની ભાવનાથી ચોમેર ઉમદા ભાવના જાગ્રત થઈ અને એ પ્રભાવથી સંઘ સરકારને નમતું જોખવાની ફરજ પડી. ગાંધીજી અને તેમના સાથીદારોનો છુટકારો, સોલોમન કમિશનની નિમણૂક અને હિન્દી રાહત બિલનું કાનૂનીકરણ– આ એક પછી એક ઝડપથી બની રહેલા બનાવો પછી પોતાનું ધર્મકાર્ય પાર પડ્યું છે એવા ભાવ સાથે ગાંધીજી માતૃભૂમિ તરફ પાછા ફર્યા. આ ગ્રંથ વિદાય-વેળાનાં છેલ્લાં દશ્યોનો ભાવસભર ચિતાર આપે છે અને સમાપ્ત થતા એક મહત્ત્વના યુગનું નિરૂપણ કરે છે.

ગાંધીજીનો અક્ષરદેહ–ગ્રંથ ૧૧માં અધૂરા 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' પુસ્તકનાં પાછળનાં પ્રકરણો આ ગ્રંથમાં પૂરાં થાય છે. એમાં ગાંધીજીએ રોગ, અકસ્માત અને ઝેરી જંતુના ડંખ સામેના નૈસર્ગિક ઉપચારો દર્શાવ્યા છે. આ પુસ્તકની ઉપયોગિતા વિષે આગળ લખ્યું જ છે.

આ ગ્રંથમાથી ગાંધીજીની કેટલીક વિશિષ્ટતાઓ સવિશેષ પ્રમાણમાં ઊપસી આવે છે. આ ગ્રંથમાં ગાંધીજીનાં ભાષણોનું પ્રમાણ વધારે છે. આ બધાં ભાષણો લડતનો અંત આવતાં ભિન્ન ભિન્ન વર્ગો સમક્ષ કરેલાં છે. એમાં આઠ વર્ષથી ચાલેલી આ સત્યાગ્રહની લડતના અંત અને લડાઈમાંના વિજયની વાત આત્મદર્શીના ઊંચા સંયમથી કહેવાઈ છે. એ વાત કહેતાં પ્રતિપળે આત્મશોધની તત્પરતા અને આંતરિક ગતિ પરત્વેની જાગરુકતા જણાયા જ કરે છે. ગાંધીજીને આ લડતની આગેવાનીની સફળતા અને વિજય માટે સંખ્યાબંધ માનપત્રો મળેલાં. એના જવાબરૂપે કરેલાં ભાષણોમાં સંખ્યાબંધ સત્યાગ્રહીઓનાં બલિદાનોને વીરતાભરી–ગૌરવભરી અંજલિ આપે છે અને પોતાની જાતને પાછળ મૂકીને એક આધ્યાત્મિક નમ્રતા વ્યક્ત કરે છે. બીજી બાજુ પ્રત્યેક પ્રવચનમાં હિન્દભૂમિનો સાદ સંભળાવે

છે હિન્દને એમણે 'મુક્તિના દ્વાર' તરીકે કહ્યા જ કર્યું છે આ પ્રવચનો વાંચતા કેવુ બીનુ થાય છે આ વિદાય-પ્રવચનોમા જે સ્વસ્થતા, સયમ અને હૃદયસ્પર્શીતા નિખાલસતા અને ઔદાર્ય છે એનો સ્પર્શ માણી શકાય છે

બીજુ, ગાધીજીએ દક્ષિણ આફ્રિકાની આ લડત માટે ભોગ આપનારાઓમા નાગણસામી અને વાલિયામાને વારે વારે સભાર્યાં છે એમના જીવનની ખુમારી અને બલિદાનની વાતો કહેતા એ થાકતા નથી હાજીહુમેન નામના ૨૨ વર્ષના ભાવનાશાળી અને શ્રમવીર યુવાનનું અવસાન થતા ગાધીજીએ 'ઇન્ડિયન ઓપીનિયન'મા લખેલો લેખ ગાધીજીની ગુણની કદરભક્તિનો દ્યોતક છે, એટલુ જ નહિ પણ ગાંધીજી એના ચરિત્રચિત્ર દ્વારા ઊચી ભાવના પ્રેરે છે આ લેખની હૃદયસ્પર્શીતા સાહિત્યિક ગુણ ધરાવે છે રેવરડ જોસેફ ડોકનુ વ્યક્તિત્વ પણ ગાધીજીએ અપૂર્વ ઉમળકાથી ઉપસાવ્યુ છે આ ગ્રથમા આ ઉપરાત કેટલીય વ્યક્તિઓનો સમાગમ ગાધીજી દ્વારા વાચકને થાય છે

ઉપરાત આ ગ્રથમા ગાધીજીનુ આધ્યાત્મચિંતન પણ લેખોરૂપે-મતનભ કે પ્રવચનોમાં-સકલિત સ્વરૂપે મળે છે પ્રાર્થનાસભામા રમતગમતના મેદાનમા દેહાઓની સભામા એમણે કરેલાં ભાષણોમા ગાધીજીની તદ્વિષયક નીતિ અને વિચાર સ્પષ્ટ થાય છે અને એ વિચારો આચારધર્મ માટે જ નિર્માયેલા છે એ પણ એટલા જ બળપૂર્વક સિદ્ધ થતુ એ વાણીમાંથી વરતાય છે

દ આફ્રિકાથી પાછા ફરતા ગાધીજી ચાર માસ ઇગ્લડમા રહ્યા તે દરમિયાન તેઓ 'હિન્દી એમ્બ્યુલન્સ કોર' રચવામા મડ્યા રહ્યા સામ્રાજ્યના સકટ સમયે તેના પ્રત્યેની તેમની વફાદારી પ્રદર્શિત કરવાનુ આ એક કાર્ય હતુ સામ્રાજ્ય પ્રત્યેની શ્રદ્ધાનુ દર્શન આમા થાય છે ૧૮-૧૨-૧૯૧૪ના રોજ ગાધીજીએ હિન્દ તરફ પ્રયાણ કર્યું તેના આગના દિવસે લડનના વિદાયસમારભમા કર્ણનાદો વચ્ચે આપેલા ભાષણમા એમણે કહેલુ 'મારી કલ્પનાના હિન્દની સરખામણી જગતમા કોઈ હરીફાઈ કરી શકે એમ નથી અને એ હિન્દમા ભારે આધ્યાત્મિક ભડારો મળી આવે એમ છે અને મારુ એ સ્વપ્ન છે અને આશા છે કે હિન્દ અને ઇગ્લડ વચ્ચેનો સબધ આખા જગતને માટે આધ્યાત્મિક આશ્વાસન અને ઉત્કર્ષનુ સાધન થઈ પડશે' (પૃ ૪૮૪)

આ ગ્રથની પુરવણીમા ગાધીજીની લડન જતા વિદ્યાર્થીને માર્ગદર્શન' રાવતી ચાર પ્રકરણની એક પુસ્તિકાનો સમાવેશ થયો છે એ નોંધપાત્ર આદર્શ ગાઈડનો નમૂનો છે

## ગાંધીજીનો અક્ષરદેહ–૧૩

ગાંધીજી હિન્દમાં આવ્યા પછીના કાળનો આ પ્રથમ ગ્રંથ, ૧૯૧૫–૧૯૧૬નાં વર્ષોને તથા ૧૯૧૭ના પ્રથમ નવ માસને આવરી લે છે. ૧૯૧૫ના જાન્યુઆરીની ૯મીએ ગાંધીજી મુંબઈ બંદરે ઊતર્યા ત્યારથી એ શરૂ થાય છે અને ચંપારણની લડતના અંત સાથે સમાપ્ત થાય છે.

પોતાને માટે તથા પોતાના સાથીઓ માટે ફિનિક્સની પરંપરા ચાલુ રહે એવી જીવનપદ્ધતિ યોજવાના વ્યવહારુ પ્રશ્નને લીધે ગાંધીજી ૧૯૧૫માં અમદાવાદની સીમા પર આશ્રમ સ્થાપવા પ્રેરાયા. રાષ્ટ્રને ચરણે જીવન સમર્પણ કરનાર કાર્યકરોનું તાલીમકેન્દ્ર આ આશ્રમ બની રહે એવો હેતુ હતો. એ માટેનું બંધારણ ઘડાયું અને તેમાં રાષ્ટ્રીય પુનરુત્થાનનો કાર્યક્રમ વ્યવસ્થિત રીતે સામેલ થયો.

આ પછીનું ગાંધીજીનું કાર્ય પોતાના આદર્શો વિશે, સત્યાગ્રહની ફિલસૂફી વિશે તથા ભારતના વિશિષ્ટ પ્રશ્નોમાં એ ફિલસૂફીના અમલ વિશે જાહેર જનતાને કેળવણી આપવાનું હતું. આ ગ્રંથમાં ગાંધીજી મોટે ભાગે એક શિક્ષણશાસ્ત્રી તરીકે આગળ આવે છે. તેમણે જોઈ લીધું કે જો ભારતે પોતાનું સ્વત્વ ખોવું ન હોય અને પોતાની કાર્યશક્તિ જાળવવી હોય, તો તેની શિક્ષણપદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર કરવો જોઈએ, જેથી પુસ્તકિયા ભણતર તરફનો ઝોક ઘટવા પામે અને શિક્ષણનું કેન્દ્રસ્થાન પામનાર અંગ્રેજી પદભ્રષ્ટ થાય. તેમણે જે કાંઈ કહ્યું અથવા લખ્યું, લગભગ તે બધાંમાં તેમણે સ્વસ્થ અને સુવ્યવસ્થિત જાહેરજીવનની કોઈ ને કોઈ આવશ્યકતા વિશે ચર્ચાવિચારણા કરી છે.

આ ગ્રંથમાં સૌથી નોંધપાત્ર વક્તવ્યોમાં ખૂબ ચર્ચા પામેલાં બનારસ હિન્દુ યુનિવર્સિટીનાં ઉદ્ઘાટનપ્રવચનો, ખૂબ કાળજીથી તૈયાર કરેલા સ્વદેશી ઉપરના મદ્રાસના ભાષણનો તથા અલહાબાદના આર્થિક વિરુદ્ધ નૈતિક પ્રગતિ વિષેના ભાષણનો સમાવેશ થાય છે.

ગાંધીજી આ ગ્રંથમાં ટિળક, શ્રીમતી બેસન્ટ, લાલા લજપતરાય, પંડિત મદનમોહન માલવિયા જેવી પ્રસિદ્ધ વ્યક્તિઓનો અને પૂનાની સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના સભ્યોનો સંપર્ક કેળવતા જોવામાં આવે છે અને વિનોબા, મશરૂવાળા, મહાદેવભાઈ, રાજેન્દ્રપ્રસાદ, કૃપાલાની, કાલેલકર, જમનાલાલ બજાજ, સી. એફ. ઍન્ડ્રુઝ અને બીજા સાથીઓને પોતાની આજુબાજુ ભેગા કરતા જણાય છે. આ ગ્રંથમાં આ બધાને લખેલા પત્રોનો સમાવેશ થતો હોવાથી એક મૂલ્યવાન સામગ્રીભર્યો આ ગ્રંથ બની રહે છે.

ભારત આવીને એમણે ઉતાવળથી કોઈ કાર્યમાં ઝંપલાવ્યું નહિ, પરંતુ કોઈ પણ સાર્વજનિક પ્રશ્ન વિષે કંઈ પણ બોલતાં પહેલાં એક વરસ સુધી ભારતની પરિસ્થિતિનું અવલોકન કરવું એવી ગોખલેની સલાહ તેમણે સ્વીકારી હતી. ગાંધીજીએ એક વર્ષ લગી આ સૂચનાનો અમલ કર્યો. ૧૯૧૫ દરમિયાન આખો દેશ ઘૂમ્યા, અને નેતાઓને મળીને વિચારવિનિમય કર્યો. આ વરસની એમની ડાયરીમાં એમની હિલચાલનો વિગતવાર હેવાલ છે. આ ગ્રંથમાં આ ડાયરીનો સમાવેશ થયો છે. આ એક મૂલ્યવાન ઐતિહાસિક દસ્તાવેજ છે, એટલું જ નહિ પણ ગાંધીજીના વ્યક્તિત્વવિકાસના અભ્યાસ કરનાર માટે ઉપકારક બની રહે છે.

ગ્રંથ ૧૨માં દક્ષિણ આફ્રિકાની પ્રજાએ આપેલા વિદાયના જવાબોમાં સ્વસ્થ હૃદયસ્પંદનો છે, તો આ સંગ્રહમાં ભારતની પ્રજાનાં કેટલાંક જાગૃત વર્તુળોના વિસ્મયભર્યા છતાં ઉમળકાભર્યા આવકારના જવાબરૂપે ગાંધીજીએ કરેલાં ભાષણોમાં એમની જીવનદૃષ્ટિ અને પૃથક્કરણનું સ્પષ્ટીકરણ છે.

## ગાંધીજીનો અક્ષરદેહ–૧૪

આ ગ્રંથ ઑક્ટોબર ૧૯૧૭થી જુલાઈ ૧૯૧૮ સુધીના સમયના ગાળાને આવરી લે છે. ગાંધીજીની સતત પ્રવૃત્તિનો આ ગાળો હતો. ચંપારણમાં કરેલા સત્યાગ્રહ પ્રયોગથી લોકોમાં એમની કાર્યપદ્ધતિ વિષે રસ જાગેલો. અમદાવાદના મિલમજૂરોની હડતાળ તથા ખેડાનો સત્યાગ્રહ ગાંધીજીની કાર્યપદ્ધતિને અને સત્યાગ્રહની એક બીજી જ બાજુને પ્રગટ કરનારી બને છે. આ ઐતિહાસિક ઘટનાઓનો વિગતવાર ઇતિહાસ આ ગ્રંથની વિશેષતા છે. ગાંધીજીનાં આ પ્રકારનાં કાર્યો દ્વારા એમનામાં રાષ્ટ્રના નેતૃત્વની ભૂમિકા રચાતી હતી.

અમદાવાદના મિલમજૂરોની હડતાળ પાછળનું ગાંધીજીનું દૃષ્ટિબિંદુ અહિંસા મારફત માનવ સંબંધોના તમામ પ્રશ્નો હલ કરવાનું હતું. આ દૃષ્ટિબિંદુને સાકાર કરવાની આ તક ગાંધીજીની શ્રદ્ધાની આકરી કસોટી હતી. ગાંધીજી આ આંદોલનને ઉગ્ર બનાવવા આતુર નહોતા. એમણે મિલમાલિકોને અપીલ કરી કે તમે મજૂરોને 'પ્રેમરૂપી હીરની દોરીથી' બાંધી લો. (પૃ. ૧૦૩) એ સામે એમણે મજૂરોને પોતાના હક્કો પ્રત્યે જાગ્રત પણ કર્યા. પણ એ સાથે કોઈ પણ પ્રકારની હિંસાથી દૂર રહેવાની પ્રતિજ્ઞા એમણે મજૂરો પાસે લેવડાવી. આ બન્ને પક્ષોને લડત સંબંધમાં તાલીમ આપવાના હેતુથી તેમણે દરરોજ પત્રિકાઓ બહાર પાડવા માંડી. એમણે મજૂરોને એમની ત્રુટિઓ તરફ ધ્યાન આપવા કહ્યું. વેતનવધારાના

આ સંઘર્ષને તેમની પોતાની રહેણીકરણી સુધારવાના અને પોતાના જીવનને વધુ સંસ્કારી બનાવવાના વ્યાપક પ્રયત્નનું એક અંગ માનતા શીખવ્યું એમણે ધ્યેયની સફળતા માટે ઉપવાસ પર ઊતરવાનું કહેલું આ લડતના અંતમા ગાંધીજીની સમાધાનવૃત્તિના દર્શન થાય છે

અહિંસાના શસ્ત્ર દ્વારા માનવીના મૂળભૂત હક્કો પ્રત્યેની જાગૃતિ અને સંરક્ષણનું શિક્ષણ ખેડા સત્યાગ્રહમાં અપાયું પણ આથીય વિશેષ આ લડતના અંત પછી યુદ્ધપ્રયત્નમા બ્રિટનને એમણે સહકાર આપવા જે સક્રિય તત્પરતા દર્શાવી એમા એમના ઉદાર અને વિચક્ષણ વ્યક્તિત્વનો પરિચય થાય છે એમણે એમ માનેલું કે રાજકીય પરિણામોની દૃષ્ટિએ યુદ્ધપ્રયત્નમા આપેલો સહકાર અંગ્રેજોના સ્વભાવની ઊજળી બાજુ ઉપર પ્રભાવ પાડશે, અને કાંઈ નહિ તો છેવટે તેનાથી દેશમા એટલી તાકાત જરૂર પેદા થશે, જેને લીધે બ્રિટિશ સરકારને માટે હોમરૂલ પ્રાપ્તિની રાષ્ટ્રિય આકાંક્ષાની ઉપેક્ષા કરવાનું અસંભવિત બની જશે જ્યારે ગાંધીજીએ લશ્કરી ભરતીની સલાહ આપી ત્યારે આ અહિંસાનો પૂજારી આવું વલણ દાખવે એનું ભારે વિસ્મય હતું આવા વલણ અંગેની મિત્રોની ટીકાના ઉત્તરમા ગાંધીજીના શબ્દો નોંધપાત્ર છે 'કાયરતાને છુપાવવા માટે અહિંસાનું શરણ ન લઈ શકાય હું પોતે તો કલ્પી શકાતા કોઈ પણ સંજોગોમા અહિંસાથી દૂર રહેવાનો છું પણ મારી માફક અહિંસાની સર્વોપરિતા સ્વીકારતા ન હોય તેમને હું સલાહ આપીશ કે ભય કે નિર્બળતાને કારણે હિંસા કરતા અચકાવું નહિ'

ગાંધીજીએ આ ઉપરાંત આ ગ્રંથમા કેળવણી અને શિક્ષણના માધ્યમ અંગેના પ્રશ્નોની સારી ચર્ચા કરી છે વળી આ ગ્રંથનું નોંધપાત્ર લક્ષણ એમના પત્રોની નિપુણતા છે આ પત્રોમા રાજકીય અને બીજા સવાલોની તલસ્પર્શી વિચારણા સાથે પત્ર મેળવનાર વ્યક્તિઓના જીવનમા પણ રસ લે છે જેમ જેમ એમના અંગત અને રાજકીય સંબંધોનું વર્તુલ મોટું થતું જાય છે, જાહેર કાર્ય વધુ કઠણ બનતું જાય છે, તેમ તેમ સ્ત્રીઓ અને પુરુષો વિષેની તેમની ચિંતા વધુ ને વધુ ઊંડી અને ક્રિયાશીલ બનતી જાય છે

## ગાંધીજીનો અક્ષરદેહ–૧૫

આ ગ્રંથમાં ઑગસ્ટ ૧૯૧૮થી જુલાઈ ૧૯૧૯ સુધીના ગાંધીજીના લખાણોનો સમાવેશ થાય છે ગાંધીજીના હાથમા રાષ્ટ્રીય નેતૃત્વ આવ્યું અને લોકોને એમણે સત્યાગ્રહના સિદ્ધાન્તોની કેળવણી આપીને રાષ્ટ્રીય જાગૃતિને રચનાત્મક સ્વરૂપ

આપવાનો પ્રયાસ કર્યો. આ ગ્રંથ ગાંધીજીના આ પ્રકારના મહાપ્રયાસનો પરિચય કરાવે છે.

અમદાવાદના મિલમજૂરોની હડતાળનું સંચાલન, ખેડા જિલ્લાનો સત્યાગ્રહ, અને રંગરૂટોની ભરતી દ્વારા સરકારને સહાય કરવાના કાર્યના સાતત્યને લીધે, ગાંધીજીએ જે અવિરત પરિશ્રમ કર્યો એના પરિણામે ગાંધીજી ૭ માસની બીમારીમાં સપડાયા. એમના એ આરામગાળા દરમિયાન એ રાષ્ટ્રીય લડતમાં ઊંડે સુધી ઊતરી આવ્યા. આ ૭ માસના ગાળામાં રાજકીય દષ્ટિએ કોઈ મહત્ત્વનો બનાવ બન્યો નથી પરંતુ ગાંધીજીના હૃદયની માનવતાભરી કોમળ લાગણીઓ પ્રગટ થવાની દૃષ્ટિએ એમાં ઘણી સામગ્રી ભરેલી છે. કશા પણ આડંબર વિનાની સત્યનિષ્ઠાથી એમણે પોતાની આ બીમારીને પોતાની ભૂલના પરિણામ તરીકે સ્વીકારી લઈને ધીરજથી સહી લીધી. એમના મનની શાન્તિ અને સ્વસ્થતા ઉપર શારીરિક કષ્ટની કશી અસર ન થઈ. એ કષ્ટ પ્રત્યે ગાંધીજીએ અનાસક્ત વૃત્તિ રાખી. આ સમયના પત્રોમાં ગાંધીજીની નમ્રતા એક આંતરિક પ્રવાહની માફક વહેતી દેખાય છે, અને તે એ પત્રોને કર્મશીલ વ્યક્તિ કરતાં, ચિંતનશીલ વ્યક્તિને વધુ સહજ એવી મધુર સુવાસ અર્પે છે. એવું દેખાય છે કે, જાણે આત્મ-આવિષ્કાર માટેનું કર્મનું ક્ષેત્ર બંધ થવાથી, ગાંધીજીએ આત્મતત્ત્વની નવી બાજુનો આવિર્ભાવ કરવા માટે પ્રગટ શબ્દોનો આશરો લીધો છે. આ માંદગીએ ગાંધીજીના આધ્યાત્મિક ઘડતરમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે.

બીજા ગ્રંથોની માફક આ ગ્રંથ પણ અંગત પત્રોથી સમૃદ્ધ બન્યો છે. આ ગ્રંથના પહેલા જ પત્રમાં ગાંધીજી લખે છે કે ચંપારણ, ખેડા અને અમદાવાદની લડતોમાં " હું એની જ ઇચ્છાને, બીજા કશાને નહિ, અનુસર્યું છું. એ મને ઘેરાતા ઘન અંધકારમાંથી દોરી જશે." ભયંકર શારીરિક યાતના આપી રહેલી માંદગીને મિઠાશથી આનંદકર બાપુભાઈ ધ્રુવ ઉપર લખેલો પત્ર આનંદભર્યા સમર્પણનો ભાવ પ્રગટ કરે છે. 'હું બારીકીથી જોઈ શકું છું કે કુદરતના જેવું કોઈ દયાળુ છે નહિ. કુદરત એ ઈશ્વર છે. અને ઈશ્વર એ પ્રેમ છે. અને ભૂલને સારુ પ્રેમના દંડ થયા જ કરે છે. હું આ માંદગીમાં બહુ શીખી ગયો છું.' ગ્રંથને અંતે એમણે જે કહ્યું છે એ એમના કર્મઠ અને અધ્યાત્મ-જીવનનો સમન્વય છે : 'શુદ્ધ પ્રાર્થના એ કરી શકે છે કે જે તે મુજબ ચાલતો હોય.'

આ ગ્રંથમાં ગાંધીજીનું આધ્યાત્મિક વ્યક્તિત્વ સવિશેષપણે પ્રગટતું હોવાથી અન્ય બનાવો કે હકીકતોની નોંધ ગૌણ ગણી છે.

## બાળઉછેરમાં ડોકિયું

બાળઉછેર–વિષયક શ્રી વસંત નાયકનું આ પુસ્તક માનસશાસ્ત્રીય રહ્યું હોવા છતાં એનું નિરૂપણ લોકોપયોગી પણ બન્યું છે. એથી બાળઉછેરમાં રસ લેનાર સૌને વૈજ્ઞાનિક માર્ગદર્શન પૂરું પાડે એવું આ પુસ્તક બન્યું છે.

લેખકનું માનસશાસ્ત્રનું જ્ઞાન, બાળકો સાથેનો સીધો સંપર્ક અને વિશાળ અવલોકન આ પુસ્તક પાછળ રહેલાં જણાય છે. લેખકે લગ્નજીવનથી પુસ્તકનો પ્રારંભ કર્યો છે. એમણે બાળઉછેરની ઝીણી ઝીણી વિગતો, બાળકની વય અનુસાર એનો શારીરિક વિકાસ, ભાષાવિકાસ, બાળકની રમત અને એનાં રમકડાં, બાળકના આવેગોનો વિકાસ, બાળકને માબાપની બેકાળજીને લીધે નડતા અકસ્માતો અને માબાપનાં મૂઝવતાં વર્તન તથા એમનાં વર્તનની અસંગતિઓને લીધે બાળકને થતી મૂંઝવણ વગેરે અત્યંત ઉપયોગી ગણાય એવા વિષયોને આ પુસ્તકમાં નિરૂપ્યા છે.

બાળકના વ્યક્તિત્વનો વિકાસ એવા સૂક્ષ્મ ક્રમમાં થાય છે કે એ બધી પળોની ઝીણવટભરી નોંધ રખાતી નથી. આમ છતા બાળકના વિકાસની નોંધ રાખવાની આવશ્યકતા લેખકે સમજાવી છે. બાળક ક્યારે બેસતું થયુ, પહેલો દાંત ક્યારે ફૂટ્યો, શબ્દોચ્ચારણ ક્યારે થયુ વગેરે ઘટનાઓ બાળકના વિકાસમાં બહુ મહત્ત્વની છે. એની નોંધ જાગૃત માબાપ રાખી શકે, એ માટે એક ખાસ 'ફૉર્મ' લેખકે તૈયાર કર્યું છે. પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે વિષયને અનુરૂપ ચિત્રો મૂક્યાં છે. ભાષા સરળ છે. માનસશાસ્ત્રીય પરિભાષાનો ખપપૂરતો યોગ્ય ઉપયોગ કરવા છતાં પુસ્તક લોકભોગ્ય બન્યું છે એ બદલ લેખકને ધન્યવાદ.

લગ્નજીવન પછીનો તબક્કો માનવજીવન માટે કેટલો મહત્ત્વનો છે એનુ ગંભીરતાપૂર્વક પરિશીલન આપણે ત્યાં થયું નથી. ખરેખર તો અમુક વય પછી આ તબક્કાની કેટલીક વાસ્તવિકતાઓનો પરિચય આપણી શિક્ષણપદ્ધતિમાં આવી જવો જોઈએ. જ્યારથી જીવનનો આરંભ થાય છે અથવા જીવનની ગંભીરતા-પૂર્વક ઉપાસના કરવાનું જ્યારથી આરંભાય છે ત્યારે એ અંગેની કશી જ તાલીમ વિનાના સંખ્યાબંધ લોકો ભણેલા હોવા છતાં 'અભણ'ની જેમ જ વર્તે છે. આમાં ય માતા–પિતા તરીકે જવાબદારી એ તો એક નવા જ જીવનના વિકાસ માટેની તાલીમ આપવાની છે. બાળઉછેરની જવાબદારી આપણે ત્યાં સ્ત્રીઓ–માતાઓ પૂરતી જ મર્યાદિત સમજવામાં આવી છે. પરંતુ બાળઉછેર એ સહિયારી જવાબદારી છે. જેટલી માતાની જવાબદારી છે એટલી જ ગંભીર

જવાબદારી પિતાની પણ છે, આવી ગભીર જવાબદારી પ્રત્યે જાગૃત કરતુ આ સમગ્ર મનોરંજનાત્મક પુસ્તક કેટલીય દષ્ટિએ પ્રત્યેક માતપિતાને વિચાર કરતા કરી મૂકશે એ આ પુસ્તકની નાનીસૂની સેવા નથી એના લેખકને અભિનદન

## અર્વાચીન ભારતીય કેળવણીનો વિકાસ–૧૭૮૫થી ૧૯૬૭

(લેખક ડૉ ધનવત દેસાઈ)

ભારતીય કેળવણીના છેલ્લા બસો વર્ષોનો ક્રમબદ્ધ અને સળગ ઇતિહાસ આલેખતો ગુજરાતી ભાષામા પ્રગટ થયેલો, ડૉ ધનવત દેસાઈનો આ પહેલો ગ્રથ છે અગ્રેજી ભાષામા આ વિષયના ગ્રથો નુરુલ્લા–નાઈક, ડૉ મુખરજી, શ્રી ભગવાન દયાલ અને મિકવેરાના છે પણ આ પુસ્તક અગ્રેજી ગ્રથોને આધારે કે તરજૂમાની દષ્ટિએ તૈયાર થયુ નથી, પરતુ વાચકને ભારતીય કેળવણીના ઇતિહાસના પ્રવાહો અને પ્રશ્નો સમજવામા જરૂરી ભૂમિકા પૂરી પાડે તેમજ દષ્ટિ કેળવે એવી રીતે આ ગ્રથનુ આયોજન થયુ છે એ માટે લેખકે કેળવણીના ઇતિહાસની લબાણપૂર્વક રાજકીય સામાજિક અને આર્થિક ભૂમિકા આપવાનો પ્રયાસ કર્યો છે આ ગ્રથનુ આ પ્રકારનુ આયોજન લેખકની ઇતિહાસલેખનવિષયક સાચી દષ્ટિનો ખ્યાલ આપે છે

આ ઇતિહાસગ્રથ ચાર વિસ્તૃત ખડોમા વહેચાયેલો છે પ્રથમ ખડમા લેખકે યુરોપીય પ્રજાના ભારતમા આગમનથી આરભ કર્યો છે અને છે ૧૯૪૭ સુધીના આર્થિક, સામાજિક અને રાજકીય પરિબળોની સમીક્ષા કરી છે બીજા ખડમા બ્રિટિશ શાસન દરમિયાન કેળવણીની નીતિ વહીવટ અને અર્થવ્યવસ્થાનો વિકાસ નિરૂપ્યો છે રાજ્યની શૈક્ષણિક નીતિનુ મડાણ, ઘડતર અને દઢીકરણ છેલ્લા બે સૈકામા કેવી રીતે થયુ એનુ આલેખન કરીને લેખકે બ્રિટિશ રાજ્યની શૈક્ષણિક નીતિની સમીક્ષા કરી છે મધ્યસ્થ સરકાર દ્વારા કેળવણીના વહીવટનો વિકાસ, પ્રાન્તીય સરકારો દ્વારા કેળવણીનો વહીવટ, કેળવણી ખાતાનો વિકાસ અને બ્રિટિશ રાજ્યની કેળવણીના વહીવટને લગતી સિદ્ધિઓ અને સમસ્યાઓનુ ચિત્ર આલેખ્યુ છે, અને છેલ્લે કેળવણીના અર્થતત્રનો વિકાસ આલેખ્યો છે

આખા ય ગ્રથમા ત્રીજો ખડ વધારે રસભર્યો બન્યો છે લેખકે આ ખડમા પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનો વિકાસ આલેખ્યો છે આ ઉપરાત ધધાદારી અને ટેકનિકલ કેળવણીનો વિકાસ પણ આલેખ્યો છે આમ આધુનિક કેળવણીના સર્વાગી પાસાના વિકાસનુ રસભર્યું નિરૂપણ છે લેખક ભારતીય કેળવણીની કેટલીક સમસ્યાઓ પૈકી રાષ્ટ્રીય કેળવણી, મફત અને ફરજિયાત કેળવણી,

જનતાની કેળવણી અને અક્ષરજ્ઞાનનો વિકાસ, સ્ત્રીકેળવણી, શિક્ષણનું માધ્યમ, ધાર્મિક શિક્ષણ વગેરેની સમીક્ષા કરી છે.

ચોથા ખંડમાં લેખકે સ્વતંત્ર ભારતમાં કેળવણીના વિકાસની વહીવટી અને આર્થિક બાજુની સમાલોચના કરી છે તેમ જ ભારતીય કેળવણીની વર્તમાન સમસ્યાઓ અને કોઠારી શિક્ષણપંચના હેવાલની ચર્ચા પણ કરી છે.

આ પુસ્તકની અભ્યાસલક્ષી વિશેષતા એનાં પરિશિષ્ટો છે. આ મૂલ્યવાન ગ્રંથની ભાષા પણ સાહિત્યિક છે. આખું પુસ્તક એની રજૂઆત અને લેખનરીતિની દૃષ્ટિએ ઘણું જ મૂલ્યવાન છે. મ. સ. યુનિ.એ આવા મૂલ્યવાન પુસ્તકનું પ્રકાશન કરી શૈક્ષણિક ક્ષેત્રમાં નોંધપાત્ર સેવા કરી છે. લેખકે ઉઠાવેલો પરિશ્રમ લેખે લાગ્યો છે અને એમનું લખાણ ગૌરવ અપાવે એવું છે.

**આનંદધારા (શ્રી યશોધર મહેતા)**

'મનુષ્ય જ્યારે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે ત્યારે સાધના દ્વારા આ નામરૂપાત્મક જગતને તેણે અંદર સંકેલી લેવું પડે. કાલી એટલે નામરૂપાત્મક વિશ્વનો લય કરીને બ્રહ્મનું એટલે કે શિવનું સાયુજ્ય પમાડનારી શક્તિ. એ શક્તિ પેલા વર્ણમાલારૂપ ૫૧ અક્ષરોનો સંહાર કરનારી હોવાથી ૫૧ મસ્તકો છેદી પોતાના ગળામાં તેનો હાર પહેરનારી કલ્પવામાં આવી છે આ વસ્તુ જેઓ સમજે છે તેઓ હિન્દુઓની સર્જક કલ્પનાશક્તિ ઉપર મુગ્ધ થાય છે અને તેમને અજ્ઞાની મૂર્તિપૂજકો માનતા નથી સંસારનો માનસિક રીતે સંહાર કરવા પ્રવૃત્ત થયેલા સાધકને મન મૂર્તિ એ માત્ર આલંબન છે.' (પૃ ૨૩૪–૩૫)

આ પરિચ્છેદ આ પુસ્તકના લેખક શ્રી યશોધર મહેતાની તાત્પર્યબુદ્ધિનો દ્યોતક છે. આમ જોવા જતાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનો પરામર્શ આ વિચારમાં વ્યક્ત થયો છે, પણ તદુપરાંત આ પુસ્તકના ૫૧ નાના નાના લેખોમાં લેખકના વૈચારિક, ઊર્મિલ અને સંવેદ્ય પ્રતિભાવો આલેખાયા છે.

સાહિત્યસ્વરૂપની દૃષ્ટિએ આ પુસ્તક આત્મલક્ષી નિબંધોમાં આવે, કેમ કે એમા લેખકનો અભિગમ સીધો તેમ જ માત્ર વૈચારિક ભૂમિકાથી થતો નથી. પણ વિચારમાત્રથી એમના ચિત્તતંત્રમા જે પ્રકારનો સંક્ષોભ થયો છે એને રસભરી ભાષામાં અભિવ્યક્તિ મળી છે. આમા મુખ્યત્વે તો લેખકનો ભારતીય સંસ્કાર અને સંસ્કૃતિ પ્રત્યેનો પ્રેમાદર જ વ્યક્ત થયો છે આચાર્ય રજનીશજી કે મહેશ યોગીના પ્રસાર્યાતી વલણોની અધિકૃત તપાસ પણ આ પુસ્તકનાં પાનાંઓમાં

મઅદા઼ે છે. શ્રી યશોધરનો પુણ્યપ્રકોપ અને મૂકવિદાના મર્મનું ઇંગિત આપવાનું એમનું કૌશલ આવા લેખોમાં મળે છે

નિબંધોમાં વૈવિધ્ય ઘણું છે. સાહિત્યમગે આવેલા અને સાહિત્ય પ્રયેનો એમનો જીવંત સંપર્ક પ. આ પુસ્તકના કેટલાક નિબંધોમાં વરતાય છે કાન્તિરામ, ગોવર્ધનરામ, ઉમાનંકર અને અનંતરાયના વ્યક્તિત્વ અને કાર્ય સાથેની એમની આત્મીયતા આ઼ર઼ભના લેખોમા જણાયા વિના રહેતી નથી

આ ઉપરાન્ત આ નિબંધોમા એમના પ્રવાસને લગતા નિબંધો સૌથી વધુ આસ્વાદ્ય બન્યા છે. આ નિબંધો સર્જનાત્મક લલિત નિબંધનાના સુંદર નમૂના બની રહે છે લેખકની સર્જક પ્રતિભા, કલ્પનાનું ઉડ્ડયન અને પોતાની ભાવના-સૃષ્ટિ સાથે પોતે કરેલા દર્શનનું તાદાત્મ્ય-વાચનારના હૃદયને સ્પર્શી જાય છે આવા નિબંધોમા એમના સંપર્કમા આવતી માનસસૃષ્ટિના રેખાંકનો તાદ્દશથી આલેખનામા છે એમણે જ્યાં જ્યાં નજર કરી છે ત્યાથી એમના હૃદયના સંસ્કારે રસાનુભૂતિ માણી છે, એમની બુદ્ધિએ સંસ્કૃતિનું અભિવાદન કર્યું છે અને ભાવાત્મક તાત્પર્યનું ગોવન કર્યું છે આથી આ 'આનંદધારા' સાર્થ બને છે લેખકને અભિનંદન.

સરદાર વલ્લભભાઈ પટેલના લેખો (સંપાદક મણિભાઈ૯ન વ નભભાઈ પટેલ)

સરદાર વલ્લભભાઈ પટેલે પોતાના જીવનકાળ દરમિયાન લેખ સ્વરૂપે ભાગ્યે જ કંઈ લખ્યું હોય ૧૯૨૦થી આરંભી જીવનના અંતકાળ લગી એમણે જે કંઈ લેખો લખ્યા એને મણિભાઈ૯ન પટેલે આ ગ્રંથમા સંપાદિત કર્યા છે

આ લેખોનું મહત્ત્વ પ્રાસંગિક છે એથી એમા ચિરંજીવ વૈચારિક બળ હોવાની સંભાવના નથી. આમ છતા આ લેખોનું એક દસ્તાવેજી મૂલ્ય છે ખરું જે તે પ્રસંગોએ એમના હૃદયને હલાવ્યું છે એને એમણે કદી ઉદ્‌બોધનરૂપે, નિવેદનરૂપે કે સમજણ આપવાની દૃષ્ટિએ શબ્દસ્વરૂપ આપેલું વલ્લભભાઈની વાણીનું બળ અજોડ હતું ભાષાનું ગૌરવ પણ એમના ગ્રંથસ્થ ભાષણો વાચતા આજે પણ અનુભવી શકાય છે લેખોમા કાણું જાણે એનો બધો પ્રભાવ વરતાતો નથી અત્રે સંપાદિત લેખોમા 'સિંહનો શિકાર' અને 'શ્રદ્ધાની કસોટી' જેવા કેટલાક લેખો આજેય વાચવા ગમે એવા છે

વલ્લભભાઈ માત્ર શબ્દના નહિ પણ કર્મના માણસ હતા જ્યારે કર્મ પરાયણતાનો પડઘો એમના લેખોમા પડે છે ત્યારે એ લખાણ અસરકારક બને છે સંપાદકે લેખકના તમામ લેખોને સમાવીને આ પ્રકાશન દ્વારા એક દસ્તાવેજી

શક્યતા સુલભ કરી આપી છે. પણ લેખકની કાર્યપદ્ધતિ અને વિચારધારા વ્યક્ત કરે એવા જ લેખોનું સંપાદન કર્યું નથી. બધું જ પ્રગટ કરી દેવાનું વલણ હોવાથી આમ થયું છે.

**'નવજીવન'ની વિકાસવાર્તા** (લેખક શ્રી મણિભાઈ ભ. દેસાઈ)

'નવજીવન' ગાંધીજીના તંત્રીપણા હેઠળ નીકળતા એક પત્રરૂપે અને પરિણામે એક સંસ્થારૂપે કેવી રીતે વિકસ્યું એની રસભરી અને રોમાંચક કથા ઘણી જ પ્રેરક છે. ગાંધીજીએ કેવા સંજોગોમાં 'નવજીવન'નું તંત્રીપણું લીધું, એમાં એમણે કેવા પ્રકારે લોકશિક્ષણનું કાર્ય કર્યું, એને ચલાવવા અને વિકસાવવા કેવાં કેવાં અંતરાયો, આપત્તિઓ આવ્યાં, અને એમાંથી 'નવજીવન' કેવી રીતે વિકસી રહ્યું એનો પ્રેરક પરિચય આ પુસ્તકમાં મળે છે.

પુસ્તકની ખૂબી એની લેખનપદ્ધતિમાં છે. લેખકે ગાંધીજીના કાર્યની ભૂમિકાને બની શકે ત્યાં લગી એમના જ શબ્દોમાં આલેખી છે અને ગાંધીજીના વિચારો પણ એમાં સાથે જ આવ્યા કરે છે. આમ તો આ પુસ્તકનું મૂલ્ય એક ઐતિહાસિક દસ્તાવેજ જેવું છે, પણ એમાં આપવામાં આવેલી માહિતી લેખન અને રજૂઆતની દૃષ્ટિએ આકર્ષક બની છે.

ગાંધીજીના નિર્વાણ પછીનો ભાગ શ્રી બાલુભાઈ પારેખે લખ્યો છે. એમાં ગાંધીજીના નિર્વાણ પછીના દિવસોમાં પ્રજાહૃદયનો ઉદ્દગાર જે રીતે અત્રે અવતારવામાં આવ્યો છે એ ઘણું જ મહત્ત્વનું છે. ત્યાર પછી 'હરિજનબંધુ' તથા 'હરિજનસેવક'— એ હરિજન પત્રોનું સંચાલન પરંપરાને કેવી રીતે જાળવતું હતું એનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

છેલ્લે પુરવણીમાં 'નવજીવને' કરેલાં મહત્ત્વનાં પ્રકાશનોની વિગત આપવામાં આવી છે. પરિશિષ્ટોમાં પહેલાં અને હાલના ટ્રસ્ટીમંડળની યાદી આપી છે અને વચગાળે જે તે ટ્રસ્ટીઓનાં રાજીનામાં કે નવી નિમણૂકોની યાદી પણ મૂકી છે. 'નવજીવન'ના ઇતિહાસની કેટલીક મહત્ત્વની તારીખોની નોંધ પણ આ ઇતિહાસ-ગ્રંથમાં ઉપયોગી છે.

**ગાંધીજીનું આરોગ્યચિંતન** (શ્રી મહેરવાન ભમગરા)

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિની પ્રકાશનશ્રેણીનું આ પુસ્તક ગાંધીજીના આરોગ્ય-વિષયક વિચારોનો પરિચય આપવા સાથે એની પરીક્ષા પણ કરે છે. એથી પુસ્તિકાની ગુણવત્તા વધી છે. ગાંધીજીએ ૧૯૦૬માં 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન'

એ સૌ પ્રથમ પુસ્તક લખેલું અને છેલ્લે ૧૯૪૨માં 'આરોગ્યની ચાવી' એ પુસ્તક લખેલું. નિસર્ગોપચારના હિમાયતી ગાંધીજીની આરોગ્યદૃષ્ટિ એ પ્રયોગવીરની હતી. એથી એ જીવંત હતી. છતાં વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુથી વિચારતાં કેટલીક માન્યતાઓને લેખક ભ્રામક ગણાવી છે (પૃ. ૭). વળી, ગાંધીજીએ કેટલાંક વિવાદાસ્પદ સૂત્રો પણ આપ્યાં છે. એનું સમાધાન લેખક ગાંધીજીની જીવનદૃષ્ટિમાંથી કરી લે છે. 'માણસનો આહાર સાત્ત્વિક ન હોય તો તેનું મન સાત્ત્વિક ન રહી શકે' જેવાં વિવાદાસ્પદ વિધાનોની પણ નોંધ લે છે. લેખકે ગાંધીજીના આરોગ્યવિષયક ચિંતનના વૈજ્ઞાનિક અભિગમને તથા કસરત પાછળના એમના દૃષ્ટિબિન્દુ પાછળ રહેલા જીવનમૂલ્યને તારવ્યાં છે. આ પુસ્તિકામાં બ્રહ્મચર્ય વિષેના ગાંધીજીના વિચારોની જે વ્યવહારુ પરીક્ષા (આરોગ્યની દૃષ્ટિએ) થઈ છે એ ઉપકારક છે. (પૃ. ૨૨ થી ૨૬)

**ગાંધીજી—એક કેળવણીકાર** (શ્રી મૂળશંકર મો. ભટ્ટ)

ગાંધીજીના જીવનવિકાસમાં એક અપૂર્વ લક્ષણ એ દેખાય છે કે કોઈ વાત સાંભળીને કે વાંચીને કે ચિંતન દ્વારા દિલમાં ઊતરી ગઈ એટલે તેને વર્તનમાં ઉતારતા તેઓ એક પળ પણ ગુમાવતા નહિ. કેળવણીકારનું આ પ્રધાન લક્ષણ છે. પરિચય પુસ્તિકા પ્રવૃત્તિના ભાગરૂપ આ નાનકડી પુસ્તિકામાં ગાંધીજીના કેળવણીના પ્રયોગોનો અને કેળવણીવિષયક એમના વિચારોનો પરિચય કરાવાયો છે. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં કરેલા કેળવણીના પ્રયોગો પાછળની ગાંધીજીની આયોજનશક્તિમાં એક સમર્થ કેળવણીકાર તરીકેનું એમનું વ્યક્તિત્વ ઉપસાવાયું છે. રાષ્ટ્રની મુક્તિ માટે અવિરત પ્રવૃત્તિમાં ડૂબેલા હોવા છતાં જીવનવિકાસ માટે ઝંખતા સંખ્યાબંધ માનવબંધુઓ સાથેનો એમનો પત્રવ્યવહાર પણ એમની શિક્ષણપ્રવૃત્તિનો અગત્યનો ભાગ છે. ભાષાશિક્ષણ, ઉચ્ચારરીતિ, પરીક્ષાપદ્ધતિ અને બાળકોને શિક્ષા વગેરે વિષેના ગાંધીજીના પ્રયોગોના ઉલ્લેખ સાથે એમાંથી ફલિત થતી એમની શૈક્ષણિક દૃષ્ટિ આ પુસ્તિકામાં તારવી આપવામાં આવી છે. ગાંધીજીએ 'સત્યાગ્રહ આશ્રમનો ઇતિહાસ' એ પુસ્તકમાં ૨૭ મુદ્દાના જાહેરનામામાં આપેલાં કેટલાંક સૂચનો કેળવણીના પાયાના સિદ્ધાંતને વિશદ કરે છે. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના અને નઈ તાલીમનો એમનો દૃષ્ટિકોણ ગાંધીજીને એક કેળવણીકાર તરીકે પ્રતિષ્ઠિત કરે છે. લેખકે ગાંધીજીના કેળવણીવિષયક તમામ પ્રયોગોને આલેખીને તથા જરૂર જણાય ત્યાં પ્રાથમિક કેળવણીથી આરંભી, કેળવણીના કૂટ પ્રશ્નો વિષેના ગાંધીજીના વિચારો દર્શાવીને ગાંધીજીના કેળવણીકાર તરીકેના વ્યક્તિત્વનો પરિચય કરાવ્યો છે.

## ગાંધીવિચારો જુનવાણી થઈ ગયા છે? (શ્રી નારાયણ દેસાઈ)

ગાંધીજીના અવસાન ટાણે જવાહરલાલ નહેરુએ કાઢેલા ઉદ્‌ગારો આરંભમાં ટાંકીને લખાયેલી આ પુસ્તિકાની રજૂઆત હૃદયસ્પર્શી છે. એ સાથે એનું નિરૂપણ ચિંત્ય છે. ગાંધીવિચારોને જીવનથી છૂટા પાડી દીધા છે એ કારણને મુખ્ય ગણાવી ગાંધીવિચારની જુનવાણી અવસ્થાને સ્વીકારે છે. પછી ગાંધીજીએ સ્વીકારેલાં–આચરેલાં એકાદશવ્રતમાં રહેલી ચિરંજીવ જીવનદૃષ્ટિની ચર્ચા કરે છે. વળી ગાંધીજીના કાર્યક્રમો પાછળની જીવંત દૃષ્ટિનું મૂલ્યાંકન પણ લેખકે કર્યું છે. દારૂબંધી, ખાદી, ગ્રામોદ્યોગ, સફાઈ, પ્રૌઢશિક્ષણ વગેરે પાછળની ગાંધીજીની દૂરદેશી તારવી છે. સ્ત્રીનો દરજ્જો, માતૃભાષા, રાષ્ટ્રભાષા, મજૂરો, કિસાનો, આદિવાસીઓ, શાંતિસેના, વિદ્યાર્થીઓ વગેરે વિશેના ગાંધીવિચાર આજે પણ કેવી રીતે સિદ્ધ કરી શકાય એ લેખકે દર્શાવ્યું છે.

## કૅન્સર મટી શકે છે (ડૉ. ભાનુ ર. શાહ)

કૅન્સર વિષે પ્રજાને વિશેષ જ્ઞાન આપવાના હેતુથી આ પુસ્તિકા લખાઈ છે. લેખકે કૅન્સર શબ્દની વ્યુત્પત્તિનો અર્થ આપવાથી આરંભી, એનાં લક્ષણો, એની ગંભીરતા, દુનિયાના અન્ય દેશોમાં આ રોગનું પ્રમાણ અને આ રોગ અન્ય દેશોમાં થવાના કારણો વર્ણવ્યા છે. કૅન્સર વારસાગત જ નથી અને ચેપી પણ નથી પરંતુ વહેલું નિદાન જીવ બચાવે. પછી તો કૅન્સરની વૃદ્ધિ ઘણી વેગીલી છે, એમ જણાવ્યું છે. શરીરમાં કૅન્સરની ભૂમિકાના ચિહ્નો સામે સજાગ રહેવાની સૂચનાઓ આપીને એના નિદાનની રીત લેખકે દર્શાવી છે. શરીરના જુદા જુદા ભાગો ઉપર કૅન્સર થવાના કારણો દેશ–કાળને લીધે હોય છે. આ યુગમાં જીવતા પ્રત્યેક માણસને આ રોગ વિષેની માહિતી હોવી જરૂરી છે. આ પુસ્તિકા આ જરૂરિયાતને સંતોષે છે.

## સ્પીકરની કામગીરી (શ્રી નગીનદાસ સંઘવી)

ભારતની સંસદીય લોકશાહીમાં લોકસભામાં અને રાજ્યોની ધારાસભાઓમાં સ્પીકરની કામગીરીનો ખ્યાલ આપતી આ પુસ્તિકામાં આ વિશિષ્ટ પદનો ઇતિહાસ આપવામાં આવ્યો છે, જેથી આ સ્થાનનું ગાંભીર્ય એની પરંપરામાંથી સમજી શકાય. ઇંગ્લેન્ડ અને અમેરિકાના સ્પીકરપદ વચ્ચેની ભિન્નતાનો લેખકે નિગતે પરિચય કરાવ્યો છે અને એ સાથે ભારતના સ્પીકરની કામગીરીની મર્યાદા પણ દર્શાવી છે. ભારતમાં સ્પીકર તટસ્થ નથી. 'લોકશાહીમાં ગેરશિસ્ત ખાળવા માટે બહારના નિયંત્રણો લાદવાનું પગલું અતિશય જોખમરૂપ બની

જવાનો સંભવ છે. તેથી આ પ્રકારની ગેરશિસ્ત ખાળવાનો એક માત્ર માર્ગ સ્પીકરનું સ્થાન વધારે દૃઢ કરવું, વધારે માનને પાત્ર બનાવવું' એમ લેખકનું માનવું છે. ઇંગ્લેન્ડમાં જે વ્યવસ્થા પરંપરાને આધારે ઊભી થઈ છે તે આપણે કાયદેસર ઊભી કરવી જોઈએ, કેમ કે આપણા દેશ માટે પૂર્ણપણે તટસ્થ સ્પીકરની જરૂરિયાત અત્યંત તીવ્ર બનેલી છે.

## અમેરિકા આવું છે (શ્રી મીનુ એન્જિનવાલા)

આધુનિક અમેરિકાનો પરિચય કરાવતી આ પુસ્તિકા અમેરિકાના ભૂતકાલીન વારસાને અને એના ઇતિહાસને ટૂંકમાં આલેખે છે. અમેરિકાના બંધારણ, રાજ્યપદ્ધતિ, એના વિગ્રહો અને આર્થિક મંદી જેવા ગાળાઓનો ઉલ્લેખ કરી છેલ્લાં વીસ વર્ષમાં વિકસેલા દુનિયાના આ મહાન રાષ્ટ્રમાં વિકાસની અપાર શક્યતાનાં કારણો અને એમાં શિક્ષણ માટે પૂરતી તકોનો ખ્યાલ આપ્યો છે. એ સાથે અમેરિકનો કેવા અજંપ, અધીરા, જિજ્ઞાસુ અને ગતિશીલ છે એનો પરિચય આપતાં એમણે એક અજાણ્યા ટાપુને આખી દુનિયામાં આગળ મૂકી આપ્યો એનું દૃષ્ટાન્ત આપ્યું છે. હાલમાં અમેરિકામાં હબસીઓનો ઉત્કર્ષ કેવી રીતે થઈ રહ્યો છે, શાળા અને યુનિવર્સિટીઓ કેવી રીતે મોખરે આવી રહી છે એનો નિજો પરિચય મળે છે. સામી બાજુ આ સમૃદ્ધિની રેલંછેલવાળા આ રાષ્ટ્રમાં કુટુંબવ્યવસ્થા તૂટી રહી છે. કુટુંબના સભ્યો વચ્ચે સમજણ અને પ્રેમની ખાઈ વિસ્તરતી રહે છે, એકલતાભરી વૃદ્ધાવસ્થા સમાજની હવે એક અનિવાર્યતા બની ગઈ છે. ખૂબ ઝડપી પરિવર્તનની કિંમત આ રીતે પણ ચૂકવાય છે. આધુનિક અમેરિકાની ગતિ બિનધાર્મિકતા તરફ છે. લેખકે છેલ્લે ભારત અને અમેરિકા વચ્ચે આંતર–બાહ્ય ખોજની દૃષ્ટિએ જે તુલના કરી છે એ ખૂબ રસભરી બની છે અને વિશ્વ પરનાં આ બે મહાન રાષ્ટ્રોને સમજવામાં ઉપકારક બને એવી છે.

## ભારતની અકાદમીઓ ( સરલા જગમોહન )

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભારતના જીવનની બદલાયેલી તાસીરના પરિણામે, સાંસ્કૃતિક સમન્વયનો નવો અભિગમ–તે આ અકાદમીઓ. સાહિત્ય અકાદમી, લલિતકલા અકાદમી તથા સંગીતનાટક અકાદમીની સ્થાપનાનો ઇતિહાસ, એનાં બંધારણ, ઉદ્દેશો, પ્રવૃત્તિઓનો પરિચય આ પુસ્તિકા કરાવે છે. રાજ્યકક્ષાએ પણ સાહિત્ય અને કલાના પ્રસાર અને પ્રોત્સાહન માટે પ્રયાસો થાય છે એનો ઉલ્લેખ

કરી સ્વતંત્ર રાષ્ટ્રની સંસ્કૃતિ–સુરક્ષાનો પુરુષાર્થ કેવો છે એનો આલેખ દોર્યો છે.

### ચંદ્ર પર ઉતરાણ (શ્રી વિજયગુપ્ત મૌર્ય)

સો વર્ષ પહેલાં ફ્રેન્ચ વિજ્ઞાનકથાલેખક જુલે વર્ને 'પૃથ્વીથી ચંદ્ર સુધીની સફર' નામની એક વૈજ્ઞાનિક સાહસકથા લખેલી. એમાં વિજ્ઞાન, અટકળ અને કલ્પનાનું સંમિશ્રણ હતું. પણ ૧૯૬૮માં ત્રણ અમેરિકન ચંદ્રયાત્રીઓ ચંદ્રની દસ પ્રદક્ષિણા કરવા ગયા ત્યારે જુલે વર્ને લખ્યું હતું એ બધું સાચું પડ્યું! આવા આશ્ચર્યકારક સામ્યના ઉલ્લેખ સાથે આરંભાતી આ પુસ્તિકા મહત્ત્વાકાંક્ષી માનવના પુરુષાર્થ–પરાક્રમને આલેખે છે. આધુનિક વિજ્ઞાને મેળવેલી સિદ્ધિનાં દૂરગામી પરિણામો પણ કલ્પનામાં ડુબાડે છે. લેખકે આવા પ્રયોગો પાછળના હેતુને સ્પષ્ટ કરી, આ રીતના અવકાશયાત્રીઓના પ્રયોગોનો ઇતિહાસ આપ્યો છે. અમેરિકા અને રશિયાના આ પ્રચંડ પુરુષાર્થની લેખકે તુલના પણ કરી છે. ચંદ્ર પરની સગવડો અને મુશ્કેલીઓનો પરિચય કરાવ્યો છે. એપોલો–૯ના યાત્રીઓના રોમાંચક અનુભવો પાછળ ક્યાં વૈજ્ઞાનિક સત્ય રહેલાં છે, તેમ જ એપોલોની યોજના કેવી વિસ્મયભરી છતાં વૈજ્ઞાનિક પદ્ધતિની છે એનો રસભર્યો પરિચય કરાવ્યો છે.

### અણુવીજળી (શ્રી રોહિત દવે)

વીજળીનું ઉત્પાદન કરવાની રીતોમાં કઈ રીત વધુ ખર્ચાળ છે એ દર્શાવી અણુવીજળી કેવી રીતે ઉત્પન્ન થાય એની વૈજ્ઞાનિક સમજ આ પુસ્તિકામાં આપવામાં આવી છે. અણુના કેન્દ્રમાં પ્રોટોન્સ અને ન્યુટ્રોન્સ નામના મુખ્યત્વે બે પ્રકારના રજકણોમાં રહેલી નેગેટિવ અને પોઝિટિવ વીજળી કઈ પ્રક્રિયાથી વીજળી શક્તિમાં પરિણમે છે એ રસભરી રીતે દર્શાવ્યું છે.

ભારતમાં અણુશક્તિ દ્વારા વીજળી ઉત્પન્ન કરવાનો આગ્રહ ડૉ. ભાભાએ સેવ્યો હતો. એમણે તો છેક ૧૯૪૪માં આ રીતે વીજળીશક્તિ ઉત્પન્ન કરવા સૂચવેલું ત્યારે ભારતમાં આ પદ્ધતિ ખર્ચાળ પડે અને વીજળી મોંઘી પડે એમ જણાવી વિરોધ થયેલો. ૧૯૫૪ થી અણુશક્તિ દ્વારા વીજળી ઉત્પન્ન કરવાનો પુરુષાર્થ કેવી રીતે થયો એનો ઇતિહાસ આપી, ભારતના મુખ્ય વીજળી ઉત્પાદક મથકોનો પરિચય લેખકે કરાવ્યો છે. આ પુસ્તિકા આપણી સમીપ રહેતી હંમેશની વીજળીશક્તિના રહસ્યને તથા એના ઉત્પાદક પુરુષાર્થને પ્રગટ કરે છે.

## ખાધપૂરક પદ્ધતિ શુ છે? (શ્રી નરોત્તમ શાહ)

જેને અગ્રેજીમા ‘ડેફિસિટ ફાયનાન્સિગ’ કહે છે અને ગુજરાતીમા ‘ખાધ પૂરક પદ્ધતિ’ કહે છે, એના વિશે ઘણા લોકોને કઈક આવો ખ્યાલ હોય છે સરકારની આવક કરતા ખર્ચ વધી જાય ત્યારે નોટો છાપીછાપીને સરકાર આવક-ખર્ચ વચ્ચેની ખાધ પૂરી કરે એ ખાધપૂરક પદ્ધતિ કહેવાય તથ્યવાળી આ સમજ હોવા છતા એમાં રહી જતા પાયાના મુદ્દાની સમજ આ પુસ્તિકામા આપવામા આવી છે નાણુ નાણાના પ્રકાર રિઝર્વ બેક અને એની દેખરેખ તળે કામ કરતી અન્ય બેકો-તથા સરકાર-વચ્ચેની કાર્યપદ્ધતિનો પરિચય કરાવી અત્યારની આવકવેરાની પદ્ધતિનુ મૂલ્ય સમજાવી પ્રજાએ આ વિષયને કેવી રીતે સમજવો જોઈએ એનુ માર્ગદર્શન લેખક વિશદ રીતે કરાવ્યુ છે ભાવો શા માટે વધે છે એના કારણો તપાસી ફુગાવાનો યુગ કેવી રીતે પૂરો કરી શકાય એ દર્શાવ્યુ છે આ વિચાર પાછળ લેખકે શાસ્ત્રીય વિચારપદ્ધતિ તેમ જ આપણા દેશની પ્રજાના બિનજરૂરી અને પ્રાણઘાતક વલણનો લાક્ષણિક મૂલ્યાકન કર્યા છે ‘અપવિકસિત અને અભણ દેશના લોકો અટપટુ અર્થશાસ્ત્ર ન સમજે અને સરકારને ફુગાવાને માર્ગે ચાલવાની ફરજ પાડે એ હજી સમજી શકાય એમ છે પણ ન સમજી શકાય અને ન ક્ષમા કરી શકાય એવી વાત એ છે કે કાગ્રેસી તેમ જ બિનકાગ્રેસી વિરોધપક્ષના બધા આગેવાનો લોકોના એ વલણને પોતાની જોરદાર ઝુબેશો દ્વારા સતત મજબૂત બનાવ્યા કરતા હોય છે કરવેરા સામેના આદોલનો આપણે ત્યા એક પ્રણાલિકા સમાન બની ગયા છે પણ ખાધપૂરક સામે કોઈ હડતાળ કે મોરચા હજી થયા નથી -ખાધપૂરણનુ આ ગભીર ક્યારનુ અભ્યાસ માગી લે તેવુ છે

## ખેતી પર આવકવેરો (શ્રી સુધન્વા વી. આર)

ભારતમા કૃષિક્ષેત્રે આવકવેરાની વિચારણા ૧૮૭૫મા થઈ હતી ઇન્ડિયન ટેક્સેશન ઇન્ક્વાયરી કમિટિએ ખેતીવાડીમાથી થતી આવકને આવકવેરામાથી અપાતી ચાલુ મુક્તિ માટે કોઈ ઐતિહાસિક કે શાસ્ત્રીય દષ્ટિએ કારણ જોયેલુ નહિ પરદેશી શાસનકાળ દરમિયાન ખેતીમાથી થતી આવક પર લેવાતા વેરાનો લેખકે એ અગાઉની મહેસૂલ પદ્ધતિને પણ આ રીતના વેરામા ગણાવી છે અત્યારની પરિસ્થિતિમા આ પ્રશ્ન અગે જે રાજકારણ પ્રવર્તે છે એનો પરિચય આપીને ભિન્નભિન્ન રાજકીય પક્ષોના અભિપ્રાય ટાકીને ખેતી પર આવકવેરો શા માટે હોઈ શકે એની ચાર દલીલોની રસભરી ચર્ચા કરી છે

**કૉલેજજીવન** (શ્રી ફાધર વાલેસ)

પુસ્તક હાથમાં પકડી, પાના પર નજર પડે અને શબ્દો વંચાતા જાય તેમ તેમ અનુભવાય કે આપણે વાંચતા નથી, સાંભળીએ છીએ. પીઢ, સહૃદયી, જીવનના મર્મને જાણનાર ઉપરાંત નવા પ્રશ્નોને ખૂબ ઊંડાણથી સમજનાર, આપણાથી ક્યાંય દૂર હોવા છતાં આપણી ખૂબ જ નજીક બેઠેલા–એવા આ પુસ્તકના લેખકની આત્મીયતાનો સ્પર્શ થયા વિના રહેતો નથી. લેખક એક શિક્ષક છે, શિક્ષણને એક વ્યવસાય તરીકે નહિ પણ મિશન તરીકે વરેલા છે. વિદ્યા અને વિદ્યાર્થી એ એમના ઉપાસ્ય છે. વિદ્યાર્થીના જીવનમાં માંગલ્યની આકાંક્ષા છે.

કૉલેજના પ્રારંભિક વિસ્મયથી અને એ જીવનમાં અનુભવાતી વિલક્ષણ મૂંઝવણોથી વિદ્યોપાસનાના આ કાળની સમગ્રતા કે એના ઉત્કર્ષથી જ આ લેખક કૃતાર્થ થતા નથી. તેમ જ વિદ્યાર્થીઓને દોરવા એવો ઉપદેશક ગુરુભાવ પણ ક્યાંય નથી. આ પુસ્તકમાં તો 'તમને ભણતાં, રમતાં, વાંચતા, નિરાશ થતાં ને ઉત્સાહમાં આવતાં જોઈને લખેલાં પાનાં છે. એમાં એ જોખમો ને એ ફાયદાઓ ને એ આદર્શો ને એ શક્યતાઓનુ વર્ણન છે, વિશ્લેષણ છે, જેથી તમે વિચાર કરો. અગાઉથી વિચાર કરો. તમારો પોતાનો સ્વતંત્ર વિચાર કરો. ને વિચાર કરીને જીવનના એ અગત્યના ગાળા માટે તૈયાર થાઓ. ને એનો પૂરો લાભ લો. ને તમારુ એ કૉલેજ–જીવન સફળ થાય. ને તમારું આખુ ય જીવન પછી મંગળ બને. એ તમારા જૂના શિક્ષકની આકાંક્ષા છે.'

ફાધર વાલેસની આ આકાંક્ષામાથી લખાયેલાં આ પાનામા લેખકનો અનુભવ જીવનની વાસ્તવિકતા અને આદર્શનો અદ્‌ભુત સમન્વય સાધે છે, વ્યવહાર અને ભાવનાસૃષ્ટિને વિલક્ષણ ધર્મદોરથી ગૂંથે છે. અભ્યાસમા ઊંડાણ અને શ્રમ પછી આવતી સફળતા, પણ જીવનમાં મંગલની ઉપાસના કરનાર આ શિક્ષક આ બધા ઉપરાંત સાધવાની પવિત્રતા પર પ્રેમપૂર્વક સહૃદય ઝોક આપે છે. મૅટ્રિકના વિદ્યાર્થીને ચારિત્ર્ય માટે ખૂબ સજાગ કરે છે. 'હાથની, મનની અને દિલની પવિત્રતા ઉપર સમાજના કલ્યાણનો આધાર છે.' લેખકની આ શ્રેયદૃષ્ટિ યુવાનોને પ્રેરે એવી રીતે રજૂ કરાઈ છે. કૉલેજજીવનની યુવાનોની સ્વાભાવિક મૂંઝવણો પ્રત્યે એમણે અપાર મમતા–સહાનુભૂતિ દાખવી છે. જીવનમાં શ્રેય અને સાફલ્ય તપશ્ચર્યા વિના પ્રાપ્ત થતાં નથી, તો બીજી બાજુ તપશ્ચર્યા કે માંગલ્યની પરવા વિના સફળતા પ્રાપ્ત કરવાના દુન્યવી માર્ગોએ લોકો ફાવી પણ જાય છે. આધુનિક યુગની આ નૈતિક સમસ્યાનો સામનો યુવકોએ કેવી રીતે કરવો એનું માર્ગદર્શન

ફાધર વાલેસ પ્રેરક રીતે ફગાવે છે. આવેશ–ઊર્મિ, ભાવના–મમતાનો અતિરેક થવા દીધા વિના કે એમા પોચટ બનાવ્યા વિના ધીરજ અને ઉત્સાહ ભીચે એવી વાણીમા લેખકે કોલેજના યુવાન વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ કર્યો છે.

લેખકની ઉપદેશક વાણીમાં ભાવચિત્રો હૃદયસ્પર્શી છે આના ભાવચિત્રો અવારનવાર આવી વાચનારના હૈયાને ભીજવી દે છે. અભ્યાસ ખાતર ગતના ઉજાગરા કરતા દીકરાને ભાવભર્યા દિલથી જોતી અને વિચારતી માનુ ચિત્ર આવુ હૃદયસ્પર્શી બન્યુ છે.

## નવી પેઢીને · તરુણાશ્રમ (ફાધર વાલેસ)

નવી પેઢી માટેની આ લેખમાળામા સૌથી અલગ તરી આવે છે સ્વામીજીની શુદ્ધ અને વિશાળ સહાનુભૂતિ સદાચાર અને દુરાચારનો ભેદ એમના મનમા સ્પષ્ટ છે દુરાચારને તેઓ લેશ માત્ર મહત્ત્વ આપવાના નથી, અને છતાં દુરાચારના મોહમા સપડાયેલાઓને દૂર હડસેલવાની ભૂલ તેઓ કરવાના નથી ન્યાયને નામે તેઓ પ્રેમધર્મનો દ્રોહ ન જ કરી શકે પ્રેમમા જે ઉદારતા, ક્ષમા અને ધીરજ છે એ જ એની અમોઘ શક્તિ છે આ પ્રેમ અને સહાનુભૂતિના વાતાવરણમા જ આ બધા લેખો લખેના છે તેથી નવી પેઢીને આ વાચતા રસ પડશે, એનુ આકર્ષણ વધશે અને નવી પેઢી જેમ જેમ આમા સમજાવેલી વાતોનુ ચિંતન કરશે તેમ તેમ લેખક પ્રત્યે કૃતજ્ઞ થશે કાકા કાલેલકરે આ પુસ્તકના પુરોવચનમા,

કેમ રાખવી એનો ખ્યાલ આપે છે. આધુનિક યુગમાં અનૈતિકતા અને નાસ્તિકતાને ફાલવા દેતાં તત્ત્વો સામે ગંભીરતાપૂર્વક તેઓ આંગળી ચીંધે છે અને ધર્મ પ્રતિ શ્રદ્ધા પ્રેરે છે. ધર્મને તેઓ એક અનેરા જીવનમૂલ્ય તરીકે ઓળખાવે છે.

લેખક આ બધું કહેવા માટે અનેક દૃષ્ટાન્તોનો ઉપયોગ કરે છે. 'રથની લગામ'માં પ્રાચીન ગ્રીક લોકોમાં પ્રચલિત એક કથાનું રહસ્યદર્શન કરાવ્યું છે. એ દ્વારા નવી પેઢી પાસેથી કેવી રીતે કામ લઈ શકાય એની વિવેકરેખા દોરી છે. અવગણ્યા વિના આવકારી શકવાની શક્યતા આ કથા દ્વારા દર્શાવી છે. નવી પેઢી સાથેના વ્યવહારમાં જો આવો સૂક્ષ્મ વિવેક ન સચવાય તો ભારે નુકસાન વેઠવું પડે. 'સદાચારનો ચોર'માં લેખકે પોતાના એક અનુભવમાંથી લાક્ષણિક અર્થઘટન કરી પોતાની મીઠી મૂંઝવણ રજૂ કરી છે. આ પુસ્તકમાં આ પ્રકારનાં પ્રકરણો એક રસભરી નિબંધિકાની કક્ષાનાં બન્યાં છે. લેખકની આ સંવાદશૈલી અથવા તો ઉદ્બોધકશૈલી આ પ્રકારના લખાણ માટે સહાયભૂત બની છે. એકની એક જ વાતને દૃઢ કરવા ભિન્નભિન્ન વાક્યરચનાઓની લીલા શિક્ષક માટે અનિવાર્ય છે. લેખકે આ પુસ્તકમાં કૌંસના ઉપયોગનો અતિરેક કર્યો છે. જ્યાં ડેશથી કામ સરી જાત અથવા તો અન્ય શબ્દની જરૂર પણ ન રહે ત્યાં એમણે કૌંસનો ઉપયોગ કરી, અર્થ સ્પષ્ટ કરવાના ખ્યાલથી બીજા શબ્દો-વાક્યો પ્રયોજ્યાં છે. એક વાક્યે પેરેગ્રાફ પાડવાની લેખકની રીતિ પાછળનું પ્રયોજન કદાચ વાચકને પુસ્તકવાચનમાં વેગ આપવાનુ હોય, નહિતર આ પદ્ધતિ કશું કલારૂપ સાધી આપતી નથી

## ગાંધીજી અને નવી પેઢી (કાંધર વાલેસ)

એક જ વર્ષમા બે આવૃત્તિ પામનાર આ પુસ્તક નોંધપાત્ર છે. ગાંધી-શતાબ્દિના આ વર્ષમા ગાંધીજીનો પરિચય નવી પેઢીને આ રીતે મળે છે એ યોગ્ય બન્યુ છે ગાંધીજીનુ નામ ગવાતુ રહ્યુ છે અને એમનુ જીવન-એમની ભાવના યુવાન પેઢીના જીવનથી દૂર ચાલી ગઈ છે. આવી પળે ગાંધીજીના જીવનનો, એમની જીવનદૃષ્ટિ અને જીવનવિકાસક પદ્ધતિનો પરિચય જે રીતે થવો જોઈએ એમાંની આ એક અસરકારક રીત ફાધર વાલેસે અપનાવી છે. મોટે ભાગે ગાંધીજીની આત્મકથામાથી એમના જ શબ્દોમા એમની જીવનકથાની કડિકાઓ ઉતારી એમાથી ઊપસી આવતા એમના વ્યક્તિત્વ અને કાર્યની રેખા ઉપસાવી છે ગાંધીજીની કાર્યપદ્ધતિ, એમના સમયપાલન, વિશ્વાસ, પ્રેમ, માન, સ્ત્રી-સન્માન, આત્મગૌરવ વગેરેને એમણે ટૂંકમા સમજાવ્યાં છે. ગાંધીજીની જીવન-

સાધનાના મુખ્ય તબક્કાઓને એવી રીતે ગોઠવ્યા છે કે વાચકના ચિત્તમાં ગાંધીજીનું વિરાટ વ્યક્તિત્વ સ્પષ્ટ અને પ્રેરક બની રહે.

લેખકની રજૂઆતનું નાવીન્ય આ પુસ્તકમાં છે. આમ તો પુસ્તકમાં મોટા ભાગે ગાંધીજી, કાકાસાહેબ, અને બેકરનાં પુસ્તકમાંથી ઉતારા છે પણ એ અવતરણ સાથે લેખકનું મર્મદર્શન સચોટ છે. એમાં લેખકની દૃષ્ટિ જીવનના મર્મને કેવો પકડે છે એનો આકર્ષક પરિચય થાય છે. ગાંધીજી આદર્શ નેતા હતા. લેખકે નેતાની વ્યાખ્યા આપી છે. 'ફક્ત રસ્તો બતાવે એ ભોમિયો. પણ રસ્તો બનાવ્યા પછી પોતે આગળ ચાલે અને બીજાઓને પોતાની સાથે ખેંચી જાય એ નેતા.' (પૃ. ૨૧)

આ પુસ્તક ગાંધીજીની જીવનભાવનાને એટલે કે સાચા અર્થમાં ગાંધીજીને નવી પેઢીના સંપર્કમાં મૂકી આપવાનું મહત્ત્વનું કામ પાર પાડે છે.

**સંસારસાધના (ફાધર વાલેસ)**

'મારો માનવબંધુ મારો ભાઈ છે. મને એનો ખ્યાલ, બંનેનો પિતા ઈશ્વર છે એની પ્રતીતિ થાય ત્યારે જ આવશે. ભાઈનો પ્રેમ પિતામાં થઈને જ ભાઈ સુધી પહોંચે છે. માણસનું પ્રેમસ્પંદન પણ ઈશ્વરમાં થઈને જ બીજા માણસને સ્પર્શી શકે.' આમ, માનવના પારસ્પરિક પ્રેમસંબંધ તેમ જ માનવના ઈશ્વર પ્રત્યેના પ્રેમભાવને આ સંસારમાં સાધવાની પ્રક્રિયા ફાધર વાલેસે રસભરી ભાષાશૈલીથી અને કેટલાંક રહસ્યદર્શન દ્વારા કરાવી છે. સંસારમાં ભક્તિનું સ્વરૂપ-કામક્રોધાદિ પ્રાણના હુમલાઓનો ઉપયોગ અને ઇન્દ્રિયોના આવેગોને નાથવાની રીત-દૃષ્ટાંત અને રૂપકો યોજીને સમજાવી છે.

કર્મની ગતિને શાસ્ત્રોમાં ગહન કહી છે. ફાધર વાલેસ કર્મ અને કર્મના બદલા પાછળની આવી ગહન ગતિને વિશદ કરે છે અને માનવમનમાં જાગતા સદાચાર-દુરાચારનાં પરિણામો અંગેના પ્રશ્નોનો બુદ્ધિગમ્ય ઉકેલ સૂચવે છે: 'વિચાર કરીએ તો ઈશ્વર સદાચાર-દુરાચારનો બદલો આપનાં વિલંબ કરે એ જ યોગ્ય છે. નહિ તો માણસની ખરી સ્વતંત્રતા ઊડી જાત. જો કુવિચાર કરવાથી માથું તરત ચડી જાત, કે કુદૃષ્ટિ કરવાથી આંખો દુઃખવા માંડત, કે હરામના પૈસા તરફ હાથ લાંબો કરતાં એ સુકાઈ જાત... તો ધર્મનું પાલન ફરજિયાત બનાવવા જેવું થાત. અને ફરજિયાત ધર્મપાલન એ ગુલામી જ છે. માટે આજના ગુનાનો બદલો આજે નહિ પણ કાલે મળે એ જ યોગ્ય છે.' (પૃ. ૬૪-૬૫)

લેખકે પ્રાર્થના, શરણાગતિ આદિ અધ્યાત્મસાધનામાર્ગોની સંસારમાં કેટલી આવશ્યકતા છે એ દર્શાવ્યું છે. ત્રિમૂર્તિના રહસ્યદર્શન દ્વારા લેખક મૂર્તિ

તેમ જ વસ્તુપદાર્થ માત્રના ભાવ કે મર્મને સ્પર્શવા તરફ નિર્દેશ કરે છે. લેખકનો ઉદ્દેશ જીવનસાધનાનો–ધર્મપરાયણ જીવન પ્રત્યે દોરવાનો છે. પણ એનો અભિગમ બુદ્ધિગમ્ય અને વ્યવહારુ છે. માનવબુદ્ધિના સામાન્ય પ્રશ્નો તેમ જ કેટલાક કોયડાઓ અંગેનું સમાધાન મળી રહે છે.

આ નાનકડું પુસ્તક સૌ કોઈને સંસારની વાસ્તવિકતા અને ઈશ્વરના અસ્તિત્વ વિશે શ્રદ્ધા પ્રેરે એવું છે. 'સંસારમાં રહેવા છતાં ઈશ્વરને પામી શકાય' એ શક્યતાનો સ્વીકાર કરાવે એવી રસભર શૈલીમાં એ લખાયું છે. લેખકનું ધર્મ-પ્રેમી વ્યક્તિત્વ અને પ્રેરક વાણી હૃદય અને બુદ્ધિને સ્પર્શે છે.

લગ્નસાગર (ફાધર વાલેસ)

લગ્ન પાછળની હૃદયઐક્યના અનુભવની ઉચ્ચ ભાવનાને સમજાવતું આ પુસ્તક એના કલાત્મક મુદ્રણ અને ગોઠવણીને કારણે આંખને આકર્ષક બન્યું છે. સ્ત્રીપુરુષ વચ્ચેનું આકર્ષણ, લગ્નજીવનમાં જાતીય જીવનની સફળતા માટે બ્રહ્મચર્યની આવશ્યકતા, અને પ્રેમના અનુભવ પાસે ઉદારતા, સહિષ્ણુતા, ક્ષમા જેવા સાત્ત્વિક ગુણોનો સંચય-વગેરે વિચારોને ઉદ્બોધક અને માંગલ્યપ્રેરક વાણીમાં ફાધર વાલેસે રજૂ કર્યાં છે.

ફાધર વાલેસ પાસે વિષયની રજૂઆત માટે આગવી રીતિ છે. લેખક ગણિત-શાસ્ત્રના અધ્યાપક છે. જીવનશાસ્ત્રનું વિવરણ કરવામાં ગણિતશાસ્ત્રનો અને વિજ્ઞાનનો એમણે કરેલો ઉપયોગ આ પુસ્તકમાં લાક્ષણિક અને આકર્ષક બન્યો છે. ઉદા૦ 'ભૂમિતિનો ન્યાય છે. જે સીધી રેખાઓ એકબીજીને છેદે છે તે જેવી નજીક આવી તેવી જ એકબીજીથી દૂર દૂર જતી રહે છે. મળવાની ઉતાવળ કરી, મર્યાદા તોડી, માઝા મૂકી, આવેશભર્યો સ્પર્શ કર્યો ..... પણ મિલનની પળ એ વિદાયની પળ બની ગઈ, અને ગણિતના નિષ્ઠુર ન્યાયે એ ક્ષણિક આશ્લેષ પછી ફરી કદી ન મળવાનો શાપ વહોરીને અનંત એકાંત યાત્રાએ તેઓ ઊલટી દિશાઓમાં ઊપડી.

સાચો ધર્મ, સમાંતર સુરેખાઓનો છે. એકબીજીની ગમે તેટલે નજીક પણ હંમેશ અંતર સાચવીને, મર્યાદા રાખીને, ક્યારથી સાથે હતી એનું જ ભાન ભૂલી જઈને ને આગળ ભૂમિ ચાલશે ત્યાં સુધી સાથે જ ચાલીશું એવી પ્રતિજ્ઞા લઈને તે સાથે વધે છે, અને (ગણિતવાળાઓના કહેવા મુજબ) અનંત પ્રદેશમાં એક-બીજીને મળે છે, સ્પર્શે છે, એક બની જાય છે. સાથે હતી, સાથે ચાલી, ને કાયમ માટે તે સાથે જ રહેશે.' (પૃ. ૭૦–૭૧)

આ પુસ્તકમાં પ્રત્યેક પ્રકરણના આરંભમાં વિષયને અનુરૂપ રાજસ્થાની શૈલીનાં કલાત્મક ચિત્રો મૂક્યાં છે અને જરૂર જણાઈ ત્યાં પ્રકરણના આરંભમાં ગોવર્ધનરામ, ગાંધીજી, કલાપી, ધૂમકેતુ આદિની ચિંતનકણિકાઓ ઉતારી છે. પુસ્તકમાં 'પ્રેમનો પ્રભાવ' અને 'બાળ ભગવાન' પ્રેરક અને ભાવપૂર્ણ નિબંધ જેવાં પ્રકરણો છે. વયસ્યભાવનાં ચિત્રો ઉપસાવવામાં લેખકની સર્જકપ્રતિભા સાથે એમના હૃદયગુણની પ્રતીતિ પણ આપણને થાય છે. 'કૉલેજ-જીવન'માં પરીક્ષાની તૈયારી માટે ઉજાગરો કરતા પુત્ર તરફ જોઈને પોતાની ઊર્મિ-લાગણી વ્યક્ત કરતી માતાનું ભાવસભર ચિત્ર, અને 'લગ્નસાગર'માં પોતાના પ્રથમ બાળકને જોઈને એક પિતાના હૈયામાં જાગતાં સંવેદનોનું હૃદયસ્પર્શી ચિત્ર વાચકના હૈયાને ભીંજવે છે. આવો સ્પર્શ એમનાં પુસ્તકોમાં ક્યાંક ને ક્યાંક આવી જ જાય છે. એથી જાણે એક લલિત કલાકૃતિનો આસ્વાદ માણતા હોઈએ એટલો આનંદ અનુભવીએ છીએ.

'લગ્નસાગર' લગ્ન માટેની તૈયારી કરનાર અને લગ્ન કરનાર યુવક-યુવતીઓને ભેટ-સોગાદરૂપે અપાય એવા હેતુથી આટલું કલાત્મક તથા કિંમતી બનાવાયું છે. આમેય ફાધર વાલેસના તમામ પુસ્તકો યુવાન હૈયાને પ્રેરણા અને સહાનુભૂતિ આપી જીવનમાં વેગ આપે એવાં તો છે જ.

ચાલુ વર્ષમાં પ્રગટ થયેલાં ફાધર વાલેસનાં આ પુસ્તકો એક નોખી ભાત પાડનાર લલિતેતર વાઙ્મયમાં સ્થાન પામે છે. યુવાન પેઢીની ભાવનાસૃષ્ટિને વિસ્તારવા અને વિકસાવવા આ પુસ્તકો ઘણી કામગીરી બજાવશે એમાં શંકા નથી. 'લગ્નસાગર'ના દૃષ્ટાન્ત લેખે ઉલ્લેખેલા વિદેશી સાહિત્યકારોનાં સર્જનનો ઉલ્લેખ-વિગત સાથે કર્યો હોત તો વાચકની મૂળ કૃતિને માણવાની જિજ્ઞાસા સંતોષવાની તક મળી રહેત!

## સમાજવાદનો ગાંધીવાદી વિકલ્પ (શ્રી વી કે આર. વી. રાવ)

ગાંધીજીએ સમાજવાદનો વિકલ્પ સૂચવ્યો પણ સ્વરાજ્ય પછી એનો અમલ કરાવી શકવા તેઓ જીવ્યા નહિ એ માનવજાતની કરુણકથાનું સ્મરણ લેખકે કરાવ્યું છે. આ પૂર્વે ગાંધીજીના અર્થશાસ્ત્રવિષયક મૂળભૂત વિચારોનું પૃથક્કરણ કર્યું છે. ગાંધીજીએ અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રની અનિવાર્ય સમાંતરતાનો આગ્રહ સમજાવ્યો છે. હિન્દના આર્થિક વિકાસમાં ગામડાં તથા આ દેશની ગરીબ વસ્તીનો વિચાર કરી સમાજવાદનો જે વિકલ્પ ગાંધીજીએ સૂચવ્યો અને પ્રયોગરૂપે જેટલો પણ અજમાવ્યો એનું સમભર્યું પૃથક્કરણ લેખકે કર્યું છે. યંત્રના ઉપયોગ

અંગેની ગાંધી–વિચારણાનું સ્પષ્ટીકરણ તથા ગાંધીજીએ મિલકત અંગે ટ્રસ્ટીશીપનો રજૂ કરેલા આદર્શનું લેખકે વિશદ શૈલીમાં વિવરણ કર્યું છે.

**ચંદ્ર પર માનવી** (શ્રી નાનાલાલ વસા)

૧૯૬૯ના જુલાઈની ૨૧મી તારીખે માનવીએ ચંદ્ર પર હેમખેમ ઉતરાણ કર્યું એ વિજ્ઞાન અને ટેકનોલોજીનો જ માત્ર વિજય નહોતો; પણ માનવનું ખડતલપણું, એની ભાવના, એની ખેલદિલી, સહકારની વૃત્તિ અને એકધારો પુરુષાર્થ–એ બધાંનું આ ફળ હતું. માનવના આવા મહાવિજયની–પરાક્રમની રેખા દોરતી આ પરિચય-પુસ્તિકા, ઉડ્ડયન માટેનાં વૈજ્ઞાનિક સાધનો તથા એમાં કરેલી યાત્રાની વિગતો તેમ જ ચંદ્ર પરના ઉતરાણના વિસ્મય અને આનંદનો પ્રેરક પરિચય કરાવે છે. ચંદ્ર પર પ્રથમ પગ મૂકનારા માનવીઓ – આર્મસ્ટ્રોંગ, એલ્ડ્રિન, કોલિન્સના અધિકારની વાત પણ લેખકે કરી છે. આ વિજય અંગેના દેશવિદેશના પ્રત્યાઘાતોનો ઉલ્લેખ લેખકે કર્યો છે. વિજ્ઞાન અને માનવીની આ વિજયકથાને ૧૪ મુદ્દાઓમાં આવરીને આ કથાની પૂર્ણાહુતિ કરી છે. પુસ્તિકા ખરેખર રસભરી બની છે.

**યોગરત્નાકર : પૂર્વાર્ધ** (અનુવાદક શ્રી ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી)

આયુર્વેદમાં કાયચિકિત્સા વિષે જે પ્રાપ્ત સંગ્રહગ્રંથો છે એમાં આ ગ્રંથથી એક મહત્ત્વનો ઉમેરો થાય છે. આ ગ્રંથની ગણના આ વિષયના સર્વશ્રેષ્ઠ ગ્રંથોમાં થાય છે. બે વિભાગમાં વહેંચાયેલા આ બૃહદ્ગ્રંથના પૂર્વાર્ધનો આ ગુજરાતી અનુવાદ પહેલી જ વાર પ્રગટ થાય છે.

આ ગ્રંથમાં કાયચિકિત્સા અંગેની કેટલીક વૈજ્ઞાનિક સમજૂતી ઉપરાંત જિજ્ઞાસુઓને પણ રસ પડે એવી કેટલીક બાબતો આપી છે. આરોગ્યના સંરક્ષણ અને સંવર્ધન માટે દિવસ, રાત અને ઋતુની ચર્ચા, ઉપરાંત અન્ન, શાક, વગેરેની ઉપયોગિતા અને રોજિંદા જીવનના રોગના પ્રતિકાર માટે ઉપયોગમાં લેવાતા કાષ્ટ ઔષધો વિષે વ્યવહારુ માર્ગદર્શન આપ્યું છે.

વળી, આધુનિક યુગમાં કેટલાક રોગો માનસિક ગણાય છે. એવા રોગોનો મૂળનો રસભર્યો પરિચય આપ્યો છે. આધુનિક યુગ આયુર્વેદના નિદાન પરત્વે જે પ્રમાદ અને ઉપેક્ષા સેવે છે એનાં કારણોમાં ઊતરવું અત્રે અપ્રસ્તુત છે. તેમ છતાં રોગ વિષેની ઊંડી સમજણ આયુર્વેદે કેવી વિલક્ષણ રીતે વિકસાવી છે એનો પરિચય આ ગ્રંથમાંથી મળે છે. આયુર્વેદ એ ઉપચારશાસ્ત્ર નથી પણ

જીવનશાસ્ત્ર છે અને વધારે ઉમળકાથી કહીએ તો જીવનધર્મનું શાસ્ત્ર છે. આમાં અતિશયોક્તિ નથી.

આવા ઉપયોગી ગ્રંથનું પ્રકાશન સર્વ કક્ષાના વાચકના જિજ્ઞાસાગ્નિને સંતોષે એવું રસભર્યું છે. આયુર્વેદના આવા ગ્રંથોના અનુવાદમાં પારિભાષિક શબ્દોના લોકશિક્ષણની દૃષ્ટિએ પર્યાયો યોજવામાં આવે અને અનુવાદ ઉપરાંત વિવરણ આપવાની પ્રવૃત્તિ થાય તો આવા ગ્રંથોની ઉપકારકતા વધે અને ઉપયોગિતાનો વ્યાપ વિસ્તરે.

## ગાંધી વિચારકા અર્થશાસ્ત્ર (હિન્દીમાં) (શ્રી શ્રીમન્નારાયણ)

૧૯૬૮માં સપ્ટેમ્બરમાં ગૂજરાત વિદ્યાપીઠમાં ભારતના સુપ્રસિદ્ધ ગાંધીવાદી અર્થશાસ્ત્રી અને ગૂજરાતના રાજ્યપાલ શ્રી શ્રીમન્નારાયણજીએ ગાંધીવિચારના અર્થશાસ્ત્ર વિષે જે ત્રણ વ્યાખ્યાનો આપેલાં તેનો આ સંગ્રહ છે. વક્તાની વિષયની મર્મગ્રાહિતા, વસ્તુની વિશદ રજૂઆત અને તેનું મૂલ્યાંકન એ પુસ્તકની વિશેષતા છે.

પહેલા વ્યાખ્યાનમાં રેંટિયા પાછળની ગાંધીજીની બેકારીનિવારણ અંગેની દૃષ્ટિનો પરિચય કરાવાયો છે. પ્રત્યેક વ્યક્તિ માટે કામના મુકરર કલાકો અને યંત્રોના ઉપયોગમાં કેન્દ્રસ્થાને રહેતો માનવ, ગાંધીજીની આ નૈતિક અર્થશાસ્ત્રીય દૃષ્ટિનો પરિચય કરાવાયો છે. બીજું વ્યાખ્યાન સાદું જીવન અને ઉચ્ચ વિચારના વિલક્ષણ સમન્વય માટેના ગાંધીજીના ખ્યાલનું વિવરણ કરે છે અને ત્રીજા વ્યાખ્યાનમાં સાધનશુદ્ધિ, હિંસાને સ્થાને પ્રેમ, ટ્રસ્ટીશીપનો સિદ્ધાંત, ગોસેવા, દારૂબંધી અને પાયાની કેળવણી વગેરે પાછળ રહેલું ગાંધીજીનું વિશિષ્ટ દૃષ્ટિબિંદુ સમજાવાયું છે.

આવા સુંદર તથા નાનકડા (૬૪ પાનાંના) પુસ્તકની ત્રણ રૂપિયા રાખવામાં આવેલી કિંમત આ ઉપયોગી પુસ્તકને લોકોના હાથ સુધી પહોંચવામાં અંતરાયરૂપ બનશે.

# ચરિત્ર–આત્મકથા

## મોતને હંફાવનારા (લેખક: સ્વામી આનંદ)

વિલફ્રિડ નોઈસના They Survived પુસ્તકમાંના પ્રસંગોનો મુક્ત સંક્ષેપ તેમ જ પુરવણી સહિતનું આ પુસ્તક આ વર્ષના લલિતેતર ગુજરાતી સાહિત્યનું આકર્ષક પ્રકાશન બન્યું છે.

ભિન્ન ભિન્ન, છતાં કપરી પરિસ્થિતિમાં માણસનું જીવન કેવા ઘાટ લે છે એનો પુરુષાર્થપ્રેરક પરિચય આ પુસ્તકમાંના પ્રસંગોમાંથી મળે છે. ગમે તેવી વિષમ પરિસ્થિતિમાં પણ મનની સમતુલા જાળવીને પરિસ્થિતિનો સામનો કરતાં જ માણસનું જીવન ખમીરવંતું બને છે અને એ મુકાબલાને પરિણામે એ જીવંત બને છે. એથી લેખકે 'ચોક્કસ પરિસ્થિતિમાં સપડાયેલા જુદા જુદા માણસોની જદ્દોજહદ અને જહેમતો તેમ જ તેમાંથી તેમણે કાઢેલા ઉકેલ-ઉગારા કે છુટકારાની સળંગ ફિલમશાઈ કથા આપવાને બદલે તેવાં થોડાંક માનવીઓનાં ધરખમ નમૂના આ પુસ્તકમાં રજૂ કર્યાં છે. આ ઉપરથી જુદીજુદી અને અવનવી પરિસ્થિતિઓને પહોંચી વળવાની સામાન્ય સૂઝસમજ મળી રહે એવો હેતુ પણ લેખકે આ કથાનકોના આલેખન પાછળ રાખ્યો છે.

આમાં સ્વેચ્છાએ ભીષણ એકલતા અને વાતાવરણની નીરવતાનો સ્વીકાર કરી લીધેલા સાધુનું ચિત્ર છે. ખાણમાં કામ કરતાં દટાઈ ગયેલો છતાં પ્રબળ જિજીવિષાએ મોતના મુખમાંથી બહાર આવીને ટકેલો જૉન બ્રાઉન, બરફમાં સપડાઈને રહેલો ૨૯ વર્ષનો ફરાંઝ બરતલ, અકસ્માતે આવી પડેલી આપત્તિઓનો કેવા પ્રબળ ખમીરથી સામનો કરી મનની સમતુલા જાળવે છે એની રસભરી હિંમતકથા છે. તો જીવલેણ રોગની સામે ઝઝૂમનારાઓમાં કેન્સરમાં સપડાયેલી છતાં એના ઉપચારથી સતત એનો સામનો કરતી તેમ છતાંય ગૃહિણી તરીકેની આવી પડેલી ફરજોનું પૂરી સભાનતાથી અને પૂરી નિષ્ઠાથી પાલન કરતી માર્સલીને આ રોગનો સામનો કરતાં ત્રીસ જેટલાં વરસોનુ આયુષ્ય ભોગવ્યું. એના દુઃખમાંથી જન્મેલા ચિંતનનું તારણ પણ લેખકે આપ્યુ છે એ ખૂબ પ્રેરક છે. એમાં સૌ પ્રથમ તો સ્વજનો ખાતર જીવવાની તીવ્ર ઇચ્છા, બીજુ, જીવવા પ્રેરે તેવો કોઈ આદર્શ, ત્રીજુ, જીવન મેળવવા માટેની આશા છે. ચોથુ ધીરજ, જેમાં હિંમત પણ રહેલી છે. 'ચાહે તે થાઓ પણ મીણો નથી જ ભણવો' એવી જિદ્દ પણ કેળવવી પડે છે. વળી પાંચમી પણ મહત્ત્વની વાત છે ડૉકટરને જીગરજાનથી સહકાર આપવો, અને છેલ્લે ખુશનુમા વિનોદવૃત્તિ કેળવવી અને રાખવી. માર્સલીનના શબ્દોમાંથી આટલુ જીવનપાથેય લેખકે તારવ્યુ છે. માર્સલીનમાં આ બધા ગુણોને પ્રેરનાર અને પોષનાર અને ક્રિયાશીલ કરનાર એક આધ્યાત્મિક સાધન પ્રાર્થના હતું એની નોંધ લેવી રહી. માર્સલીનના શબ્દો જ નોંધપાત્ર છે: 'આ બધામાં મનોવિજ્ઞાન કરતાં શરીરવિજ્ઞાન જ મોટે ભાગે પ્રધાન ભાગ ભજવતું હોય છે એમાં શક નથી. પ્રાર્થના જેવી બાબત પણ

વ્યાધિગ્રસ્ત શરીરમાં ઓછીવત્તી સુવાણ આણી શકે છે એવો અનુભવ છે. જેણે જિંદગીમાં કદી પ્રાર્થના કરી નથી એવા માણસમાં પણ કટોકટીની વેળાએ પ્રાર્થના કર્યાથી લાભ થયાના દાખલા જાણું છુ. હારી બેઠેલા મનમાં એ વાટે નવી હિંમતનો સંચાર થાય છે.' (પૃ. ૪૦) એનરચો તીરા અને ફ્રેડ એરિકની સાહસકથા વળી અનોખી છે. એ બંનેને કશી ય વૈજ્ઞાનિક તાલીમ મળેલી નહિ તેમ જ કશું ય ભણતર નહિ, પણ સાદી સમજ અને કોઠાસૂઝથી એમણે કુદરતી આપત્તિઓનો જે સામનો કર્યો છે એની કથા ઘણી જ રોમાંચક છે. સાગરમાં એકલા–અટુલા જે દિવસો એમણે પસાર કર્યા અને ભૂખ, તરસ અને તોફાનનો એમણે હિંમત અને ધીરજથી મુકાબલો કર્યો એની પાછળ કશુંક ગૂઢ બળ પણ કામ કરતું જ હશે, એનું સમર્થન સ્વામીજીએ તીરાના શબ્દો ઉતારીને કર્યું છે એમાં પણ આધ્યાત્મિક શક્તિ પરત્વેની લેખકની રુચિ–શ્રદ્ધા પણ વ્યક્ત થાય છે. આ બધા પ્રસંગો પાછળ માત્ર નિષ્ક્રિય શ્રદ્ધાબળનો પુરસ્કાર નથી એ ખાસ નોંધપાત્ર છે. પણ જીવનમાં આવતી પરિસ્થિતિ સામે પૂરી હિંમત, ધીરજ, હૈયાસૂઝથી ખેલાતા પરાક્રમપ્રેરક સંગ્રામની આ કથાઓ છે. તેમ છતાં આ બધાં પાછળ માત્ર મનુષ્યની જ શક્તિ કામયાબ નીવડતી નથી. લેખકે ઉતારેલા તીરાના શબ્દોમાં 'હાર્યા અટુલા માનવીના અંતરમાં વસમી વિપદ વચ્ચે થાય એવી ગૂઢ લાગણી મને થઈ. આમ તો હું ધાર્મિક માનસ કે વલણનો માણસ નથી. પણ આ આખા સંકટ દરમિયાન વારંવાર મને એવી લાગણી થતી રહી કે જાણે અમો બેવની પડખે ત્રીજું કો'ક રહીને સદાય અમારી રક્ષા કરતું હતું. એરિકના મરણ બાદ આવી હાજરી મને વધુ જણાવા લાગી. આ ત્રીજું, કે હવે બીજું, તે મારી મા હોવી જોઈએ, એની પ્રાર્થનાઓ દેશકાળનાં અંતર કાપીને અહીં પહોંચતી હોવી જોઈએ, એમ મને લાગ્યું.' (પૃ. ૬૨)

આમ સાગરખેડુઓ, બરફખેડુઓ અને પર્વતખેડુઓનાં જીવનસાહસની કથાઓ તેમજ વિષમ પરિસ્થિતિ, સંજોગો વચ્ચે ફસાયેલા માનવીઓની સાહસ-સૂઝની કથાઓ, સ્વામી આનંદના પુરુષાર્થ–પરાક્રમપ્રેમની પ્રતીતિ કરાવે છે. માનવના આ ગુણો અધ્યાત્મશક્તિથી જીવનની ઉચ્ચતાનુ ઈંગિત કરનારા બન્યા છે, એ આ કથાનકોના આલેખનનું અધિક ઊજળું અને ચિરજીવ પાસું છે.

સ્વામીની રેખાંકનકલાનો પરિચય આપણને પુસ્તકમાં આવતાં મુખ્યગૌણ સર્વ પાત્રોના આલેખનમાં થાય છે. હિમાલય પરના એક સાધુનું ચિત્ર ખૂબ જ ઓછા શબ્દોમાં એમણે કેવું સુરેખ બનાવ્યું છે તે જોવા જેવું છે: 'સુકલકડી, ઘરડો અને નવસ્રો. ચામડીનો એક કાચ તૂટેલો. દાઢી, જટા, છાતીએ જૂજ ધોળા

વાળ. સાક્ષાત્કાર કે સમાધિસુખના કશા એંધાણવિહોણી નિસ્તેજ ચિમળાયેલી મુદ્રા. (પૃ. ૧૯) આમ વ્યક્તિઓનાં બાહ્ય રૂપોને તેમ જ પ્રસંગાલેખન દ્વારા એમનાં આંતર વ્યક્તિત્વને સ્પષ્ટ કર્યાં છે.

પુરવણીમાં લેખકે આલેખેલા ત્રણ પ્રસંગોમાં મોતને દાઢમાં દાબીને મસ્તીથી જીવના કરનલ કરણ (આ વ્યક્તિનું નામ લેખકે પોતે જ પાડેલું છે) યાદ રહી જાય એવા છે. પાળેલાં પ્રાણીઓમાં બિલાડીઓની સાહસપરાક્રમની યાત્રાનું બયાન રોમાંચક અને હૃદયસ્પર્શી બન્યું છે. પુસ્તકને અંતે મૂકેલી આ કથા માનવીને પશુસૃષ્ટિથી ચઢિયાતા બનવા પ્રેરતી વાસ્તવદર્શી ભાવકથા છે.

પુસ્તક મુક્ત અનુવાદ છે. એથી અને કદાચ એમ છતાં એને મૌલિક કહેવામાં દોષ આવે. પરંતુ લેખકની પ્રસંગરજૂઆતકલા, પાત્રાલેખનની સૂક્ષ્મતા અને સમગ્ર કથાનકને અંતે વાચકના ચિત્તહૃદયમાં સ્પર્શતો જીવનનો એક વિલક્ષણ ભાવસંદેશ આ પુસ્તકને મૌલિક ગણવા પ્રેરે તો એમાં વિવેચનાત્મક પરિભાષાના પ્રયોજનના દોષ સિવાય વિશેષ કશું જ રહેતું નથી. લેખકે પ્રયોજેલી પોતાની વિશિષ્ટ શૈલી અને તળપદી ભાષા પુસ્તકને લોકભોગ્ય બનાવવામાં કારગત નીવડે છે. વિદેશી વ્યક્તિઓના મુખમાં તળપદી ભાષા મૂકવામાં ઔચિત્યભંગની સૂગ જોવામાં ચોખલિયાપણું હોય એમ લાગે છે, કેમ કે લેખકનો ઉદ્દેશ આ પ્રકારનાં આલેખન અને લેખનશૈલીથી બર આવ્યો છે એમ આખુય પુસ્તક વાંચ્યા પછી લાગે છે. સ્વામી આનંદનાં પુસ્તકોએ ગુજરાતી ગદ્યને આધુનિક કાળમાં એક વિશિષ્ટ બળ પ્રદાન કર્યું છે. સૌ કોઈએ એમનાં પુસ્તકો વાંચવાં જ જોઈએ.

**ધરતીનું લૂણ** (લેખક શ્રી સ્વામી આનંદ)

માનવીના જીવનમા પ્રગટતી ઊંચાઈ પાછળ કેવુ ગૌરવ, તેમ જ એ ગૌરવને જાળવવાના પુરુષાર્થ અને એની પાછળ ફના થવાની તમન્ના તેમ જ ઉત્કટ ત્યાગ અને બલિદાન રહેલાં છે—એવાં સામાન્યોમાં રહેલા અસામાન્ય તત્ત્વને મોખરે દર્શાવનારાં ચરિત્રો આ પુસ્તકમા છે.

મુંબઈમાં દૂધના વેપારમા નેકદિલીથી આગળ વધેલો અને કમાયેલો દાદો ગવળી, સુરતના અનાવલા મોનજી રૂદર, ખ્રિસ્તી ગામમાં ફનાગીરીને વરેલા મહાદેવથી મોટેરા છોટુભાઈ, અને ઊંચી પ્રમાણિકતાથી અને અનેક વ્યવહારુ સંઘર્ષો વચ્ચે વેપારી કુનેહથી આગળ વધેલા નામાંકિત ઉદારચરિત શિક્ષણપ્રેમી દાનવીર શ્રી ચંદુલાલ નાણાવટીનાં ચરિત્રો આ પુસ્તકનો મોટો ભાગ રોકે છે. આમાં જ્ઞાતિના જુલમનો—અન્યાયનો સંપૂર્ણ હિંમત અને ગૌરવથી સામનો કરતાં,

સહકાર અંગેની તેમ જ વ્યવહાર અંગેની જે માનતાઓ મૌનજી ભોગવે છે અથવા જીવનને વિકસાવવામાં આ પરિસ્થિતિને જે રીતે ચરિત્રનાયક જોગવે છે એ જ એના વ્યક્તિત્વને ઉપસાવે છે અને આ પ્રકારના આલેખન માટે તેમની યોગ્યતા પુરવાર કરે છે. સ્વ. છોટુભાઈ અને એમનાં અમીવોનાં ચિત્રો દસ્તાવેજી ઘટના-મૂલ્ય ઉપરાંત માનવજીવનની ઉચ્ચતા પ્રકટ કરનારાં છે.

'જીવ જીવને ભરખીને જો જીવતો હોય, તો દુનિયા કે' દાડાની વેરાન થઈ ગઈ હોત. પણ સંસાર પ્રેમવૃત્તિના બળ ઉપર ટકી રહ્યો છે. સ્વાર્થ અને ભોગ-વૃત્તિ ઉપર પ્રેમ અને સેવાની સરસાઈ છે. નબળામાં નબળા માણસમાં જ નહિ બલ્કે પશુ, પક્ષી, માખી, કીડી–અનુકીટ તમામ સજીવ સૃષ્ટિમાં, પ્રેમ અને સહા-યવૃત્તિ, સ્વસુખ અને ભોગવૃત્તિ કરતાં વધુ બળવાનપણે વિલસી રહી છે, તેથી જ સૃષ્ટિ ટકી રહી છે.' –(પૃ. ૧૫૫) આ 'માનવી ઊંચાઈની પારાશીશી' દર્શાવતા લેખકના વિચાર આ પુસ્તકમાં અન્ય ચરિત્રાલેખનમાં સાકાર બન્યા છે. સ્વ. નંદુભાઈએ ૫૭ વર્ષ લગી એકાકી જીવન ગુજાર્યું છતાં અણગમો કે કંટાળો વ્યક્ત કર્યો નથી. જીવનમાં સુઘડતા, કાર્યમાં ઉત્સાહ અને ધ્યેયનિષ્ઠ ઉદ્યમપરાયણતાથી એમણે જીવન વિતાવ્યું

પોતે વિદ્વાન અને દક્ષ હોવા ઉપરાંત એનું કદી પણ અભિમાન ન હતું. જે ધન કમાતા એ મોટે ભાગે સ્વાતંત્ર્યપ્રાપ્તિની લડતમાં વાપરતા. અનેક કાર્યકર્તાઓને એ મદદ કરતા, પોતાને ઘેર બોલાવતા. ૫૭ વર્ષના એમના એકાકી જીવનની બધી જ બચત એમણે દુઃખી અને ગરીબના લાભાર્થે વાપરવાનું વીલ કર્યું; એ વીલનો અંતિમભાગ માનવની ઊંચાઈ આવા 'ઝાકળ જેવા અણદીઠ' માનવમાં રહેલી છે એની પ્રતીતિ કરાવે છે.

'મારા આ વીલની અમલ–બજવણી કરનારાઓને મારો ખાસ આદેશ છે કે મારા આ વીલમાં કહેલી કોઈ પણ સખાવતને અંગે લેવાની ચીજસામગ્રી, યંત્ર, મકાન, કે એની કોઈ પણ વસ્તુ સાથે મારું કે મારાં મૃત કે હયાત સગાં-વહાલાંમાંના કોઈનું નામ જોડવું નહિ. અગર તો એવી તખતી ચોડવી નહિ.

વળી સદરહુ સખાવતો અંગેની કોઈ પણ ચીજ–વસ્તુ, યંત્ર કે મકાન, લેવા, ખરીદવા કે બાંધવા–બનાવવાના કામ જોડે મારા કોઈ પણ સગાસંબંધી કે કુટુંબનો સંબંધ આવવા દેવો નહિ. જે દીનદુખિયાં કે ગરીબોના લાભાર્થે મેં મારી અદના બચત બક્ષી છે, તેમના અંતરની દુઆ એ જ મારું સાચું ને પૂરું વળતર છે.' (પૃ. ૧૬૭).

આ પુસ્તકમાંના ચરિત્રનાયકોની ઉદાત્તતાનું આલેખન હૃદયસ્પર્શી અને પ્રેરક છે. ચરિત્રાલેખનમાં યથાસ્થાને આવતું પ્રસંગોચિત જીવનચિંતન વાચકને અંતર્મુખ કરી એની જીવનદૃષ્ટિને પરિશોધનની તક આપે છે. જીવનમાં વ્યથા, ઉદારતા, સહિષ્ણુતા વગેરે ગુણોમાં માનવની ઊંચાઈ રહેલી છે એવી પ્રતીતિ થાય છે.

'ધરતીનું લૂણ' એ શીર્ષકની યથાર્થતાને સિદ્ધ કરતી લેખકની ભાષાશૈલી નોંધપાત્ર છે. સૂરત જિલ્લાની વિશિષ્ટ બોલીભંગિને યથાતથ રૂપે મૂકીને પ્રસંગનિરૂપણમાં વાસ્તવ ઉપરાંત બોલીનું બળ પણ પ્રગટ થાય છે. આ પુસ્તક વાચતાં વાચક ચરિત્રનાયકના જે તે સ્થળ અને સમયનો સ્પર્શ માણતો હોય એવું લાગે છે. મૉનજી-રુદરના પત્ની ભીખીબાઈનું વ્યક્તિત્વ અને વક્તવ્ય પ્રાદેશિક છટાઓને સુપેરે વ્યક્ત કરે છે.

વર્ષભરના સમીક્ષાર્થે મળેલા ચરિત્રગ્રંથોમાં આ પુસ્તક અનેક રીતે વિશિષ્ટ રહે છે. ગુજરાતી ગદ્યમાં સ્વાભાવિકતા અને સરળતા સાથે બળ અને જીવંતપણું છે એનો આસ્વાદ આ પુસ્તકમાંથી માણી શકાય છે. આવાં બન્ને પુસ્તકો આ વર્ષમાં સ્વામી આનંદ પાસેથી પ્રાપ્ત થયાં છે એમાં ગુજરાતી વાઙ્મયનું ગૌરવ છે. સ્વામીજીનાં બધાં જ પુસ્તકો નિજી વિશિષ્ટતા ધરાવનારાં છે. એમાંય આ પુસ્તકોનો ઉમેરો ઉમળકો જન્માવે છે. પૂ. સ્વામીજીને સાદર અભિનંદન ઉપરાંત અભિવંદન પાઠવવાનું સહજ વક્તવ્ય બની જાય છે.

**આત્મકથા : જીવનસંગ્રામ : ભાગ ૪** (લેખક શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક)

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક વર્તમાન ગુજરાતના પ્રજાજીવનમાં એક નોંધપાત્ર વ્યક્તિ તરીકે સૌનું ધ્યાન ખેંચે છે. એમના જીવન દરમિયાન એમણે કરેલા સાહસો, પરાક્રમો અને દેશસેવાનો 'આત્મકથા'ના ત્રણ ભાગમાં આપેલો પરિચય, આ ચોથા ભાગમાં આગળ વધે છે. ઇન્દુલાલની આત્મકથાના આ ભાગોમાં ગુજરાતના રાજકીય અને સામાજિક જીવનના દસ્તાવેજનો એક મહત્ત્વનો ભાગ છુપાયેલો પડ્યો છે એનું મૂલ્ય જોતાં આ 'આત્મકથા'ના પ્રકાશનનો ફાળો નોંધપાત્ર છે.

'આત્મકથા'ના આ ચોથા ભાગને લેખકે પેટાશીર્ષક 'જીવનસંગ્રામ' આપ્યું છે એ યથાર્થ છે. ઇન્દુલાલે ૧૯૨૪થી ૧૯૩૫ સુધી જીવનના જે વિવિધ તબક્કામાં જીવનનો સંગ્રામ ખેલ્યો એનો રોમાંચક ઇતિહાસ આમાં આલેખાયો છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેની ગાંધીજીની વિચારસરણીના જાહેર વિરોધી ઇન્દુલાલમાં

રાષ્ટ્રપ્રેમ છલકતો હતો. પણ ઉદ્દામવાદી અને ઉહાપોહ જગવનારી એમની રીતિ-નીતિ રહેલી હતી. એટલે જે તે પ્રવૃત્તિમાં સ્થિર અને એકાગ્ર રહેવાને બદલે જે ભાવ હૃદયમાં જાગે એમાં તણાઈ જઈ ને એને સિદ્ધ કરવા તેઓ મથતા. ગાંધીજી સામે વિરોધ થયા પછી, પોતે સેવક મટીને એકારી વહોરી લીધી. આ વાસ્તવિકતા-ભર્યો એમનો સંગ્રામ એમના જીવનને અનેક રંગે ચીતરે છે. નોકરી માટેની એમની શોધ, એ દિવસોની આકરી ગરમીમાં મુંબઈનું શહેરીજીવન અને નોકરી મળવા છતાં પણ ઓછા પગારમાં મુંબઈના વિચિત્ર નિવાસમાં રહેઠાણ—આ બધો સંગ્રામ લેખકે ઉત્સાહભરી ભાષાશૈલીમાં આલેખ્યો છે. લેખકનો ઉત્સાહ, એમના અંતરનું ખમીર ઝળાંઝળાં કરતું પ્રગટ થયા કરે છે. અંગ્રેજી દૈનિક 'બોમ્બે ક્રોનિકલ'માં લેખક તરીકે જોડાયા પછી સાંપ્રત બનાવોની સમીક્ષા અને એ દ્વારા પોતાના ઉત્તેજક વિચારોની રજૂઆત અને પ્રચારની વિધિનો લેખકે પરિચય આપ્યો છે. લેખકે પત્રકાર, લેખક, ફિલ્મપ્રોડ્યુસર અને વિતરક જેવા વિવિધ ધંધાઓમાં જીવનવ્યવહાર માટે કેવો સંગ્રામ ખેલ્યો એનો ઇતિહાસ આલેખ્યો છે.

'આત્મકથા'ના આ ભાગમાં બીજો મહત્ત્વનો તબક્કો લેખકના વિદેશ-પ્રવાસનો છે. ૧૯૩૦માં વલ્લભભાઈ પટેલ જેલમાંથી છૂટયા ત્યારથી, ઇન્દુલાલે રાષ્ટ્રીય લડતમાં ફરી પ્રવેશ કર્યો. એમણે વલ્લભભાઈ ને મળીને દેશસેવા ખાતર આત્મબલિદાન આપવાની તત્પરતા બતાવી. પોતે 'જૂના જોગી' હોવાથી આઝાદીની લડતની પૂર્વભૂમિકાથી વાકેફ હતા અને ગાંધીજીથી તો ખાસ પરિચિત હતા. તેથી લડતનો તાગ મેળવીને પોતે પરદેશમાં કોંગ્રેસના અવિધિસરના એલચી તરીકે સારી કામગીરી બજાવી શકે એમ હતા. પ્રો. કે. ટી. શાહે, વલ્લભભાઈ ને આ અંગે કરેલું સૂચન સ્વીકારતા ઇન્દુલાલ લંડન, બર્લિન, ડબ્લીનમાં પ્રચાર-કાર્ય માટે ઊપડેલા. આ પ્રવાસની કથામાં લેખકે ઉદ્દામવાદની–સામ્યવાદની ઘણી અસરો ઝીલી. હિન્દની આઝાદીની લડતના પ્રચારનો એમનો વ્યૂહ અને એને પાર પાડવાના એમના પુરુષાર્થની કથા ઘણી જ પ્રેરક છે. એમાં ગાંધીજીની ગોળમેજી પરિષદ પણ આવી જાય છે. એ દિવસે ગાંધીજીની સભામાં થયેલો ઉહાપોહ પણ આલેખાયો છે. ૧૯૩૫માં લેખક પાછા ફર્યા તે દરમિયાનની કથામાં લેખકના આંતરજીવનમાં આવેલાં પરિવર્તનો, એમના વૈચારિક જીવનમાં વધતો રહેલો વેગ અને આંતરરાષ્ટ્રીય પ્રવાહોના એમના અવલોકન પરના એમના પ્રતિભાવોનો પરિચય મળી રહે છે. આ અંગે નોંધવું જોઈએ કે પ્રસંગોનું આલેખન સત્ય હશે પણ એની સમીક્ષામાં તાટસ્થ્ય જણાતું નથી, ને તે ઘટનાઓ પરત્વે

પોતે જ સાચું દષ્ટિબિંદુ ધરાવે છે, એવી છાપ વાંચનાર પર પડ્યા કરે છે. એમાંય ગોળમેજી પરિષદ વેળાના આઘાત-પ્રત્યાઘાતોની નોંધમાં તો આવું સવિશેષ જણાય છે.

'આત્મકથા'ના આ ખંડમાંથી પણ ઇન્દુલાલના વ્યક્તિત્વના અંતરંગી, મસ્ત, આવેશયુક્ત અને બેફિકર પાસાંનો પરિચય મળ્યા કરે છે. મુંબઈની તાજમહેલ હોટલ પાસેથી દરિયો જોઈને પરદેશગમનનાં સેવેલાં સ્વપ્નાં, લંડન-બર્લિનમાં નાચગાનની મસ્તી અને જે તે સ્વપ્ન આવી જતાં એને સાકાર કરવાની ખંતપૂર્વકની અને આવેશયુક્ત તમન્ના, એમના સ્વભાવની વિચિત્રતાઓને પ્રગટ કરે છે. એમના સ્વભાવનાં આ મૂળગત લક્ષણોનો પરિચય આજ પર્યંત ગુજરાતના જાહેરજીવનમાં પ્રગટયા કર્યો છે! લેખકનું અલગારીપણું અને બેફિકરાઈપણું આવાં જ વિચિત્ર છે. લેખકની દેશભક્તિ ઉત્કટ છે. મજૂર, કિસાન અને ગરીબોનું પ્રતિનિધિત્વ કરી શકે એવી એમની પાસે શક્તિ પણ છે. લંડનનો એક પ્રસંગ નોંધપાત્ર છે:

'સવારે તો સારો નાસ્તો ઘરમાં મળતો અને પછી બપોરે આ મળે ત્યાં સુધી અસલથી કંઈ ખાવાની ટેવ નહોતી તેથી રાતે જ મારે પૂરી મુસીબત વેઠવી પડતી. બર્લિનમાં તો સોસેજ ને બટાકાનું રાયતું પ્રમાણમાં સસ્તાં પડતાં; તેથી લંડનની મોંઘવારીથી વધારે મુઝાતો. એક વખત સમી સાંજે હું બહાર ફરવા નીકળતો હતો ત્યારે અમૃતલાલ શેઠ ઘેર પાછા ફરતા મળ્યા. 'કયાં જાઓ છો ?' એમ મને પૂછ્યુ, ત્યારે મે કહ્યું : 'મારા ખિસ્સામાં પૂરો શિલિંગ નથી ને ભૂખ તો કકડીને એટલે શું કરવું તે સૂઝતું નથી.' આ સાંભળીને શેઠ હસી પડ્યા ને બોલ્યા : 'તું તો હમેશ આવો જ રહ્યો. ચાલ, હવે આપણે સાથે જમીશું.' એમ કરીને તે દિવસે તો તેમણે મારી ભૂખ ટાળી. પણ રોજની તો મારી કહાણી હું જ જાણું.' (પૃ. ૨૫૯) આવા તો કેટલાય પ્રસંગો આવે છે.

પુસ્તકના પરિશિષ્ટમા લેખકના મહત્ત્વના લેખો તથા પત્રો મૂકવામાં આવ્યા છે. ઇન્દુલાલની ભાષા સાહિત્યિક ગુણવત્તાવાળી છે. સાથે પત્રકારત્વની રંગદર્શિતાની છાંટવાળી પણ છે. આત્મકથાના સ્વરૂપને આ ભાષા, તથા લેખકની સ્વપ્નશીલ પ્રકૃતિનું બળ કેટલે અંશે યથાર્થ રૂપે પ્રકટાવતું હશે એ પ્રશ્ન વિચારણીય બને એવો છે. આ મુદ્દો બાદ કરતાં એક ફકીર જીવન ગુજારતા અદના દેશભક્તની આ જીવનકથા કોઈ પણ વાચકને રસભર્યો વાચનનો આનંદ આપ્યા વિના નહિ રહે.

**ભાનુશંકર યાજ્ઞિક** (લેખક શ્રી ચંદુલાલ એમ. શાહ)

વીસમી સદીના પૂર્વાર્ધમાં રાષ્ટ્રમુક્તિના આંદોલનમાં ભાગ લઈને દેશસેવામાં ખપી જનારાઓ સંખ્યાબંધ હતા એમાં શ્રી ભાનુશંકર યાજ્ઞિક દેશસેવાથી આરંભી એક રાજપુરુષ તરીકે પોતાની કારકિર્દી કેવી રીતે વિકસાવી એની કથા આ પુસ્તકમાં આપવામાં આવી છે લેખકમાં ચરિત્ર ઉપજાવવા માટેની આવશ્યક અને પૂરતી સજ્જતા જણાતી નથી રાજકીય, સામાજિક, કૌટુંબિક પરિબળોનો પરિચય મળતો નથી શ્રી ભાનુભાઈના ઉત્કર્ષમાં જે અસામાન્ય ગુણોએ ભાગ ભજવ્યો છે એનુ નિરૂપણ ક્યાંક રગદરી કીધીથી થયું છે એથી ચરિત્રની જે અસર વાચકના મન પર થવી જોઈએ એ થતી નથી મનુષ્યસુલભ અન્ય નિર્બળતાઓના ઉલ્લેખ વિના લૌકિક સિદ્ધિમાં પ્રગતિ સાધનાર માનવીનું ચરિત્ર એકાંગી અને પક્ષપાતી વર્ણનવાળું બની જાય છે વળી ચરિત્રમાં કે જે શ્રી ભાનુશંકર યાજ્ઞિકને એમની જ્ઞાતિ તરફથી જે સન્માનપત્રો મળ્યા છે એના વર્ણનની લેશ પણ આવશ્યકતા નથી ચીનાવાનું અત્યુક્તિથી ભરેલા સન્માનપત્રોના નખાણો આ પુસ્તકમાં ઔચિત્યભંગ પણ કરે છે, અને એ માનપત્રો ચરિત્રનાયકની ગુણસંપત્તિની અતિશયોક્તિસભર સ્તુતિ બની જાય છે

**જ્ઞાતપુત્ર શ્રમણ ભગવાન મહાવીર** (લેખક પ્રો શ્રી હીરાલાલ રસિકદાસ કાપડિયા)

આ પુસ્તકમાં શ્રમણ મહાવીર સ્વામી અંગે લેખકે ભિન્ન ભિન્ન સમયે લખેલા લેખો તથા ભાષણો સંગ્રહવામાં આવ્યા છે પુસ્તકના સામાન્ય રીતે બે ભાગ પડે છે પહેલા વિભાગમાં લેખક સમસ્ત તીર્થંકરાના ૧૦૦૮ પૈકી કેટલાકનો તેમજ પ્રત્યેક તીર્થંકરના ૩૪ અતિશયોનો કે જે એમની બાહ્ય ઉપરાંત આન્તરિક વિભૂતિ પર પણ પ્રકાશ પાડે છે તેમનો ચિતાર આપ્યો છે લેખકે આરંભમાં મૂકેલા આ લેખો ચરિત્રવાચક માટે એક ચોક્કસ પ્રકારની ભૂમિકા પૂરી પાડે, બાકીના બીજા ભાગમાં મહાવીર સ્વામીના જીવન પર પ્રકાશ પાડતા લેખો છે

આ લેખો એના લેખકની તદ્વિષયક સજ્જતાના અને જ્ઞાનના દ્યોતક છે મહાવીર સ્વામીના જીવનની વિશિષ્ટ ઘટનાઓ આલેખતો લેખ વધુ રોચક બન્યો છે લેખકે આ પુસ્તકમાં વીરસ્તુતિ અને એનો ભાવાનુવાદ, તથા મહાવીર સ્વામી સંબંધી સ્તુતિ અને સ્તોત્ર આપ્યા છે લેખકના ધર્મરંગી સ્વભાવનો પરિચય થવા ઉપરાંત આ પુસ્તક દ્વારા એમની નોધ-ચીવટ અને મહેનત પણ જણાય છે

જૈન તત્ત્વજ્ઞાનની પરિભાષાના ઉપયોગથી આ પુસ્તક સર્વધર્મી પ્રજાસમૂહના

ઉપયોગમાં આવે એવું લાગતું નથી. જૈનધર્મીઓને આ પુસ્તકનું વાચન ભાવના-ભક્ત નીવડશે એટલું ધર્મફળ આ પુસ્તકના લેખક અવશ્ય પ્રાપ્ત કરશે.

**સતી ગંગાબાઈ** (સંક્ષિપ્ત ચરિત્ર અને ભજનો)

સૌરાષ્ટ્રનાં એક સન્નારીની ભક્તિભરી આ જીવનકથા પરંપરિત દૃષ્ટિએ લખાઈ છે. આ ભક્ત સન્નારીની સાધનારીતિમાં સત્સંગ એ મુખ્ય હતો. પણ એ સત્સંગ પાછળની ભાવનાનુ રહસ્ય આ નાનકડા આલેખનમા પ્રગટ કરવામાં આવ્યુ નહિ હોવાથી, ચમત્કારને લક્ષમાં ગણીને સંતભક્તોનાં લખાતાં ચરિત્રની કક્ષાનું આ પુસ્તક બન્યુ છે. ગંગાબાઈનુ જીવન આ પુસ્તિકાનો નાનકડો ભાગ જ રોકે છે પણ સતી ગંગાબાઈના આધ્યાત્મિક જીવનનો પરિચય કરાવનારાં જે ભજનો મૂકવામાં આવ્યાં છે એ આ પુસ્તિકાની ઊજળી બાજુ છે. તળપદી બાની અને લયમાધુર્યને લીધે આ ભજનોનો અર્થબોધ સરળ બન્યો છે, અને એમાં વ્યક્ત થયેલી ભાવનામયતા અને સાધનમીમાંસા હૃદયસ્પર્શી છે. સૌ કોઈને આ પુસ્તિકા આ દૃષ્ટિએ વધારે પ્રેરક બની રહે એવી છે.

**બાપુ-દર્શન–ભાગ ૧, ૨, ૩** (શ્રી દિલખુશ બ. દીવાનજી)

અગાઉ 'લોકજીવન'માં ક્રમશ: પ્રગટ થયેલા લખાણને ત્રણ પુસ્તિકાઓને સ્વરૂપે પ્રગટ કરવામાં આવ્યુ છે. આ પુસ્તિકાઓમાં ગાંધીજીના જીવનના પ્રેરણાત્મક પ્રસંગોનું આલેખન કરવામા આવ્યુ છે ગાંધીજીના સંપર્કમાં આવનાર ભિન્ન ભિન્ન કક્ષાની વ્યક્તિઓમાં ગુણસિંચન અને જીવનવિકાસ કેવી વિલક્ષણ રીતે થતો હતો એનો પરિચય વાંચનારને મળે છે અને એ દ્વારા ગાંધીજીના તદ્દન સામાન્ય લાગતા વર્તન પાછળ પણ કેટલી સૂક્ષ્મ દૃષ્ટિ રહેલી છે એનો પરિચય સવિશેષ થાય છે.

આ પુસ્તિકાઓમાં કેટલાક વિશિષ્ટ પ્રસંગો પણ છે. ગાંધીજીના પ્રત્યક્ષ સંપર્કમાં ન આવનાર એવા સમૂહનુ ગાંધીજી પ્રત્યેનુ ભાવદર્શન આલેખાયુ છે. ગાંધીજીનુ વિભૂતિમત્વ પરોક્ષ રીતે પણ કેટલુ અસરકારક બને છે એનો પરિચય એમાંથી મળે છે.

લેખકની શૈલી ટૂંકાં વાક્યોવાળી, ચોટદાર છે. કિશોરોને પણ આ પુસ્તિકાનું વાચન પ્રેરક બને એવુ છે. ગાંધીશતાબ્દિના વર્ષમા પ્રગટ થયેલી આ પુસ્તિકાઓ ગાંધીજીના વ્યક્તિત્વનાં અનેકવિધ પાસાંના સંપર્કમાં એના વાંચનારને મૂકી આપે છે. કેટલાક પ્રસંગો અને લેખકનો ગાંધીજી પ્રત્યેનો કેટલોક અતિભાવ દરેક વખતે પ્રતીતિકર જણાતા નથી.

## ખંડિત કલેવરમાં અખંડિત મન (શ્રી ઈશ્વરભાઈ પટેલ)

લેખક 'કેફિયત' એ શીર્ષક હેઠળ લખેલી પ્રસ્તાવનામાં નોંધે છે : 'આપણો સમાજ લૂલા–લંગડા, બધિર–ચક્ષુહીન કે અન્ય રીતે અપંગ પ્રત્યે માત્ર દયાની લાગણી ધરાવે અને એ લાગણીથી પ્રેરાઈ એને કંઈક ખાવાપીવાનું, પહેરવા-ઓઢવાનું આપી કશુંક કર્યાનો સંતોષ અનુભવે છે. વાસ્તવમાં આ અધૂરો, ક્ષણિક ઇલાજ છે. સ્થાયી અને દૂરગામી ઇલાજ આવા લોકોને ધંધે ચડાવવાનો છે, જેથી એ સ્વાવલંબી બની જીવનને પૂર્ણતયા માણે.'

આ વિચારસંદર્ભમાં લેખકે ન્યૂયૉર્કની–એબિલિટીઝ ઇન્ક નામની સંસ્થાનાં ચારસો જેટલાં અપંગોની પુરુષાર્થગાથામાંથી ૧૪ જેટલી વ્યક્તિઓના જીવન-રમની રસભરી રજૂઆત કરી છે.

આ સંસ્થાને સ્થાપનાર પણ અપંગ. આ સંસ્થાના પ્રાણ સમાન હેન્રી અને એલનની કરુણાભરી જીવનકથા માનવમનના પ્રબળ સંકલ્પની જ્યોતિરેખાથી ઝળહળતી રહે છે. જે ચૌદ વ્યક્તિઓના ખંડિત કલેવરમાં રહેલા અખંડિત મનની રેખા આ પુસ્તિકામાં ઉપસાવાયેલી છે એમાં આ બે વ્યક્તિઓનો સમાવેશ થાય છે, એટલું જ નહિ પણ અન્ય પ્રસંગો પાછળ પણ આ બન્ને વ્યક્તિઓનો ઉલ્લાસભર્યો પુરુષાર્થ પરોવાયેલો પણ જોઈ શકાય છે.

પિયાનો અને ટ્રમ્પેટ વગાડી જાણનાર એક હાથવાળો ટયુબી, ત્રણ વર્ષથી મગજના લકવામાં સપડાયેલી બાર્બરા, બન્ને પગે બાળલકવાનો ભોગ બનેલી એલન, હૃદયની અપાર ઊંડી કરુણા ઉપજાવનારાં છે. એ સાથે જ એમના જીવનમાં પ્રકટેલા અખંડિત મનોબળના ઉત્સાહ, ઉમંગ વાચનારના ચિત્તમાં અપૂર્વ પ્રેરણા આપનારા પણ છે.

શ્રી ઈશ્વરભાઈ એક શિક્ષક છે–વિદ્યાલયના તેમ જ સમાજના. એમણે આ પ્રસંગો પ્રેરણાત્મક અને હૃદય-પર્શી બની રહે એ રીતે આલેખ્યા છે. નાનાં-મોટાં સૌને માટે આ પુસ્તક વાંચવા જેવું છે. લેખકની પ્રસંગ–આલેખનશૈલીનો એક નમૂનો આપ્યા વિના રહી શકાતું નથી. જેના બંને પગ નકામા થઈ ગયા છે એવી એલનનું "ઘર હતુ એક માળામા ધેર પહોંચવા દાદર ચડવો પડતો. પગથિયાં તરફ પીઠ રાખી, હાથના ટેકે એલન દાદર ચડતી હતી. ચારેક પગથિયાં બાકી હશે ત્યાં એક સજ્જન દાદર ઊતરવા આવ્યા. એમને લાગ્યુ કે છોકરીને નીચે ઊતરવું છે. કશું ય બોલ્યા–કર્યા સિવાય એમણે આ છોકરીને ઊંચકી લીધી ને ઝપાટાભેર પગથિયાં ઊતરી, આ છોકરી કશું ય બોલે તે પહેલાં, એને બાંધ-

તળિયે મૂકી ચાલતી પકડી. એલનને આખો દાદર ફરી પરિશ્રમપૂર્વક ચઢવો પડ્યો." (પૃ. ૯)

## વીર વિઠ્ઠલભાઈ (લેખક શ્રી ઈશ્વરભાઈ પટેલ)

શ્રી વિઠ્ઠલભાઈ પટેલ એક ખેડૂતના પુત્ર. એ જમાનામાં એ ધારાસભાના પ્રમુખ બને અને દિલ્હીના દરબારમાં બેસે એ ઘટના વિરલ હતી. કોઈ પણ પરિસ્થિતિથી ન ડરનાર અને પરિસ્થિતિ અને સંજોગોનો યુક્તિથી મુકાબલો કરનાર, સતત મંથનશીલ આ વીર પુરુષે દિલ્હીના હાકેમોને પોતાની કાર્ય-રીતિથી ચકિત કરેલા. એમણે ધારાસભાના પ્રમુખનાં માન ને મોભો વધારી નીરોગી પાર્લમેન્ટરી પદ્ધતિનો પાયો નાંખેલો.

આવા મહાપુરુષના જીવનપ્રસંગો આ પુસ્તકમાં આલેખાયા છે. આ પ્રસંગો નવી પેઢીને ઉત્સાહવર્ધક અને માર્ગદર્શક નીવડે એવા છે. પુરુષાર્થ સિવાય કશાની પણ પ્રાપ્તિ થતી નથી એવી શ્રદ્ધાનો સંચાર થાય એવા લેખકના હેતુને પાર પાડે એવી આ ચરિત્રપુસ્તિકા બની છે.

## લાલબહાદુર શાસ્ત્રી (શ્રી ઈશ્વરભાઈ પટેલ)

સ્વતંત્ર ભારતના બીજા વડાપ્રધાન લાલબહાદુર શાસ્ત્રી ભારતના રાજ-કારણમાં એટલી તો ઝડપથી પ્રવેશ્યા, અને ભારતની સમસ્યાઓને પાર પાડી ભારતને ઊંચે લાવવા એ જ્યાં ઝળકવા લાગ્યા ત્યાં જ એમના જીવનનો અસ્ત થયો. પરિણામે ભારતની સામાન્ય જનતા જ માત્ર નહિ પણ કેટલાય શિક્ષિતો પણ આ વ્યક્તિના વ્યક્તિત્વની ભૂમિકામાં રહેલી તપશ્ચર્યાનો પરિચય પામી શક્યા નથી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીનાં વીસ વર્ષમાં લાલબહાદુર થોડાક કાળમાં પણ ભારતીય પ્રજાનું પ્રતિનિધિત્વ અપૂર્વ મનોબળ, પ્રચંડ પુરુષાર્થ, અને એકાગ્ર લક્ષ્યબિંદુને સિદ્ધ કરવાની તમન્નાથી જે રીતે કર્યું છે એનો ઇતિહાસ તો ઘણો જ મહાન છે.

શ્રી ઈશ્વરભાઈએ લાલબહાદુર શાસ્ત્રીના વ્યક્તિત્વનાં મુખ્ય મુખ્ય પાસાંઓનો પરિચય કરાવ્યો છે. એમ કરવામાં શાસ્ત્રીજીના જીવનના જે પ્રસંગો આલેખ્યા છે એમાં તેમણે કરેલી પસંદગી, સૂક્ષ્મદૃષ્ટિનું ઔચિત્ય માન પ્રેરે એવું છે. આજના દોડાદોડીના જમાનામાં જલદી પૂરું કરી શકાય એવું, છતાં રસ-ભર્યું આ ચરિત્ર અવશ્ય બન્યું છે. પણ આનું વિસ્તૃત અને નિરાંતથી છતાં રસભરી રીતે વાંચી શકાય એવું ચરિત્ર શ્રી ઈશ્વરભાઈ જ લખે એવી ક્ષમતા એમની લેખનશૈલીમાં છે. આશા છે કે લેખક આ કાર્ય માટેનો પુરુષાર્થ ખેડશે

અને ગુજરાતી પ્રજા અમલ દેશના એક મહાપુરુષના જીવનની કથાને મૂકશે

**ઝવેરચંદ મેઘાણી** (શ્રી બાબુભાઈ પ્રાણશંકર વૈદ્ય)

ગુજરાત રાજ્ય સમાજ શિક્ષણ ગ્રંથમાળામાં જીવનચરિત્ર શ્રેણીના આઠમા પુસ્તક તરીકે આ પુસ્તિકાનું પ્રકાશન થયું છે એમાં મેઘાણીના વ્યક્તિત્વના મુખ્ય પાસામાં એમના સ્વભાવની વિશિષ્ટતા, સર્જક તરીકે પાત્રો અને સમૂહ સાથે એકરૂપ થઈ જવાની એમની ફાવટ, અને કવિ તરીકે યુગને વાચા આપવાની એમની પ્રતિભા આ પુસ્તિકામાં આલેખાયાં છે

લેખકે મેઘાણી વિષેનું આ પુસ્તક ઉમળકાથી લખ્યું છે એમની શૈલી પણ તળપદી હોવાથી ચરિત્ર-નાયકના વ્યક્તિત્વને ઉઠાવ આપવામાં સમર્થ નીવડી છે 'સોરઠી અમીરાત', 'ગાભરાપણ', 'મનુભાઈ' જેવા શબ્દપ્રયોગો, 'મેઘાણી 'હાડોહાડ' લેખક હતા' આ લેખક માટે વપરાયેલું લોકબોલીનું વિશેષણ લેખકના શબ્દ પ્રયોગના નમૂના છે પુસ્તિકા રસપ્રદ વાચી શકાય એવી બની છે નવશિક્ષિતો માટે જ આ પુસ્તિકા લખાયેલી છે એથી જ મોટા ટાઈપમા છપાયેલી છે

**મહાત્મા ટોલસ્ટોય** (લેખક શ્રી રામનારાયણ ના પાઠક)

ટોલ્સ્ટોયના પૂર્વજીવનની મથામણ, મંથન અને ઉત્તર જીવનની એમની તપશ્ચર્યા અને એમાથી પરિણમતી એક મહાત્મામૂર્તિ ટોલ્સ્ટોયનો આ પુસ્તિકામા દર્શાવેલો પરિચય પ્રેરક અને રસભર્યો બન્યો છે વિલાસી અને આળસુ જીવનમાંથી નીકળી, સાદાઈ અને સંતોષથી જીવના પુરુષાર્થ અને શ્રમની જે જીવનરસ પ્રાપ્ત થાય છે અને પરિણામે જે શાંતિ અને આનંદ મળે છે એનો ખ્યાલ આ ચરિત્ર વાચનારને એ રીતે જીવવા પ્રેરે એવી રીતે આલેખાયો છે

પ્રસંગોના ચયનની અપૂર્વ કલા તો શ્રી રામનારાયણભાઈ પાસે છે જ લેખકે ટોલ્સ્ટોયના નવા જીવનનો પરિચય વિલક્ષણ રીતે કરાવ્યો છે ટોલ્સ્ટોયે બાળકોને ભણાવવા માટે એના સુરોન નામના એક માણસને રાખ્યા હતાં એમણે જે સંસ્મરણો આલેખ્યા છે એમાથી લેખકે પસંદગી કરીને ઉતાર્યાં છે ચરિત્ર લેખકે યથાર્થ નિરૂપણની જે ચીવટ રાખવી જોઈએ એનો ખ્યાલ આપે તે લેખકે અજમાવેલી આ રીતિ પરથી આવે છે લેખકની શૈલી કિશોરો તેમ જ નવશિક્ષિતોને પણ રોચક નીવડે એવી છે

**ગુજરાતના સુપુત્રો-ભાગ ૧** (લેખક શ્રી ધનવંત ઓઝા)

આ નાનકડી ચરિત્રપુસ્તિકામા જયકૃષ્ણ ઇન્દ્રજી, ગટ્ટુ ભટ્ટ અને ત્રિભુવન ઝન ગજ્જરના જીવનનો મીતાદાયી પરિચય કરાવાયો છે જયકૃષ્ણ વનસ્પતિશાસ્ત્રી,

ઝંડુ ભટ્ટ આયુર્વેદનિષ્ણાત, અને ત્રિભુવનદાસ ગજ્જર રસાયણશાસ્ત્રી. ગુજરાતના આ ત્રણેય સુપુત્રોએ પોતાની વૈજ્ઞાનિક પ્રતિભાનો જે પરિચય આપ્યો છે અને એમની પ્રતિભાએ ગુજરાતની પ્રજાની જે જાહેર સેવા કરી છે એની પ્રતીતિ પણ લેખકે લખેલા આ ચરિત્રમાંથી થઈ શકે છે. ગૂર્જરભૂમિના ગૌરવને સમજવામાં અને વધારવામાં આ પુસ્તિકા મહત્ત્વનો ભાગ ભજવે એવી છે.

**ગુજરાતના સુપુત્રો-ભાગ ૨** (લેખકો શ્રી ઈશ્વરભાઈ જે. પટેલ અને શ્રી રામનારાયણ ના. પાઠક)

આ પુસ્તિકામાં ત્રણ લોકસેવકોનાં સંક્ષિપ્ત ચરિત્રો આલેખવામાં આવ્યાં છે. શ્રી મોતીભાઈ અમીને સત્તા અને અધિકારવાળી નોકરીના પ્રલોભનને ફગાવી દઈને પોતાનું સમગ્ર જીવન શિક્ષણનાં અને પુસ્તકાલય-પ્રવૃત્તિનાં સ્થાપન અને પ્રચાર માટે ગાળ્યું. બીજા ચરિત્ર નાયક ગોપાળદાસ દરબાર-રાજવીએ પોતાની ઠકરાતને બાજુએ મૂકી, દેશના સ્વાતંત્ર્યની લડતમાં ઝુકાવી, સ્વેચ્છાએ ગરીબી અને કષ્ટ સ્વીકાર્યાં અને લોકસેવા કરી. આ બન્ને ચરિત્રો શ્રી ઈશ્વરભાઈએ પોતાની પ્રભાવક શૈલીમાં આલેખ્યાં છે.

ગુજરાતના ત્રીજા સુપુત્ર શ્રી ગિજુભાઈ બધેકા. એમણે મોટી આવકવાળો ધંધો ત્યજી દઈને ગુજરાતનાં નાનાં બાળકોને કેળવણી આપવા માટે બાલમંદિરો ખોલવાની નવી દૃષ્ટિ અર્પી, અને એ માટે શિક્ષકો તૈયાર કરવામાં અને બાળ-સાહિત્ય સર્જવામાં જીવન અર્પણ કર્યું. આ ચરિત્ર શ્રી રામનારાયણભાઈએ રસભરી શૈલીમાં આલેખ્યું છે. ગુજરાત રાજ્ય સમાજ શિક્ષણ સમિતિની ચરિત્ર પ્રકાશન શ્રેણીમાં આ બન્ને પુસ્તકો વધુ નોંધપાત્ર બને એવાં છે.

**મહાન વૈજ્ઞાનિકો-ખંડ ૮** (લેખકો શ્રી સુરેશ શેઠના અને શ્રી નરસિંહ મૂ. શાહ)

કિશોરો માટે લખાયેલી, વૈજ્ઞાનિકોનો પરિચય કરાવતી આ પુસ્તકશ્રેણીના આઠમા ખંડમાં જહોન ડગલાસ, ડૉ. વાડિયા, રામાનુજન, ભટનાગર, ભાભા, મેઘનાદ, સી. વી. રામન, આટલા વૈજ્ઞાનિકોની જીવનરેખા આપીને એમણે કરેલી મુખ્ય શોધોનો પરિચય કરાવાયો છે. વૈજ્ઞાનિકોએ કેવા સંજોગોમાં પોતાનું કાર્ય આગળ ધપાવ્યું એની પુરુષાર્થપ્રેરક કથા આ પુસ્તકમાં છે. આવો ચરિત્રગ્રંથ તો શિક્ષકોને પણ ઉપયોગી થાય એવો છે. લેખકોની શૈલી લોકભોગ્ય છે.

સી. વી. રામનના પરિચયલેખમાં લેખકોએ 'હજુ પણ-બ્યાસી વર્ષની ઉંમરે પણ-...' એમ લખ્યા પછી ત્રીજા જ પેરામાં 'આજે ૮૦ વર્ષની ઉંમરે પણ...' એમ ઉલ્લેખ્યું છે. એમાં ઉતાવળે વિગતદોષ પ્રવેશી ગયો છે. ૧૯૬૯માં

પ્રકાશિત થયેલ આ પુસ્તિકા વેળાએ શ્રી ગમન ૮૨ વર્ષના જ હોય, ૮૦ના તો નહિ જ।

**'ધૂમકેતુ'ના જીવનઘડતરની વાતો-૧૧ (લેખક શ્રી ઉષા જોષી)**

ધૂમકેતુના જીવનમાં ૧૯૪૪ પછી બનેલા બનાવો આ પુસ્તિકામાં આલેખાયા છે સચ્ચાઈ માટેનો પ્રેમ અન્યાયની સામે થવાની વૃત્તિ સ્પષ્ટ વક્તૃત્વ અને ગરીબ વિદ્યાર્થી પ્રત્યે સહાનુભૂતિ-વગેરે જેવા ધૂમકેતુના કેટલાક આંતરિક ગુણોનો પરિચય આ પુસ્તિકામાંના પ્રસંગો પરથી મળે છે કેટલાક પ્રસંગોનું આલેખન હૃદયસ્પર્શી બન્યું છે કેટલાક પ્રસંગોમાં પરિવારના સભ્યોનો ધૂમકેતુ પ્રત્યેનો પ્રેમભાવ અને ધૂમકેતુની પુત્રાદિ કુટુંબીજનો પ્રત્યેની લાગણીનો પરિચય થાય છે

પુત્રીની કલમે લખાયેલા પિતાના જીવનના આ પ્રસંગોમાં આત્મીયતાનો અને પૂજ્યભાવનો સ્પર્શ થયા કરે એ સ્વાભાવિક છે પણ એ સાથે પ્રસંગાલેખનમાં ઘણે સ્થાને તાટસ્થ્ય જોવા મળે છે એ હકીકત પણ જ નોંધપાત્ર છે

**બહુસ્વરૂપી ગાંધીજી અને ગાંધીજીનું સાચું સ્વરૂપ-ભાગ ૧**
**(લેખક શ્રી ગતિલાલ અધ્વર્યુ)**

લેખકનો આશય ગાંધીજીના જીવનના વિવિધ પાસાઓને રસાળ શૈલીમાં આલેખવાનો છે પરંતુ રજૂઆતની અસંગતિ સંકલનામાં શિથિલતા તથા ભાષાશૈલીની કૃત્રિમતા આ પુસ્તક-લેખનના આશયને પાર પાડતા નથી. લેખકે જે શૈલી પ્રયોજી છે એ વિષયને ભવ્ય બનાવવાના હેતુથી પરંતુ વિષયની રજૂઆત અને શૈલી બંને નિષ્ફળ નીવડ્યાં છે કેટલીક જગાએ તો લેખકે ગાંધીજીના વ્યક્તિત્વને અત્યંત ધૂંધળું અને ઘણું જ અસ્પષ્ટ દર્શાવ્યું છે 'બ્રહ્મચારી ગાંધીજી' તથા 'સાહિત્યકાર ગાંધીજી' જેવા પ્રકરણો ગાંધીજીના તે તે સ્વરૂપને જરાય સ્પષ્ટ કરતા નથી. આ વિધાનના સમર્થન માટે અમને પુસ્તકોના પાને પાને ઉદાહરણો મળે એમ છે એની ચર્ચા પણ અત્રે ઉતારવું યોગ્ય માન્યું નથી

**બાપુ (લેખક શ્રી નવલભાઈ શાહ)**

બાપુજીવનના પ્રસંગ આલેખતું આ પુસ્તક સરસ બન્યું છે લેખકે ગાંધીજીના આખાય જીવનને નાના નાના પ્રસંગ-ઝમકારથી સુરેખ અને જીવંત બનાવ્યું છે નવલભાઈની સરળ ભાષાશૈલી આ પ્રસંગચિત્રો માટે સહાયક અને ઉપકારક નીવડી છે ગાંધીજીના જીવનવૈવિધ્યનો ખ્યાલ આપતી આ બેતાલીસ પાનાની પુસ્તિકા સરળ અને રસભરી બની છે

**આવો દુનિયાની સફરે–ભાગ ૧ થી ૪** (લેખક શ્રી યશવંત મહેતા)

પુસ્તકોનું શીર્ષક સૂચવે કે આ પ્રવાસ-પુસ્તક હશે. પરંતુ આ પુસ્તકો દુનિયાના દેશોની ઐતિહાસિક અને સાંસ્કૃતિક માહિતી જ આપે છે. બાળકો માટે લખાયેલાં આ પુસ્તકો ઇતિહાસ-ભૂગોળના એમના અભ્યાસક્રમમાં કે કદાચ દુનિયાના દેશો વિશે જાણકારી ખાતર ઉપયોગી બની શકે એમ માનીએ તો સંતોષકારક લાગે. બધા જ દેશોનાં વર્ણનો વાંચતાં એક છાપ તો વાંચનારના મન પર પડે જ કે જગતના દેશો સમયના પટ પર ખૂબ જ વેગથી વિકાસ પામી રહ્યા છે, અને જે જે દેશની પ્રજાઓએ યાતનાઓ-યુદ્ધો અનુભવ્યાં છે એમણે ખમીરથી, પુરુષાર્થથી વિકસવાનું કર્યું છે.

આ પુસ્તિકાઓનું વાચન આવી છાપ અવશ્ય ઊભી કરે પણ આ પુસ્તિકાઓ બાળકોને કે કિશોરોને કઈ રીતે ઉપયોગી થઈ શકે એ પ્રશ્ન તો રહે છે જ.

## અધ્યાત્મ-તત્ત્વજ્ઞાન

**ઈશ્વર હયાત છે** (સ્વામી શિવાનંદ, અનુવાદક શ્રી ભૂપતરાય ઓધવજી વ્યાસ)

સ્વામી શ્રી શિવાનંદ સરસ્વતીના ' God Exists ' એ અંગ્રેજી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. એમાં વિશ્વની રહસ્યમતાનો પરિચય આપવામાં આવ્યો છે અને એ રહસ્યમાં જ ઈશ્વરની હયાતી છે. ઈશ્વરને માનવા પાછળનાં કારણોની તપાસ અને ચર્ચા વિગતે થઈ નથી. શ્રદ્ધાનું બળ એ માટે મહત્ત્વનું છે. પણ પુનર્જન્મનાં દુઃખોના ભયથી શ્રદ્ધા જન્મે છે અને એ ઈશ્વરને માનવા પ્રેરે એમાં અધૂરો વિચાર સમજાવાયો છે એમ લાગે છે. ' ઈશ્વર ' વિષે, એના સ્વરૂપ વિષે વેદાન્તની પરિભાષા પ્રયોજાઈ છે. પણ ઈશ્વરના અસ્તિત્વ અંગે ૪૬ દલીલો રસભરી બની છે. લેખકે પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓના સમર્થનમાં આ વિષયનો શક્ય તેટલો બૌદ્ધિક અભિગમ સાધ્યો છે. ' નાસ્તિક-આસ્તિક સંવાદ ' રસભર્યો છે. જિજ્ઞાસુને આ પુસ્તિકા માર્ગદર્શક બને એવી છે.

આ અનુવાદ પ્રસન્નકર નથી. અનુવાદકે મૂળના ભાવને પકડવાને બદલે ઘણે સ્થળે માત્ર શબ્દાર્થને જ લક્ષમાં રાખ્યો છે. પરિણામે ગુજરાતી શબ્દ-પસંદગીમાં જે આધ્યાત્મિક વ્યંજનાની શક્તિ પ્રકટવી જોઈએ એ પ્રકટની નથી. સ્વામીજીની વાણીની હૃદયસ્પર્શીતા તરજૂમિયા રીતિમાં અટવાઈ ગઈ છે. પૃ. ૪૭ પરનો છેલ્લા પેરા આ વિધાનના સામર્થન માટે પૂરતો છે.

**સો વર્ષ જીવવાના ઉપાય** (લેખક: શ્રી સ્વામી શિવાનંદ, અનુવાદક: શ્રી ભૂપતરામ ઓધવજી વ્યાસ)

આ પુસ્તકમાં આરોગ્ય ટકાવી રાખવા અને દીર્ઘાયુ પામવાના ઉપાયોનું વિવરણ કરવામાં આવ્યું છે. માનવશરીર એ ધર્મનું એક અગત્યનું સાધન છે. એ સાધન દ્વારા પરમતત્ત્વનો–લક્ષ્યનો–સાક્ષાત્કાર શક્ય બને છે. એ માટે યોગાસનોની આવશ્યકતા અને એ આચરવાની રીતો સચિત્ર આપવામાં આવી છે. આસનો કરવાથી થતા ફાયદા પણ વર્ણવાયા છે.

રોગના પ્રતિકાર માટે નિસર્ગોપચાર તેમ જ આહારવિહારની સૂચનાઓ વિગતે આપી છે. આમ છતાં ડૉક્ટરની સલાહની જરૂર જણાતાં એમ કરવાનું પણ ખાસ સૂચવાયું છે.

વળી, દીર્ઘાયુષ ભોગવેલી કેટલીક વ્યક્તિઓ વિષે 'હિંદુસ્તાન ટાઇમ્સ' તેમ જ 'હેલ્થ'માંથી સંપાદન કરવામાં આવ્યું છે. આ નાનકડું પુસ્તક કુદરતી ઉપચાર અને કસરત દ્વારા આરોગ્ય અને દીર્ઘાયુષ-પ્રાપ્તિની પ્રેરણા માટે ઉપકારક બને એવું છે.

**મનોજય** (લેખક શ્રી સ્વામી શિવાનંદ, અનુવાદક: સ્વ. જનાર્દન પ્રભાસ્કર)

સ્વામીજીનું આ નાનકડું પુસ્તક મનનું સ્વરૂપ, લક્ષણ અને એના કાર્યનું વૈચિત્ર્ય કેવાં પ્રકારનાં છે એનું નિરૂપણ કરે છે. મનના પ્રવાહોને ઓળખવા માટે આ પુસ્તકમાં કેટલીક ચાવીઓ છે અને એનો અભ્યાસ કરવાથી મનને ઓળખી શકાય છે.

આધ્યાત્મિક માર્ગના સાધક માટે મનનો મુકાબલો સૌ પ્રથમ કરવાનો રહે છે. એની સાધનામાં મનની એકાગ્રતા એ પ્રાથમિક સિદ્ધિ છે. મન પર જય મેળવવા સ્વામીજીએ જે જે ઉપાયો સૂચવ્યા છે અને જય પ્રાપ્ત કર્યા પછી શાંતિનો જે અનુભવ થાય છે, એની પ્રતીતિજનક નોંધ લેવાઈ છે.

મનની ભૂમિકાઓ અને મનનાં પાસાંનો પરિચય અપાયો છે. સાતમી ભૂમિકા સુધીની ક્રમિક કક્ષાઓમાં કેવાં કેવાં લક્ષણો વ્યક્ત થાય છે એનો પરિચય સાધકને અનુભૂતિની સમજણ અને વિવરણ માટે ઉપયોગી થાય એવો છે.

આ પુસ્તકને બે રીતે વૈજ્ઞાનિક કહી શકાય. એક તો, આ લખાણ એક અનુભવી સંતની પ્રસાદી છે. અનુભવનું પ્રમાણ હોવાથી એ વિજ્ઞાન છે. બીજું, પાશ્ચાત્ય મનોવિજ્ઞાનનાં કેટલાંક પાસાંઓને પડકાર કરીને મનના સ્વરૂપનું નિરૂપણ તેમાં કર્યું છે.

આવા રસભર્યા પુસ્તકની ભાષા અને જોડણી પરત્વેનું દુર્લક્ષ ખૂબ જ ક઼ડે છે. અધ્યાત્મિક સાહિત્યને લોકો સુધી પહોંચાડવા બને એટલા પારિભાષિક શબ્દો ઓછા વપરાય તો વધુ ફલદાયી બને.

**અધ્યાત્મવિદ્યા** (લેખક શ્રી સ્વામી શિવાનંદ, અનુવાદક: ડૉ. શ્રી રામચંદ્ર એન. પંડ્યા)

શ્રી સ્વામી શિવાનંદ સરસ્વતીના 'Self Knowledge' ગ્રંથનો આ ગુજરાતી અનુવાદ અધ્યાત્મવિદ્યાના રહસ્યનું વિવરણ કરે છે. વિશ્વની ઉત્પત્તિ અને એનું સ્વરૂપ તેમાં વેદાદિગ્રંથોને આધારે સમજાવાયું છે, અને હિન્દુધર્મને એનો કાર્યપ્રદેશ વ્યાપક રૂપમાં સમજાવીને હિન્દુધર્મનું મહત્ત્વ સમજાવાયું છે. હિન્દુ-ધર્મ શા માટે સાચો ધર્મ છે એ પણ સમજાવાયુ છે. હિન્દુધર્મના વ્યવહારુપણાને લીધે એ વ્યાપક છે. એનો ઇતિહાસ પ્રાચીન છે અને સત્યના અનુભવ માટેની આ ધર્મ દ્વારા જેટલી અને જેવી મીમાંસા થઈ છે એ વિરલ છે.

સ્વામીજીએ જીવનના ધ્યેયની પ્રાપ્તિ માટે સાધનાના તબક્કાઓ વર્ણવ્યા છે. એમાં ભિન્નભિન્ન સાધનવિચારની મૂલગામી સમજૂતી આપવામાં આવી છે. ગુરુ, પ્રાર્થના, જપ, ધ્યાન, સ્મરણ આદિનું મહત્ત્વ સમજાવાયું છે. ભક્તિ, કર્મ અને જ્ઞાનનાં અનેક પાસાંની ચર્ચા કરવામાં આવી છે. આ બધાંનો સમન્વય કેવી રીતે થઈ શકે અને એ દ્વારા જીવનનું ધ્યેય કેવી રીતે પામી શકાય એનું માર્ગદર્શન આ પુસ્તકમાંથી મળી રહે છે.

શ્રેયાર્થીને આ પુસ્તક માર્ગદર્શક બની રહે એવુ છે.

**ત્રીજી શક્તિ** (લેખક વિનોબા ભાવે)

ભારતીય દર્શનશાસ્ત્રોમાં ત્રણ પ્રકારના ગુણો, લોક, સ્થિતિની એક વિલક્ષણ રજૂઆત થયેલી છે. જગતનો વ્યવહાર દંડશક્તિ ને હિંસાશક્તિથી જ નભે છે એવું ભલે દેખાતુ હોય, પણ પરંપરિત દર્શનમાથી વિનોબાએ કલ્પેલી ત્રીજી શક્તિ-શાંતિનુ મનનચિંતન એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે. 'ત્રીજી શક્તિ' એ મથાળે એક લેખ આ પુસ્તકમા છે, માટે આ પુસ્તકનુ નામ ત્રીજી શક્તિ છે એવું નથી, પણ પુસ્તકમાંના તમામ લેખો આ વિલક્ષણ ત્રીજી શક્તિના વિવરણને વધુ વિશદ કરે છે અને અનેક દૃષ્ટાંતોથી એનુ સમર્થન કરે છે. વિનોબાના સર્વોદય વિચારમાં-અથવા તો આધુનિક યુગને એક વિચારક્રાંતિ મળી છે એવો

જે એમણે ખ્યાલ આપ્યો છે એમાં–ભારતીયદર્શનપરંપરાની વિવિધ શક્તિઓ કેવી રીતે પ્રયોગરૂપે સિદ્ધ કરી શકાય એનો વિચારપ્રેરક ખ્યાલ આ પુસ્તકના લેખો આપે છે.

'ગાંધીજી અને સામ્યવાદ' એ લેખમાં વિનોબાએ ગાંધીવિચારના તેમ જ ગાંધીજીના કાર્યના કેન્દ્રમાં રહેલી સામ્યવાદી વિચારણા–અલબત્ત વધુ તાત્વિક અર્થમાં સામ્યવાદી વિચારણા–કેવી રીતે વ્યક્ત થતી રહેલી એ દર્શાવ્યું છે આ લેખ મશરૂવાળાના 'ગાંધીજી અને સામ્યવાદ' પુસ્તકની બગડી આવૃત્તિની ભૂમિકારૂપે લખાયો હતો.

'સપ્તશક્તિ', 'આત્મજ્ઞાન અને વિજ્ઞાન' એ લેખો વિનોબાની ચિંતન-પરાયણતાના અને સાધકવાણીની પ્રભાવકતાનો સ્પર્શ કરાવે છે અને એમાં રહેલી એમની સમન્વયદૃષ્ટિને લીધે આ લેખો ઘણા જ મનનીય બન્યા છે.

આ બધા લેખોમાં વિનોબાનું અધ્યાત્મજીવન પણ વ્યક્ત થયું છે મનવમ કે વિનોબાના હૃદયગુણનો કેટલોક વિલક્ષણ સ્પર્શ આ લેખોમાં અનુભવાય છે. 'અનોભનીય પોસ્ટરો'વાળા લેખમાં જાતીય વિકૃતિ દર્શાવતાં જાહેરાતના પોસ્ટરો જોતા એમને પ્રજાના ચારિત્ર્ય તેમ જ શિક્ષણની અધોગતિ માટે દર્દ થાય છે અને 'ભગવાનના દરબારમાં'વાળા લેખવિભાગમાં મંદિરમાં હરિજનપ્રવેશ કે અન્ય વર્ણના પ્રવેશનિષેધ માટે એમણે પણ દર્શન કરવાનું માંડી વાળ્યું એ પાછળનું એમનું દર્દ તેમ જ એ જ પળે પ્રગટતી એક ઊંડી સમતા વ્યક્ત થાય છે વિનોબા તત્ત્વચિંતક છે એ સાથે ભક્ત પણ છે કદાચ એમ કહેવું વધુ ઔચિત્યભર્યું છે કે વિનોબાનું હૃદય ભક્તનું હૃદય છે આત્મસમર્પક એમનું જીવન જેટલું જનહિતાય વહે છે એટલું જ એ બધું જ કર્મ પ્રભુપ્રીત્યર્થ જ હોય એવી ભાવના પણ એમની વાણીમાં પ્રગટયા કરે છે

આ પુસ્તક વિનોબાના વિચારો તથા ભાવનાને સમજવા–માણવા માટે ખૂબ ઉપયોગી છે. એમાં સંગ્રહવામાં આવેલા લેખો વિનોબાની પ્રવૃત્તિની વિગતોનો કોઈ ઇતિહાસ નથી, પણ એમણે *ચિંતન અને દર્શનમાંથી જે ભાવના આત્મસાત્ કરી છે એને ચરિતાર્થ* કરવાની એમના પુરુષાર્થ પાછળ ધબકતી એક પ્રેરકવાણીનો આપણને સ્પર્શ થાય છે આ વર્ષમાં પ્રગટ થયેલા વિચાર-પ્રધાન સાહિત્યમાં વિનોબા ભાવેનું આ પુસ્તક એક મૂલ્યવાન ઉમેરો છે.

આ લેખો પાછળનું હાર્દ શ્રી જયપ્રકાશ નારાયણે ભૂમિકામાં સમજાવ્યું છે.

**આત્મચિંતન** (શ્રી છગનલાલ પીતાંબરદાસ શાહ)

લેખકે ઉપનિષદ, ભગવદ્ગીતા આદિ ગ્રંથોના વાચનને આધારે જ્ઞાન, ભક્તિતત્ત્વ, ૐનું સ્વરૂપ, ધર્મ, જગત અને મુક્તિ જેવા વિષયો પરનું વિવરણ કર્યું છે

લેખકે આત્મચિંતનમાં સાધનમીમાંસા કે સાધનાપ્રક્રિયા વિષે લખ્યું હશે એવું આ પુસ્તકનું શીર્ષક જોઈ કરેલું અનુમાન નિરાશ કરે છે લેખક પાસે સ્વતંત્ર ચિંતન-મનનનું પૂરતું ઊંડાણ ન હોવાને લીધે જે ગહન વિષયોને એમણે સ્પર્શ કર્યો છે એનો બોધ પૂરતા પ્રમાણમાં થતો નથી

લેખકની ભાષા ક્લિષ્ટ છે વેદાન્ત પરિભાષાનો આશ્રય લેખક ઘણી વાર લે છે, પણ વાક્યરચનાની સંકુલતા, વસ્તુને સ્પષ્ટ કરી શકતી નથી પુસ્તકનો વિષય જેટલો ગંભીર છે એટલો પ્રત્યાયનનો ગંભીર હેતુ પ્રસ્તુત પુસ્તકથી સિદ્ધ થતો હોય એમ લાગતું નથી

**સમીસાંજનું ચિંતન** (લેખક શ્રી રતિલાલ ભાવસાર)

જીવનના વિવિધ પાસાંને સ્પર્શતા મોળ લેખોનો આ સંગ્રહ એના લેખકની રુચિ અને સાધનાનો દ્યોતક છે અધ્યાત્મને કેન્દ્રમાં રાખીને એમણે વ્યક્તિ અને સમાજજીવનની કેટલીક વાસ્તવિકતાઓના રહસ્યો તપાસ્યા છે, તેમ જ 'મરણ પછીની દુનિયા' જેવા લેખ દ્વારા અગમ પ્રદેશમાં પણ વિહાર કર્યો છે આત્મચિંતનનું આ સ્ફુરણ લેખકની જીવનવિષયક દૃષ્ટિનું દ્યોતક બની રહે છે

અધ્યાત્મ વિચારસરણીની આ રજૂઆત લેખકની વાચનરુચિથી પુષ્ટ બનેલી છે અનેક સંત-મહંતો તેમ જ તત્ત્વજ્ઞોના વિચારોની એમણે પોતાના વિધાનના સમર્થન માટે સહાય લીધેલી છે એમાંય થિયોસોફી અને શ્રી અરવિંદની જીવનદૃષ્ટિનો લેખક પરનો સવિશેષ પ્રભાવ સ્પષ્ટ વરતાય છે

શ્રી રતિભાઈ ભાવસારની લેખનશૈલીમાં એક પ્રકારનો વેગ વર્તાય છે વળી લેખનું સ્વરૂપ દૈનિક ઉપક્રમ સાધવા માટે હોય એવા પ્રકારનું મુદ્દાસરનું બન્યા કરે છે કથનના સારરૂપ તારણ એમના આ લેખોમાં પૂરી સભાનતાથી કરાયું છે બધા જ લેખો રસપૂર્વક વંચાય એવા છે

## પ્રકીર્ણ

**માનવતાના સંસ્કારો** (લેખક શ્રી બબનભાઈ મહેતા)

કેળવણી કે તાલીમ હંમેશા જીવનની જ હોઈ શકે છે શાળાઓમાં જે

શિક્ષણ અપાય છે એ અક્ષરજ્ઞાન આપવા પૂરતુ જ મર્યાદિત રહે તો જીવનની પાયાની તાલીમથી પ્રજા વચિત રહે. કાકાસાહેબ કાલેલકરે જેને 'સસ્કૃતિના પાયા' તરીકે ઓળખાવ્યા છે એવા માનવતાના સસ્કારોનુ વિવરણ-માર્ગદર્શન રસભરી રીતે આ પુસ્તકમાં કરાવવામા આવ્યું છે.

નાના નાના ૧૪ ખડોમાં અને પ્રત્યેક ખડના વિષયવિભાગથી આ પુસ્તકના વિષયો સકલિત કર્યા છે. દિનચર્યામાં જાગવાથી સુવા સુધીની વિગત કેવી રીતે થાય એ સમજાવ્યુ છે. કપડાં, આંગણ, રસોડુ, ખાનપાન, મકાન, રાચરચીલુ, બાળઉછેર, શૌચસ્થાન, રોગો, સારવાર, ગામ તથા માખી, જૂ, માંકડ આદિ શત્રુઓ વિષે જે ઉપયોગી સમજૂતી આપી છે એ ખરા અર્થમાં નાગરિકશાસ્ત્ર છે.

શ્રી બબલભાઈ રચનાત્મક કાર્યકર્તા છે. એમણે માનવજીવનના મહત્ત્વ વિષે સામાન્ય રીતે બહુ લોકોની બેદરકારી જોઈ છે. એથી એમણે આ પુસ્તક લખ્યું છે. આ પુસ્તકની લખાવટ નોધ માગે એવી છે આ પુસ્તક માર્ગદર્શક બની રહે એવી શુષ્ક રીતે લખાયુ નથી. એમાં એના લેખકનુ હૃદય પણ ક્યાંક ક્યાંક પ્રવેશ્યુ છે રાચરચીલા વિષે એમણે લખેલા ખડમાં આપણને લેખકની દૃષ્ટિ અને દૃષ્ટિના અભાવવાળા પ્રત્યે દર્દ વ્યક્ત થયા છે.

આ પુસ્તક ઘણુ જ લોકોપયોગી છે. આ પુસ્તકના વિષયો જોતાં એના શિક્ષણના મૂળિયા બાળપણથી નખાય તો સારુ, તેમ છતા આ પુસ્તક સર્વ કોઈને માટે શિક્ષકની ગરજ સારે એવુ છે પોતાના દોષો તરફ, કુટેવો પ્રત્યે વાંચનારને જાગ્રત કરે એવુ આ પુસ્તક બન્યુ છે.

ઉત્કર્ષ (શ્રી 'હૃદયેશ')

કેટલીક નૈચ્છિક, સરકારી, તેમ જ અર્ધ-સરકારી સામાજિક કાર્ય કરી રહેલી સસ્થાઓની મુલાકાત લઈને લેખકે આ માહિતીસભર પુસ્તિકા લખી છે. સમાજના દીનહીન, પીડિત અને કચડાયેલા લોકોને સ્વમાનભેર જીવતા શીખવતી આ સસ્થાઓ એ આપણા સમાજનુ એક ઊજળુ કાર્યપાસુ છે.

આ પુસ્તકની ઉપયોગિતા માહિતી પૂરી પાડવા પૂરતી રહેલી છે પણ એમાં લેખકે સસ્થાઓમા વિકસી રહેલી કેટલીક વ્યક્તિઓનો પરિચય કરાવ્યો છે એમાં કરુણાનો જે ભાવ પ્રગટે છે એ આ પુસ્તકને રસભર્યું બનાવવા માટે ઉપયોગી બને છે.

**પુસ્તક શી રીતે તૈયાર થાય છે ? (શ્રી ચંદ્રકાન્ત શાહ)**

પુસ્તકનું સ્વરૂપ કેવી રીતે તૈયાર થાય છે એની રસભરી માહિતી આ પરિચયપુસ્તિકામાં આપવામાં આવી છે. દુનિયાની પ્રકાશનપ્રવૃત્તિમાં ભારતનું સ્થાન કયાં છે તેનો ઉલ્લેખ પણ લેખકે કર્યો છે. પુસ્તકો, પ્રકાશકો અને લેખકોનો પારસ્પરિક સબંધ પણ લેખકે સમજાવ્યો છે. હસ્તપ્રત તૈયાર કરવી, પ્રકાશક સુધી એ પ્રત જવી, એનુ સપાદન થવું તેમ જ રોયલ્ટી નક્કી કરવી—આ બધો જ લેખન-પ્રકાશનનો વ્યવહાર લેખકે સમજાવ્યો છે.

પ્રકાશક અને લેખક વચ્ચેના સબધોમાં જે મુશ્કેલીઓ ઊભી થાય છે એનાં બે દષ્ટાન્તો આ સબધ-કડીની કૂટતાને પ્રગટ કરે છે. આ પુસ્તિકાનું મહત્ત્વનુ અગ છે પુસ્તકની છપાઈની પ્રક્રિયાનુ વર્ણન-સમજૂતી. ટાઈપનુ માપ, કાગળની જાત, બ્લોકની પ્રોસેસ, પ્રુફરીડીગ, પ્રુફરીડરની ચોકસાઈ અને ઝીણવટ ઉપરાંત સાનસૂઝ કેટલાં મહત્ત્વનાં છે એ દર્શાવતાં એકાદ-બે દષ્ટાન્તો પણ લેખકે આપ્યાં છે. આ પુસ્તિકામાં આવાં દષ્ટાન્તોને લીધે માહિતી સ્પષ્ટ તથા રસભરી પણ બની છે.

સૂચિનુ મહત્ત્વ લેખકે સારુ દર્શાવ્યુ છે

**સમાજશિક્ષણ સિદ્ધાંત અને વ્યવહાર-ખંડ ૩ (લેખક શ્રી ચુનીભાઈ ભટ્ટ)**

ત્રણ ખડોમાં સળગ લખાયેલુ આ પુસ્તક ચાર વર્ષ પહેલાં એ ખડોને ભેગા કરી એક પુસ્તકરૂપે પ્રગટ થયેલુ. આ વર્ષમાં એ બન્ને ખડોને જુદા જુદા પુસ્તકરૂપે ત્રીજી આવૃત્તિ પ્રાપ્ત થઈ છે અને ત્રીજો ખડ આ વર્ષે પ્રગટ થયો છે.

લેખકની સમાજશિક્ષણ અગેની દષ્ટિ વ્યાપક છે. એનાં પૂર્ણ સર્વાંગી સ્વરૂપનો વિસ્તૃત પરિચય આપવાનો લેખકનો પુરુષાર્થ સ્તુત્ય છે. લેખકે સમાજશિક્ષણના સિદ્ધાન્ત અને વ્યવહારનો સમન્વય સાધ્યો છે. પશ્ચિમમાં વ્યાપક પ્રમાણમાં ખેડાયેલા આ વિષયને આવા વિસ્તૃત રૂપમાં ભારતીય દષ્ટિકોણથી લેખકે રજૂ કર્યો છે એ આ પુસ્તકની વિશેષતા છે.

આ ત્રીજા ખડમા લેખકે જગતના વિવિધ દેશોના સમાજશિક્ષણનો ઇતિહાસ આલેખ્યો છે. આ ઇતિહાસ આપણી જિલ્લા, તાલુકા અને નગરપચાયતો વાંચે અને પોતપોતાનાં ક્ષેત્રમા તેનો શક્ય તેટલો અમલ કરવા વિચારે તો આપણા નાનકડા ગુજરાત રાજ્યની સમાજશિક્ષણની સિદ્ધિની કેડીઓ વધારે કાર્યક્ષમ કરી શકાય એવા લેખકના શુભ હેતુને લેખકની શૈલી સમર્થન આપે એવી છે.

લેખકે પ્રસ્તુત વિષયના સવાસો જેટલાં પુસ્તકોનું વાચન-મનન કરી આ આ પુસ્તક લખ્યાં છે. એમાં લેખકે અવતરણોનો બોજો વાચનને ભારેખમ ન બનાવે એવા સુક્રમ વિવેકપુરઃસર કર્યો છે. ગુજરાતમાં થયેલા, થઈ રહેલા સમાજ-શિક્ષણના ઇતિહાસમાં કેટલીક ગ્થૂળ વિગતોનો અતિરેક વાચનની રસસભરતામાં કંટાળો પ્રેરે એવો છે. આ ખંડના પહેલાં ૬૦ જેટલાં પાનાંમાં આવતી આવી કેટલીક *ઝીણી વિગત ઓછી કરી શકાઈ હોત તો સારું* એમ લાગે છે. ઇતિહાસમાં હકીકતનું મૂલ્ય જરાય ઓછું ન અંકાય. પણ બધી જ ગૌણ સુધ્ધાં હકીકતોને ટાળવાથી જો એની સમગ્રતા ખંડિત થતી ન હોય તો એને જતી કરવામાં વાંધો ન પણ હોવો જોઈએ. હેવાલ અને ઇતિહાસ વચ્ચેનો જે ભેદ છે એ મહત્ત્વનો છે. પણ ગુજરાત રાજ્ય સમાજશિક્ષણ સમિતિનું આ પ્રકાશન હોવાથી આવું હેવાલરૂપ કેટલુંક લખાણ આ ખંડમાં પ્રકાશિત થયું છે.

લેખક પાસે ઇતિહાસલેખનની રસભરી શૈલી છે. આ જ વિષયની સાહિત્યિક લેખનશૈલીએ રજૂઆત કરતાં પુસ્તકનું કદ ઘણું મોટું થાય એ ભયસ્થાનથી લેખક સંપૂર્ણ જાગ્રત છે. લેખકે ભાષાના લેશ પણ આડંબર વિના, છતાં રસભરી રોચક શૈલીમાં જે નિબંધસ્વરૂપ આ પુસ્તકનાં પ્રકરણોમાં ઉપસાવ્યું છે એ બદલ લેખકને ધન્યવાદ. આવો સમાજશિક્ષણના સિદ્ધાન્ત અને વ્યવહાર સંબંધી ગ્રંથ તૈયાર કરવા બદલ લેખક ખરેખર અભિનંદનના અધિકારી છે.

### મધ્યયુગીન ભારત-ખંડ ૨ (લેખક ડૉ. છોટુભાઈ ર. નાયક)

ડૉ. નાયકે ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ના સમય દરમિયાનના ભારત પરના ઇસ્લામ શાસનનો ઇતિહાસ, તેનું મૂલ્યાંકન, અને સંસ્કૃતિનો પરિચય કરાવ્યો છે. આ કાળ હિન્દુ અને ઇસ્લામી સંસ્કૃતિના સંઘર્ષ અને સમન્વયનો હતો. એ દરમિયાન થઈ ગયેલા શાસકોની શાસનવ્યવસ્થા અને રાજનીતિ કેવાં હતાં, વિવિધ ક્ષેત્રોમાં પ્રજાજીવન કેવું પાંગળું બની ગયું હતું, લોકોનાં સભ્યતા અને સંસ્કૃતિ કયા પ્રકારનાં હતાં, તેમાં તેમણે કેવી રીતે અને કેટલે અંશે ઉન્નતિ કરી હતી, તેમની અવનતિ થઈ હોય તો તે ક્યાં કારણોને લઈને થઈ હતી, કઈ કઈ વિશિષ્ટ વ્યક્તિઓએ કેવો ફાળો આપ્યો હતો-આ સર્વ બાબતોની રૂપરેખા આપવાનો તેમ જ તેમની છણાવટ કરવાનો પૂરો પ્રયાસ લેખકે આ ગ્રંથમાં કર્યો છે.

ગ્રંથના પહેલાં પાંચ પ્રકરણોમાં ગુલામવંશ, ખલજીવંશ, તુગલુકવંશ, સૈયદ-વંશ અને લોદીવંશનો સવિસ્તર ઇતિહાસ અનેક સંદર્ભગ્રંથનાં સમર્થનો સાથે

આલેખ્યો છે. ઇતિહાસના આ આલેખન સાથે લેખકે પ્રત્યેક વંશ તેમ જ રાજ્યરીતિનું વિગતે મૂલ્યાંકન કર્યું છે એમાં એમનું ઐતિહાસિક દૃષ્ટિબિંદુ અને તલગામી, મર્મગ્રાહી શિક્ષકની પૃથક્કરણરીતિ પુસ્તકનું મહત્ત્વ વધારી આપે છે. છઠ્ઠા અને સાતમા પ્રકરણમાં અનુક્રમે ઉત્તર અને દક્ષિણ ભારતનાં પ્રાદેશિક રાજ્યોની સ્થિતિનો પરિચય કરાવાયો છે. પ્રકરણ ૯ થી ૧૧ આ પુસ્તકનાં રસભર્યાં અને મહત્ત્વનાં પ્રકરણો છે. ડૉ. નાયકે સમાજ અને સંસ્કૃતિ, શિક્ષણ અને સાહિત્ય, સ્થાપત્ય અને કલાનો જે પરિચય કરાવ્યો છે એ આ ગ્રંથને એક સાંસ્કૃતિક ઇતિહાસનું ગૌરવ અર્પે એવો છે.

વિદ્યાર્થીઓ ઉપરાંત આ વિષયમાં રસ ધરાવનારને માટે પણ આ પુસ્તક ઉપયોગી અને રસભર્યું બન્યું છે.

**વિવિધ વાયુ-પ્રવચનો** (શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર)

છેલ્લાં આઠ વર્ષ દરમિયાન ભિન્નભિન્ન વિષયો પર લેખકે આપેલાં વાયુ-પ્રવચનોનો આ સંગ્રહ છે. એમાં રાજ્યશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતો, સાંપ્રત રાજકારણ અને આંતરરાષ્ટ્રીય રાજકારણ તેમ જ કેળવણી અને વ્યક્તિઘડતર જેવા વૈવિધ્યપૂર્ણ વિષયોનો સમાવેશ થાય છે.

લોકશાહીના સિદ્ધાન્તો, લોકમત, લોકશાહી અને હિંસા જેવા મૂળભૂત વિચારોની લેખકે સમીક્ષા કરી છે અને ગાંધીજી અને લોકશાહી એ વિષય પરના વાર્તાલાપમાં ગાંધીજી અને કૉંગ્રેસના સંબંધોની કેટલીક ઐતિહાસિક વિગત ઉપરાંત ગાંધીજીના જીવનનાં છેલ્લાં ચૌદ વર્ષનાં ભિન્નભિન્ન કાર્યોમાંથી અને નિવેદનોમાંથી પ્રગટતા લોકતંત્ર અને લોકવ્યવસ્થાના સૂત્રને લેખકે સ્પષ્ટ કર્યો છે

'યુનો'વિષયક લેખકની લેખશ્રેણીમાં એ અંગેની મીતાક્ષરી પણ સંપૂર્ણ માહિતી છે

નહેરુની રાજકીય પ્રતિભા, ચીની વિસ્તારવાદનું તત્ત્વજ્ઞાન અને ભારતની તટસ્થ નીતિ જેવા લેખોમાં લેખકની સમીક્ષક દૃષ્ટિનો પરિચય થાય છે.

**શૈક્ષણિક ક્ષેત્રનું સ્વાતંત્ર્ય** (લેખક શ્રી ગોવર્ધન પરીખ, અનુવાદક શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર)

મુંબઈના મરાઠી ગ્રંથ સંગ્રહાલયના ૭૦મા વાર્ષિકોત્સવ પ્રસંગે વાર્ષિકોત્સવના અધ્યક્ષ તરીકે શ્રી ગોવર્ધન પરીખે પ્રવચન કરેલું એ પ્રવચન મરાઠી ભાષાના એક વિચારપ્રધાન માસિક 'નવભારત'ના દીપોત્સવી અંકમાં ૧૯૬૮માં પ્રગટ

થયેલું. એનો ગુજરાતી અનુવાદ આ છત્રીસ પાનાંની પુસ્તિકારૂપે પ્રગટ થયો છે.

સ્વતંત્ર ભારતમાં સાચા અર્થમાં સ્વતંત્ર યુનિવર્સિટીઓનું નિર્માણ અને કાર્ય દૃષ્ટિગોચર થતાં નથી, અને આ અંગેનો કોઈ સુરેખ વિચાર ઊપસતો હોય એવું પણ લાગતું નથી. રાજ્ય અને શિક્ષણક્ષેત્ર વચ્ચેના આધુનિક કાળના અનિવાર્ય ઉત્કટ સંબંધમાં સ્વાયત્તતા—યુનિવર્સિટીના કાર્યપ્રદેશની તેમ જ શૈક્ષણિક આયોજનની—ખૂબ સંદિગ્ધ અને ચર્ચાસ્પદ છે. આ ચર્ચાસ્પદ મુદ્દાની યથાર્થ બાજુઓની લેખકે ખૂબ ગંભીરતાપૂર્વક ચર્ચા કરી છે અને આ પ્રશ્નનું સ્વરૂપ સ્પષ્ટ કરી આપ્યું છે. શૈક્ષણિક ક્ષેત્રના સ્વાતંત્ર્ય માટે કેટલાંક રચનાત્મક દૃષ્ટિબિંદુઓ પણ આમાં મળી રહે છે. આધુનિક સમયમાં આવા વિચારપુસ્તકનું પ્રકાશન ખૂબ ઉપયોગી નીવડશે.

**ઇવાન પેટ્રોવિચ પાવલોવ** (લેખિકા હર્ષિદા પંડિત)

આધુનિક યુગમાં મનોવિજ્ઞાને ખૂબ ઝડપી વિકાસ સાધ્યો છે અને એની અસર આપણા સમાજજીવન પર પણ પડી છે. અમેરિકા અને ઇંગ્લેંડના મનોવિજ્ઞાન તરફ આજે લોકોનું ધ્યાન અવિશેષ ખેંચાયેલું રહે છે. પણ મનોવિજ્ઞાન ક્ષેત્રે રશિયાએ પણ ઘણી પ્રગતિ કરી છે. લેખિકાએ રશિયાના એક સમર્થ મનોવૈજ્ઞાનિકનું ચરિત્ર આલેખીને એના મનોવૈજ્ઞાનિક પ્રયોગો અને સિદ્ધાંતોનું ટૂંકમાં નિરૂપણ કર્યું છે.

આ પુસ્તિકા મનોવિજ્ઞાનના અભ્યાસક્રમના કોઈ ભાગને આવરીને વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવા હેતુથી લખાઈ નથી, પણ લેખિકાની અભિરુચિના વ્યક્તવ્યનું આ એક રૂપ છે. લેખિકાએ આ પુસ્તિકા સર્વોપયોગી બને એ હેતુથી ઓછામાં ઓછા પારિભાષિક શબ્દો પ્રયોજ્યા છે. જ્યાં અનિવાર્ય હોય ત્યાં જ એમ કર્યું છે. સિદ્ધાંતનું જ્યાં પ્રતિપાદન કરવાનું હોય છે ત્યાં પારિભાષિક શબ્દ પ્રયોજવા અનિવાર્ય બની રહે છે. આમ છતાં પુસ્તક રોચક અને રસભર્યું તો બન્યું જ છે.

**બાપુને પ્રતાપે** (લેખક શ્રી બબલભાઈ મહેતા)

ગાંધીશતાબ્દિએ ગાંધીજી વિશે લખવા-બોલવાનું ઘણું થયું છે. એમાં નજરે ચડે અને હૈયે વસે એવું તારવવું મુશ્કેલ છે. શ્રી બબલભાઈનું આ પુસ્તક આત્મચરિત્ર છે કે બાપુના હૃદયગુણના પ્રેમસ્પર્શને આલેખતું ચરિત્ર છે એ વચ્ચેનો ભેદ તારવવો મુશ્કેલ છે. પુસ્તકની પ્રસ્તાવનામાં શ્રી ઉમાશંકર જોશીએ લખ્યું છે કે, 'પણ એમ આગળ ધરવા ખાતર બાપુની વાત આગળ ધરવાનો આમાં પ્રયત્ન નથી. પરિસ્થિતિ જ એવી છે કે બંનેની વાત ભેગી થઈ જાય છે.'

૧૮૦ પાનાંના આ નાનકડા પુસ્તકને ૪૭ પ્રકરણમાં વહેંચી નાંખવામાં આવ્યું છે. ગાંધીજીનાં કાર્ય અને સંદેશ હવામાં જેમ પ્રસરતાં ગયાં તેમ બાળક બબલદાસના કાનમાં એ સંદેશ એવી રીતે પહોંચ્યો કે એ સંદેશ હૃદય સુધી ઊતર્યો અને એ સંદેશાએ એવો તો સ્પર્શ કર્યો કે એમનું જીવન આખું જ–એ વખતનું અને અત્યારનું–બાપુના પ્રતાપે બની રહ્યું.

ગાંધીજીને જોયા વિના જ એમના પ્રત્યે આકર્ષાયેલા અને રંગાયેલા આજીવન લોકકાર્યકરનું પૂર્વ જીવન કેવું ઘડાતું ચાલ્યું એની રસભરી અને હૃદયસ્પર્શી પ્રસંગશ્રેણી આ પુસ્તકનાં પાનાંઓમાં છે. ગાંધીજીના પ્રેમપારાવારમાં સ્નાન કરતા બબલભાઈનું હૈયું પણ સ્નેહશીકરોથી ભીનું થયેલું આ પુસ્તકમાં અવારનવાર જોવા મળે છે, પછી એ મોટાભાઈની સેવાચાકરી કરતી વેળા હોય કે માતા-પિતાને સમજાવતી વેળાએ હોય. પુસ્તક આત્મચરિતના મુખ્ય લક્ષણ સત્યનિષ્ઠાને વ્યક્ત કરે છે એ સાથે જ એમાં પ્રકટ થયેલી જીવનશૈલી અને એને નિરૂપતી લેખનશૈલી એ. હૃદયસ્પર્શી સાહિત્યકૃતિના મુખ્ય લક્ષણ રસનિષ્પત્તિને પણ પ્રકટ કરે છે.

ભીગનાયો નથી જગતના અન્ય મહારાષ્ટ્રોએ જે ક્રાન્તિ શિક્ષણક્ષેત્રે કરી છે એમા ભારત પાછળ છે લેખકની દષ્ટિએ શિક્ષણક્ષેત્રે અવનવા પ્રયોગો શક્ય છે આધુનિક વિજ્ઞાને સર્જેલા સાધનોનો ઉપયોગ શિક્ષણમાં નિશ્ચિત રીતે અશક્ય નથી

'ભણનાર અગાઉથી નક્કી કરેલા ક્રમમા અનુભવોની મદદથી કંઈક શીખવવાનો એમા ઉદ્દેશ હોય છે, પછી એ કોઈ માહિતી, જ્ઞાન કે કૌશલ કંઈ પણ હોય અનુભવો, પ્રશ્નો કે ક્રિયાઓ ક્રમબદ્ધ અને પુનર્નિર્ધારિત હોય છે તેને અભિક્રમ (Programme) કહેવાય છે આ પ્રકારના અધ્યયનનો ક્રમ અને યોજના એવી રીતે કરવામાં આવે છે કે એની પ્રક્રિયા વધુ કાર્યક્ષમ બને

આ પ્રકારના અધ્યયનનુ આયોજન, સંપાદન, મૂલ્યાંકન, સમસ્યા, સંશોધન, અને આરમહત્વનુ સદષ્ટાન્ત વિવરણ અહી કરવામાઆવ્યુ છે લેખકે જે દષ્ટાન્તો યોજ્યા છે એ મૌલિક છે જ્યા એમણે અન્યના દષ્ટાન્તો લીધા છે એની એમણે આભાર નોંધ પણ લખી છે

શિક્ષણક્ષેત્રે આ પુસ્તક એક નવી દિશામા વિચાર કરવા પ્રેરે એવુ છે

**વનસ્પતિશાસ્ત્ર** (લેખકો સ્વ. ડૉ આપ્પા સાહેબ રામચન્દ્રરાવ ચવ્હાણ અને ડૉ ચન્દ્રવદન હીરાલાલ પાઠક)

ગુજરાતી ભાષામા વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ માટે પ્રવેશિકા તરીકે વપરાતા પુસ્તકો ઉપલબ્ધ છે, પરંતુ હિંદ સરકારે માન્ય કરેલા પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરીને વનસ્પતિશાસ્ત્રની અદ્યતન માહિતી આપતા પુસ્તકની ખોટ લેખકોને જણાતા આ પુસ્તક તૈયાર થયુ છે

આ પુસ્તક લખવામા લેખકોએ માહિતી સરળ રીતે અપાય છતા વૈજ્ઞાનિક સિદ્ધાન્તોની ખોટી રજૂઆત ન થાય એની કાળજી રાખી છે વિષય સમજવાનુ સુગમ પડે એ હેતુથી કેટલીક આકૃતિઓ પણ આપવામા આવી છે

**ગાંધીકથા—ભાગ ૧-૨-૩** (લેખક શ્રી રમનારાયણ ના પાઠક)

શ્રી નામનારાયણભાઈ પાઠકે ગાંધીજીના જન્મથી આરંભીને ૧૯૩૦ની જાન્યુઆરીની ૨૬મીએ સ્વરાજ્યની પ્રતિજ્ઞા લેવાઈ ત્યા લગીની 'ગાંધીકથા' નાના નાના પ્રકરણોમા બે પુસ્તિકાઓમા આલેખી છે ત્રીજા ભાગમા બાકીના સત્તર વર્ષની કથા સમાવી લેવાઈ છે

આ પુસ્તિકાઓમા ગાંધીજીના જીવનના પ્રસંગોની હકીકત કે તથ્ય પરત્વે કશુ નવુ કહેવાનુ નથી, પણ લેખકની રસભરી રજૂઆતોની અને પ્રસંગોના

નિરૂપણની રંગભરી જમાવટ આ ચરિત્રકથાને રસભર કથા બનાવે છે. લેખકની રંગદર્શી શૈલી કશા પણ હકીકતદોષને સ્વીકારી બેસે એવી નથી બની એ જ મહત્ત્વનું છે. કોઈ પણ પ્રસંગને ઘેરો રંગ ન લાગી જાય એની ચીવટ પણ લેખકે રાખી છે.

બહુ જ ઓછા શબ્દોમાં પણ લેખક પાત્રને કેવું સુરેખ બનાવી શકે છે એનો નમૂનો ઓતમચંદ ગાંધી વિષેના લખાણમાંથી મેળવી શકાય છે. 'ઊંચું પડછંદ શરીર, ભરાવદાર મૂછો, તેજસ્વી આંખો, અર્ધે માથે ઝગારા મારતું કપાળ, ઘૂંટણ સુધી પહોંચતા હાથ !'—ગાંધીજીની દેહદૃષ્ટિમાં આમાંનું શું હતું તે પણ લેખકે તરત જ તારવી બતાવ્યું છે. વળી, લેખક કેટલીક ઘટનાનું આલેખન કરતાં એ સ્થળ કે સમયના અતીતમાં ચાલ્યા જાય છે. જરૂર જણાય ત્યાં એનો સાંસ્કૃતિક સંદર્ભ પણ આપી દે છે. એવા વર્ણનોમાં લેખકની સર્જકશક્તિને થોડીક મોકળાશ મળે છે અને અલંકારથી ભાષાને સૌન્દર્યમંડિત બનાવી દે છે. ગાંધીજીની જન્મભૂમિ પોરબંદરના ઉલ્લેખ અગાઉ સોરઠના આથમણા કિનારાની શોભા એમણે ઉમળકાથી છતાં ય મીતાક્ષરી બાનીમાં રજૂ કરી છે.

એમની લેખનશૈલી એક કથાકારની શૈલી છે. લેખક કથા લખતા નથી, પણ કથા કહે છે એવો અનુભવ થાય છે. વાચક પોતે શ્રોતા બની રહે છે એવો અનુભવ થાય છે. ત્રણે ય પુસ્તિકાઓ એક સાથે રસભેર વાંચી શકાય એવી છે.

આ જીવનકથામાં એના આલેખકનો ચરિત્રનાયક પરત્વેનો પૂજ્યભાવ અછતો રહેતો નથી. કયાંક કયાંક લેખક વિચાર કરવા પણ માંડે છે અને પોતાને યોગ્ય જણાય તેવો ખુલાસો પણ કરે છે. ગાંધીજીના ખૂન પાછળનું લેખકનું મનન જુઓ :

'જગતનું આટલું ભલું કરનારને ગોળી શા માટે મળે ? એ અનાદિકાળથી ચાલતું આવે છે. પ્રાચીન પીપળે ભગવાનને ભીલનું ભાલોડું, સુકરાતને ઝેર, ઈશુને શૂળી, ગાંધીને ગોળી એમાં કાંઈ નવું નથી. જગતને ને ભગતને બનતું નથી સાચ અને જૂઠ સાથે રહી શકતા નથી માથું હાથમાં રાખી સત્યને મારગે ચાલનાર ભજવાને આવું જ મોત મળે મરીને તે અમર બને છે.' લેખકે આપેલો આ ખુલાસો સર્વગ્રાહી બને એવો નથી, પણ લેખકે ગાંધીજીના મૃત્યુના સંદર્ભમાં સરળતાથી રજૂ કરી દીધો છે. વળી ગાંધીજીનાં પવિત્ર ફૂલ જળાશયો, સરોવરો અને સાગરજળમાં પધરાવ્યાં એથી તે પાવનકારી બન્યાં એવું વિધાન પણ સ્થૂળ ભક્તિમાં પ્રેરનારું બની રહે એવું છે. લેખકને આ ભયસ્થાન અંગે પૂરી

સભાનતા છે એથી એમણે છેલ્લે જે કાવ્યપંક્તિઓ મૂકી છે એ વાંચ્યા વિના 'ગાંધીકથા'નું માહાત્મ્ય પામી ન શકાય

'ગાવા સુણવા ને વાહ વા કરવા,
નથી મનાવી આ વાણી રે,
નથી મનાવી આ વાણી
સતને હૈયે ધરશે,
પ્રેમપંથ જે પગશે,
તેણે વાંચી આ સાચી કહાણી રે,
તેણે વાંચી આ સાચી કહાણી.'

ગુજરાતદર્શન (લેખક ડૉ ધીરુભાઈ ત્રિભુવનદાસ દેસાઈ)

સૌરાષ્ટ્રના દરિયાકિનારાના બેડિયાજ ગામથી આરંભી, કચ્છની મુલાકાત લઈને, સૂરત અને વલસાડ જિલ્લાના ઉમરગામ સુધી, જ્યાં ગુજરાતની હદ પૂરી થાય છે ત્યાં સુધીના પ્રદેશનું વર્ણન લેખકે કર્યું છે આ પ્રવાસમાં મહેમાણા જિલ્લાની મુખ્ય ખેતી, તેમ જ ખેડબ્રહ્મા, શામળાજી અને ડાકોરના સૌન્દર્ય ધામોનો ઉલ્લેખ પણ આવી જાય છે લેખકે જે તે પ્રદેશના પાત્રો સાથેની વાતચીત રાખીને એ પ્રદેશના લોકોનો પણ પરિચય આપ્યો છે ગુજરાતના પ્રદેશનો આછેરો પરિચય આ પુસ્તિકામાંથી મળી રહે છે લેખકનો આશય વર્ણન કરવાનો નહીં પણ વિગત આપવાનો છે હિંમતનગરથી હવે ઉદેપુર જવાની સીધી રેલવે થઈ છે, એ વિગતની ઝીણવટ દર્શાવે છે

હાલો તરણેતરને મેળે

સૌરાષ્ટ્રમાં ચોટીલાના ડુંગરો ને થાન પાસે આવેલા ત્રિનેત્રેશ્વર મહાદેવના મંદિરવાળા સ્થાનકને તરણેતર તરીકે ઓળખવામાં આવે છે જમાનાઓથી ત્યાં રબારી કોળી અને ભરવાડ કોમ વર્ષમાં એક વાર આ સ્થળે મેળો માણવા આવે છે ત્રણ દિવસ સુધી ઉજવાતા આ લોકજીવનના હિલોળાને ચિરંજીવ રાખવાના હેતુથી એની ફિલ્મ પણ ઉતારવામાં આવી એ ફિલ્મનો તેમ જ એ ફિલ્મમાં લેવાયેલાં લોકગીતોનો આ મેળ પાનાની પુસ્તિકામાં પરિચય કરાવાયો છે

લોક-અદાલત (લેખક શ્રી ચીમનલાલ જે સોમપુરા)

આ પુસ્તિકામાં નાનકડા ગામમાં અદાલત રચના કાર્ય પતાવવાની સગવડ અને ફાયદાકારક રીતિનો પરિચય કરાવ્યો છે લોકો કોર્ટ-કચેરીમાં જઈને

નાણાંનો અને સમયનો વ્યય ન કરે એ પણ આ પુસ્તિકાલેખન પાછળનો હેતુ છે વળી આઝાદી પછી જેના હાથમા નાનીમોટી સત્તા આવી હોય તેનો યોગ્ય વહીવટ થાય અને એ વહીવટમાં પ્રજા સહકાર આપે તો લોકકલ્યાણ થઈ શકે એનુ શિક્ષણ પણ આ પુસ્તિકામાં આપવામાં આવ્યુ છે.

**ગ્રામસફાઈ** (લેખક શ્રી ઈશ્વરભાઈ પટેલ)

આ પુસ્તિકાને નાગરિકશાસ્ત્રની કક્ષાનું ગણવા જેવુ છે. ગામડાં રળિયામણાં અને સ્વચ્છ કેવી રીતે બની રહે, રહેઠાણો હવાઉજાસવાળાં કેવી રીતે બનાવાય, તેમ જ લોકોને માટે પોતપોતાનાં રહેઠાણમાં કુદરતી હાજતો માટેની વ્યવસ્થા, રસોડાં, ચૂલા, પાણી વગેરેની સગવડોથી અગવડો કેવી રીતે દૂર કરી શકાય એની અદ્યતન અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુવાળી સમજૂતી આ પુસ્તિકામાં સચિત્ર આપવામાં આવી છે.

**સર્વોદયની વાતો–ભાગ ૧, ૨** (લેખક બબલભાઈ મહેતા)

શ્રી બબલભાઈએ બાળકોને સર્વોદયની ભાવના સમજાવતી જે દૃષ્ટાન્ત-કથાઓ લખેલી એનો સંગ્રહ આ પુસ્તિકાઓમાં કરવામાં આવ્યો છે. આ વાર્તાઓ દ્વારા બાળકોમાં ઉદારતા, સહકાર, સંપ, પ્રેમભાવના, આદિ ગુણો વિકસે એવો પણ લેખકનો આશય છે. કેટલીક કથાઓ કાલ્પનિક છે. એમા પશુ પણ પાત્ર બને છે જ્યારે કેટલીક કથાઓમા ગાંધીજી, વિનોબા, જેવી વિભૂતિઓના જીવન-પ્રસંગો છે. બીજી કેટલીક સત્ય ઘટનાત્મક કથાઓ પણ છે કવચિત્ લેખકે વ્યક્તિચિત્ર જ ઉપસાવ્યુ છે. એમાં ઉમરેઠના જેકોરબાનુ ચિત્ર સુરેખ બન્યુ છે. આ નાનકડી પુસ્તિકામા આ પ્રકારનુ ધ્યાન ખેંચે એવુ વૈવિધ્ય છે.

**સુંદરવન** (લેખક શ્રી દેસાઈ વાલજી ગોવિન્દજી)

ભાવના, આદર્શ ધર્મવૃત્તિ, કાવ્યવિનોદ, બુદ્ધિચાતુર્ય વગેરેને વ્યક્ત કરતા નાના નાના પ્રસંગોનો આ નાનકડો સંગ્રહ સૌ કોઈ વાંચે એવો રસભર્યો અને પ્રેરક છે. એમા ગાંધીજીના આદર્શની વાત વિસ્તારથી છે, તેમ જ હઝરત મહમ્મદ સાહેબના આચારવિચારવાળુ પ્રકરણ વિસ્તારથી આલેખાયુ છે આ પુસ્તકમાંના પ્રસંગોને આધારે સર્વધર્મમાં રહેલા એકત્વનો ખ્યાલ વાચકને આવે છે.

મનુષ્યના જીવનમાં ગુણ પ્રેરે એવી આ નાનકડી પુસ્તિકામા વૈવિધ્ય પણ ઘણુ છે. બુદ્ધિને કસે તેવા પ્રશ્નોત્તરો–જેમા ગણિત અને તત્ત્વવિચારનો સમાવેશ થાય છે–આપેલા છે. ત્રણ વર્ષ પહેલાની હિસાબપોથીની વિગત પણ આ પુસ્તિકામાં છે.

બધી જ કક્ષાના વાચકોને સંતોષે એવી આ પુસ્તિકા છે.

**જીવનસંદેશ** (શ્રીમોટા)

શ્રીમોટાનું આ પુસ્તક પણ એમના પત્રોનો સંગ્રહ છે. આ પુસ્તકમાંના પત્રો જાણે કે નિબંધ સ્વરૂપના હોય એવા આકારવાળા છે. આમાં માનવજીવનનું મહત્ત્વ અને જીવનનો હેતુ સ્પષ્ટ કરવામાં આવ્યાં છે. 'સલામત સ્થિતિ' અને 'આઘાત-પ્રત્યાઘાત' જેવા લેખો પૈકી પહેલામાં જીવનની વાસ્તવિકતા પરત્વેની દૃષ્ટિ અને બીજામાં એવા પ્રકારની વાસ્તવિકતા પાછળનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ શ્રીમોટાએ વિશદ બનાવ્યું છે.

વળી, આ પુસ્તકની વિશેષતા બે પ્રકારની છે. શ્રીમોટાની ઉચ્ચ આધ્યાત્મિક સિદ્ધિના અનુભવપ્રસાદ જેવા ગૂઢ તત્ત્વો આલેખતા આ નિબંધો છે. 'આધ્યાત્મિક જીવનનો ત્યાગ', 'જીવનમુક્ત', 'મૃત્યુ' અને 'પૂર્ણપુરુષ' જેવા લેખો શ્રીમોટાના વ્યક્તિત્વનો સ્પર્શ આપનારા છે. વળી, બીજું મહત્ત્વ છે એમની કેટલીક ગઝલો. એમાં એમણે સ્વજનોને ઉદ્‌બોધન કર્યું છે અને પ્રેમ કરવાની પોતાની વિલક્ષણ રીતિ જણાવી છે. આવી ગઝલમાં શ્રીમોટાના ગૂઢ વ્યક્તિત્વનો અણસાર મળે છે.

આધ્યાત્મિક જીવન પ્રત્યે અભિમુખ કરતા શ્રીમોટાના પત્રોની ભાષા તત્ત્વવિચારની પરિભાષામાં ક્યાંય અટવાતી નથી. સરળ ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આ લેખોમાં થયેલું છે.

**સમૂળી ક્રાન્તિ અને બીજા લેખો** (લેખક કિશોરલાલ મશરૂવાળા, સંપાદક શ્રી નગીનદાસ પારેખ)

આપણા દેશની સાહિત્ય અકાદમીએ ભારતની બધી ભાષામાં અનુવાદ કરવા માટે દસ ઉત્તમ ગુજરાતી પુસ્તકો પસંદ કરતી વખતે કિશોરલાલ મશરૂવાળાનાં લખાણોમાંથી એક પુસ્તક તૈયાર કરવાનું પસંદ કરાયું. એમાં કિશોરલાલભાઈનાં લખાણોમાંથી આ પુસ્તકની પસંદગી થઈ અને એનું સંપાદન નવેસરથી થયું. 'સમૂળી ક્રાન્તિ' ઉપરાંત બીજા દોઢસો પાનામાં કિશોરલાલભાઈના બીજા લેખો સંગ્રહિત કરવામાં આવ્યા છે. એમાં એમની દૃષ્ટિની સ્વતંત્રતા અને જીવનલક્ષી વિશદ નિરૂપણ આદરપાત્ર છે. આવાં પુસ્તકો ભારતભરમાં વંચાય એમાં ગુજરાતનું ગૌરવ છે.

**જીવનનું પરોઢ** (સંક્ષિપ્ત) (શ્રી પ્રભુદાસ ગાંધી)

આફ્રિકા દરમિયાનના ગાંધીજીની કાર્યસાધનાને અનુલક્ષીને લખાયેલા રસભર્યા ચરિત્રગ્રંથનો આ સંક્ષેપ પણ એટલો જ રસભર્યો રહ્યો છે. આ પુસ્તકનું વાચન આજે ય એટલો જ આહ્‌લાદ આપે છે એ એની લખાવટની સિદ્ધિ છે.

# ૧૯૬૯ના વર્ષનાં સમીક્ષિત પુસ્તકોની યાદી

[આ યાદીમાં સમીક્ષા માટે મળેલાં પુસ્તકો ઉપરાંત બીજાં પુસ્તકો પણ સમાવ્યાં છે.]

## કાવ્ય

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કિંમત | સમીક્ષાનું પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ | વ્યંજના | સુંદરજી ગો. બેટાઈ | આર. આર. શેઠની કું. | — | ૧ |
| ૨ | મહારથી કર્ણ | પ્રેમશંકર હ. ભટ્ટ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | — | ૫ |
| ૩ | કીડીકૂચ | મણિભાઈ દેસાઈ, જયકૃષ્ણ સૂરતી | સંનિષ્ઠ પ્રકાશન | ૩–૦૦ | ૬ |
| ૪ | ગાંધીધ્વનિ | હસિત બૂચ | ગુર્જર | ૧–૨૫ | ૬ |
| ૫ | સર્ગ | જયંત પાઠક | વોરા એન્ડ કંપની | ૨–૫૦ | ૭ |
| ૬ | સ્વગત | જોસેફ મેકવાન | " " | ૩–૦૦ | ૧૦ |
| ૭ | હસતા જખમો | કુતુબ આઝાદ | તમન્ના કાર્યાલય | ૩–૦૦ | ૧૪ |
| ૮ | અભિલાષા | ભાગીરથી મહેતા | પોતે | ૨–૦૦ | ૧૫ |
| ૯ | ગોપિની મારી | મહમદ રૂપાણી | " | ૬–૦૦ | ૧૬ |
| ૧૦ | હરિયાળી–સંચય | પ્રા. હીરાલાલ કાપડિયા | નેમિવિજ્ઞાન જ્ઞાનમંદિર | ૪–૦૦ | ૧૬ |
| ૧૧ | આરત | જશવંત ઠાકર | પોતે | ૪–૫૦ | ૧૬ |
| ૧૨ | ગાંધીકથાગીતો | ચીમનલાલ પ્રા. ભટ્ટ | બાલગોવિંદ પ્રકાશન | ૨–૫૦ | ૧૮ |

## નવલિકા

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કિંમત | સમીક્ષાનું પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૩ | આગંતુક | ઇવાડેવ | વોરા પ્રકાશન | — | ૨૦ |
| ૧૪ | વિઠ્ઠલનું મરણચિત્ર | હિમાંશુ વોરા | પોતે | ૩–૫૦ | ૨૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ | બિચારાં | રાધેશ્યામ શર્મા | સેતુ પ્રકાશન | ૭–૦૦ | ૨૮ |
| ૧૬ | વટનો કટકો | પન્નાલાલ પટેલ | હરિહર પ્રકાશન | ૮–૫૦ | ૩૨ |
| ૧૭ | ફજેત ફાળકો | જયવંત દળવી અનુ. મથુરક | ગાંડીવ સાહિત્ય મંદિર | ,, | ૩૩ |
| ૧૮ | દુનિયા અંતર–ભીતર | જયવંત દળવી | ,, ,, | ,, | ૩૪ |
| ૧૯ | લાઇફ લાઇનની બહાર | શીલા રોહેકર | સોનલ પ્રકાશન | ૫–૦૦ | ૩૬ |
| ૨૦ | કનક કટોરો | શિવકુમાર જોશી | — | — | ૩૭ |
| ૨૧ | ગિરજા ગોરનો સોટો | મુરલી ઠાકુર | સસ્તુ સાહિત્ય પ્રકાશન | — | ૩૮ |
| ૨૨ | કેટલીક અમેરિકી વાર્તાઓ | અનુ. ચંદ્રકાંત બક્ષી | વોરા પ્રકાશન | ૬–૦૦ | ,, |
| ૨૩ | કાટમાળ | વિનોદ જાની | રૂપાલી પ્રકાશન | ૪–૦૦ | ૩૯ |
| ૨૪ | વનદેવતા | ચંદ્રશોભા દેશમુખ<br>અનુ. રાજેન્દ્ર અવસ્થી | રત્નદીપ પ્રકાશન | ૫–૦૦ | ,, |
| ૨૫ | લાગણીનાં ફૂલ | જયવદન પટેલ | દેવી મહેતા સાહિત્યનિધિ | ૭–૦૦ | ૩૯ |
| ૨૬ | ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ<br>ખંડ ૧, ૨, ૩ | અનુ. જિતેન્દ્ર દેસાઈ | નવજીવન પ્રકાશન મંદિર | — | ૪૦ |

### નાટક

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | નાટ્યઝૂમખુ | રંભાબહેન ગાંધી | સ્વાતિ પ્રકાશન | ૫–૫૦ | ૪૨ |
| ૨૮ | મંગળ ઘડી | ઉમેશ કવિ | કલાવતી ઉ. કવિ | ૭–૦૦ | ૪૩ |
| ૨૯ | પાપી | અજિત પટેલ | સુમન પ્રકાશન | — | ૪૩ |

### નવલકથા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | વિવર્ત | પિનાકિન દવે | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩–૨૫ | ૪૭ |

૧૨

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧ કોણું ? | લાંભશંકર ઠાકર | સેતુ પ્રકાશન | ૩-૫૦ | ૪૮ |
| ૩૨ હિન્દુસ્તાન મધ્યેનું એક ઝુંપડું | સોરાબશા મુનસફના અનુ. મધુસૂદન પારેખ | અનડા બુક ડીપો | ૨-૫૦ | ૪૯ |
| ૩૩ બહારવટુ | નવનીત સેવક | સોનલ પ્રકાશન | ૭-૫૦ | ૫૦ |
| ૩૪ ધન મધરાતે ભા. ૧ | શિવકુમાર જોશી | સ્વાતિ પ્રકાશન | ૧૧-૦૦ | ૫૨ |
| ભા. ૨ | ” ” | ” ” | ૧૧-૦૦ | ” |
| ૩૫ માણસ નામે રાક્ષસ | સુરેશ બારિયા | લોકપ્રિય પ્રકાશન | ૧૩-૦૦ | ૫૪ |
| ૩૬ મહેરામણને ખોળે | મૂળરાજ રૂપારેલ અને ઉમિયાશંકર અજાણી | નંદિતા પ્રકાશન | ૧૧-૭૫ | ૫૫ |
| ૩૭ એક લહર, દો પથ્થર | હરબન્સ ભલ્લા અનુ. એન. એ. વોરા | શ્રી પ્રકાશન | ૨-૦૦ | ૫૬ |
| ૩૮ અધૂરુ સમણું | અનંત ગોપાલ શેવડે અનુ નટવરલાલ જાની | વોરા એન્ડ કંપની | ૩-૫૦ | ૫૬ |
| ૩૯ માન-અપમાન | જયતીલાલ જોશી | પ્રદીપ પ્રકાશન | ૮-૦૦ | ૫૭ |
| ૪૦ શૂન્યના સરવાળા | જયંતિ દલાલ અને રાજુ પરીખ | નંદિતા પ્રકાશન | ૭-૭૫ | ૫૭ |
| ૪૧ કૃષ્ણાવતાર, ખંડ ૪ | કનૈયાલાલ મુનશી | ગુર્જર | ૬-૫૦ | ૫૮ |
| ૪૨ કરો કેસરિયા | મૂળરાજ રૂપારેલ | લોકપ્રિય પ્રકાશન | ૧૨-૫૦ | ૫૯ |
| ૪૩ અંતર જાગી આરઝુ-૧ | ગૌતમ શર્મા | લોકપ્રિય પ્રકાશન | ૯-૦૦ | ૬૧ |
| -૨ | ” ” | ” ” | ૧૦-૦૦ | ” |
| ૪૪ વીતી વેરણ રાત, ભા ૧ | ઉમિયાશંકર અજાણી | ” ” | ૧૧-૦૦ | ૬૨ |
| ભા ૨ | ” ” | ” ” | ૧૦-૦૦ | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૫ | પડ પાસા પોબાર-૧ | પ્રીતમલાલ કવિ | લોકપ્રિય પ્રકાશન | ૯-૫૦ | ૬૩ |
| | -૨ | " " | " " | ૧૧-૫૦ | " |
| ૪૬ | કંથ કોટેશ્વર | " " | " " | ૧૨-૭૫ | ૬૪ |
| ૪૭ | બંધ દરવાજા | પરાજીત પટેલ | " " | ૯-૨૫ | ૬૫ |
| ૪૮ | ચૌરંગી | શ્રી શંકર<br>અનુ. શ્રીકાંત ત્રિવેદી | આર. આર. શેઠની કું. | ૧૫-૦૦ | ૬૬ |
| ૪૯ | આવૃત્ત | જયંત ગાહીત | પોતે | ૫-૦૦ | ૬૭ |
| ૫૦ | સ્વપ્નપ્રિયા | નવનીત સેવક | નંદિતા પ્રકાશન | ૮-૭૫ | ૬૯ |
| ૫૧ | ગોદાવરી | બાબુભાઈ વૈદ્ય | લાખાજીરાજ સ્મારક ગ્રંથમાળા | ૬-૦૦ | ૭૦ |
| ૫૨ | જિંદગીનાં શબ | પરાજિત પટેલ | લોકપ્રિય પ્રકાશન | ૮-૦૦ | ૭૦ |
| ૫૩ | મનડું મેંદીનો છોડ | અનિલ કોઠારી અને<br>આર. જે. ચિતવાલા | — | — | ૭૧ |
| ૫૪ | નથી હું નારાયણી | શિવકુમાર જોશી | રેખા સહકારી પ્રકાશન | ૬-૦૦ | ૭૨ |
| ૫૫ | ઘાયલકી ગત ઘાયલ જાણે | જયવંત દળવી<br>અનુ. મયૂરક | ગાંડીવ સાહિત્ય મંદિર | ૮-૦૦ | ૭૩ |
| ૫૬ | પિંજરનું પંખી | નવલકિશોર વ્યાસ | સ્મૃતિ સાહિત્ય મંદિર | ૬-૫૦ | ૭૫ |
| ૫૭ | સ્નેહશૂન્ય સરવાળા | જયંતીલાલ ગજ્જર | રૂપાલી પ્રકાશન | ૭-૦૦ | ૭૬ |
| ૫૮ | કાજળકાળી આંખ | ધનંજય વૈરાગી<br>અનુ. શ્રીકાંત ત્રિવેદી | — | — | ૭૭ |
| ૫૯ | કહીં કહીં દીપ જલે | મૂળચંદ મોદી | સ્મૃતિ સાહિત્ય મંદિર | ૬-૫૦ | ૭૮ |
| ૬૦ | ઉર એક આગ જલે | જ્યોતિર રાવળ | લોકપ્રિય પ્રકાશન | ૧૧-૦૦ | ૮૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૧ | દગ્ધા | હસુ યાજ્ઞિક | પોતે | ૫-૦૦ | ૮૦ |
| ૬૨ | ત્રિકોણની ત્રણ રેખાઓ | ઈલા આરબ મહેતા | લોકપ્રિય પ્રકાશન | ૭-૫૦ | ૮૨ |
| ૬૩ | હું આવું છું | દિલીપ રાણપુરા | " " | ૧૨-૭૫ | ૮૪ |
| ૬૪ | થોરનાં ધાવણ | સુરેશ બારિયા | " " | ૧૧-૨૫ | ૮૫ |
| ૬૫ | સપનધારે | જશવંત મહેતા | " " | ૧૦-૦૦ | ૮૬ |
| ૬૬ | અપરાધી | ઝવેરચંદ મેઘાણી | ગુર્જર | ૬-૨૫ | ૮૮ |
| ૬૭ | ઉત્તરાપથ-૧ | યોગેશ્વર | લોકપ્રિય પ્રકાશન | ૩૨-૫૦ | " |
| | -૨ | " | " " | (બંનેના) | |

**વિવેચન**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૮ | અભિનવનો રસવિચાર અને બીજા લેખો | નગીનદાસ પારેખ | બી. એસ. શાહની કં. | — | ૯૧ |
| ૬૯ | સાહિત્યવિચારણા | ધૂમકેતુ સ. અનંતરાય રાવળ, દક્ષિણકુમાર જોશી | ગુર્જર | ૯-૦૦ | ૯૩ |
| ૭૦ | કથોપકથન | સુરેશ જોશી | આર. આર. શેઠની કં. | ૮-૦૦ | ૯૫ |
| ૭૧ | અન્વય | હસિત બૂચ | ગુર્જર | ૬-૦૦ | ૯૭ |
| ૭૨ | ઉપક્રમ | જયંત કોઠારી | " | " | ૯૮ |
| ૭૩ | મધ્યકાલીન ગુજરાતી આખ્યાન | ડૉ. શશિન ઓઝા | " | " | ૯૯ |
| ૭૪ | પ્રો. બ. ક. ઠાકોર અધ્યયનગ્રંથ | સં. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને અન્ય | મ. સ. યુનિવર્સિટી, વડોદરા | ૧૨-૦૦ | ૧૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૫ | સાહિત્યિક લેખો અને વ્યાખ્યાનો | દી. બ. નર્મદાશંકર મહેતા<br>સ. અનંતરાય રાવળ | અગમનિગમ પ્રકાશન | ૭–૫૦ | ૧૦૧ |
| ૭૬ | પરિમાણ | ડૉ. રમણલાલ જોશી | ગુર્જર | ૬–૨૫ | ૧૦૩ |
| ૭૭ | ગોવર્ધનરામ અને 'સરસ્વતીચંદ્ર' | ડૉ. રામચંદ્ર પંડ્યા | ” | ૬–૫૦ | ૧૦૪ |
| ૭૮ | ઍરિસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | અશોક પ્રકાશન | ૩–૫૦ | ૧૦૪ |
| ૭૯ | પ્લેટો–ઍરિસ્ટોટલની કાવ્યવિચારણા | જયંત કોઠારી | અનડા પ્રકાશન | — | ૧૦૫ |
| ૮૦ | B. K. Thakore : A Diary (Part I) | H. M. Trivedi | મ. સ. યુનિવર્સિટી, વડોદરા | ૧–૫૦ | ૧૦૬ |
| ૮૧ | રસ અને ધ્વનિ | ડૉ. એ. શંકરન<br>દોહનકાર: નગીનદાસ પારેખ | ગુર્જર | ૨–૫૦ | ૧૦૬ |
| ૮૨ | ચોધરીઓ અને ચોધરી શબ્દાવલિ | ડૉ. શાંતિલાલ આચાર્ય | ગુજરાત વિદ્યાપીઠ | ૮–૦૦ | ૧૦૬ |
| ૮૩ | કલ્પનામૂર્તિઓ | જયા ઠાકોર | ગુર્જર | ૫–૦૦ | ૧૦૭ |
| ૮૪ | કાવ્યમાં આધુનિકતા | અબુ સૈયદ ઐયુબ<br>અનુ. નગીનદાસ પારેખ | ગુર્જર | ૪–૦૦ | ૧૦૮ |
| ૮૫ | આસ્વાદન | રમેશ ભટ્ટ | માનવમંદિર પ્રકાશન | ૩–૦૦ | ૧૧૩ |
| ૮૬ | શ્રી અંબુભાઈ પુરાણી સ્મૃતિગ્રંથ | સ. જયંતીલાલ આચાર્ય | — | — | ૧૧૫ |
| ૮૭ | બળવંતરાય ઠાકોર | પ્રકાશ મહેતા | પરિચય પુસ્તિકા | ૦–૬૦ | ૧૧૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૮ જર્મન મહાકવિ ગટે | જયંત ર. જોષી | પરિચય પુસ્તિકા | ૦–૬૦ | ૧૧૭ |
| ૮૯ બખાની કવિતા | ભૂપેન્દ્ર ત્રિવેદી | " " | ૦–૬૦ | ૧૧૮ |
| ૯૦ ગાંધીજીનું ગદ્ય | અમૃતલાલ યાજ્ઞિક | " " | ૦–૬૦ | ૧૧૮ |

## નિબંધ

| | | | | |
|---|---|---|---|---|
| ૯૧ ગાંધીજીનો અક્ષરદેહ–ગ્રંથ ૧૧ | ગાંધીજી | નવજીવન પ્રકાશન | ૧૬–૫૦ | ૧૧૯ |
| ૯૨ ગાંધીજીનો અક્ષરદેહ–૧૨ | " | " " | " | ૧૨૧ |
| ૯૩ " "–૧૩ | " | " " | " | ૧૨૩ |
| ૯૪ " "–૧૪ | " | " " | " | ૧૨૪ |
| ૯૫ " "–૧૫ | " | " " | " | ૧૨૫ |
| ૯૬ બાળઉછેરમાં ડોકિયું | વસંત નાયક | બાલગોવિંદ પ્રકાશન | ૬–૫૦ | ૧૨૭ |
| ૯૭ અર્વાચીન ભારતીય કેળવણીનો વિકાસ | ડૉ. ધનંત દેસાઈ | મ. સ. યુનિવર્સિટી | ૧૮–૦૦ | ૧૨૮ |
| ૯૮ આનંદધારા | યશોધર મહેતા | — | — | ૧૨૯ |
| ૯૯ સરદાર વલ્લભભાઈ પોતના લેખો | સં. મણિબહેન પટેલ | નવજીવન પ્રકાશન | ૨–૫૦ | ૧૩૦ |
| ૧૦૦ 'નવજીવન'ની વિકાસવાર્તા | મણિભાઈ ભ. પટેલ | " " | — | ૧૩૧ |
| ૧૦૧ ગાંધીજીનું આરોગ્યચિંતન | મહેરવાન ભમગરા | પરિચય પુસ્તિકા | ૦–૬૦ | ૧૩૧ |
| ૧૦૨ ગાંધીજી–એક કેળવણીકાર | મૂળશંકર મો. ભટ્ટ | " " | ૦–૬૦ | ૧૩૨ |
| ૧૦૩ ગાંધીવિચારો જુનવાણી થઈ ગયા છે? | નારાયણ દેસાઈ | " " | ૦–૬૦ | ૧૩૩ |
| ૧૦૪ કેન્સર મટી શકે છે | ડૉ. ભાનુ ર. શાહ | " " | ૦–૬૦ | ૧૩૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૫ | ગ્રીકની કામગીરી | નગીનદાસ સંઘવી | પરિચય પુસ્તિકા | ૦–૬૦ | ૧૩૩ |
| ૧૦૬ | અમેરિકા આવું છે | મીનુ એડનવાલા | " | ૦–૬૦ | ૧૩૪ |
| ૧૦૭ | ભારતની અવકાશયાત્રા | સરલા જગમોહન | " | ૦–૬૦ | ૧૩૪ |
| ૧૦૮ | ચંદ્ર ઉપર ઊતરાણ | વિજયગુપ્ત મૌર્ય | " | ૦–૬૦ | ૧૩૫ |
| ૧૦૯ | અણુવીજળી | રોહિત દવે | " | ૦–૬૦ | ૧૩૫ |
| ૧૧૦ | આયોજક પદ્ધતિ શું છે? | નરોત્તમ શાહ | " | ૦–૬૦ | ૧૩૬ |
| ૧૧૧ | ખેતી પર આવકવેરો | સુધન્વા વી. આર. | " | ૦–૬૦ | " |
| ૧૧૨ | કીટકજીવન | ફ્રાંક વાલેસ | ગુર્જર | ૨–૦૦ | ૧૩૭ |
| ૧૧૩ | નવી પેઢી : વડીલાશ્રમ | " " | " | ૧–૭૫ | ૧૩૮ |
| ૧૧૪ | ગાંધીજી અને નવી પેઢી | " " | " | ૧–૭૫ | ૧૩૯ |
| ૧૧૫ | સંસારસાધના | " " | " | ૧–૭૫ | ૧૪૦ |
| ૧૧૬ | લગ્નસાગર | " " | " | — | ૧૪૧ |
| ૧૧૭ | સમાજવાદનો ગાંધીવાદી વિકલ્પ | વી. કે. આર. વી. રાવ | પરિચય પુસ્તિકા | ૦–૬૦ | ૧૪૨ |
| ૧૧૮ | ચંદ્ર પર માનવી | નાનાલાલ વસા | " | ૦–૬૦ | ૧૪૩ |
| ૧૧૯ | યોગરત્નાકર : પૂર્વાર્ધ | અનુ. ગિરિજાશંકર શાસ્ત્રી | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય | ૮–૦૦ | " |
| ૧૨૦ | ગાંધીવિચારમાં અર્થશાસ્ત્ર | શ્રી શ્રીમન્નારાયણ | નવજીવન પ્રકાશન | ૩–૦૦ | ૧૪૪ |
| | | ચરિત્ર–આત્મકથા | | | |
| ૧૨૧ | મોતને હંફાવનારા | સ્વામી આનંદ | બાલગોવિંદ પ્રકાશન | ૧૦–૦૦ | ૧૪૪ |
| ૧૨૨ | મરતીનું લુણ | " " | " " | ૧૦–૦૦ | ૧૪૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૩ | આત્મકથા : જીવન-સંગ્રામ, ભાગ ૪ | ઈન્દુલાલ યાજ્ઞિક | ગુર્જર | " | ૫–૦૦ | ૧૪૯ |
| ૧૨૪ | ભાનુશંકર યાજ્ઞિક | ચંદુલાલ એમ. શાહ | સુનિલ પબ્લિશીંગ હાઉસ | ૯–૦૦ | ૧૫૨ |
| ૧૨૫ | જ્ઞાતપુત્ર શ્રમણ ભગવાન મહાવીર | પ્રા. હીરાલાલ કાપડિયા | નેમિવિજ્ઞાન જ્ઞાનમંદિર | ૬–૦૦ | ૧૫૨ |
| ૧૨૬ | સતી ગંગાબાઈ | — | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય | ૦–૪૦ | ૧૫૩ |
| ૧૨૭ | બાપુ-દર્શન ભા. ૧ | દિલખુશ દીવાનજી | બાલગોવિંદ પ્રકાશન | ૧–૦૦ | " |
| | ભા. ૨ | " | " | " | " |
| | ભા. ૩ | " | " | " | " |
| ૧૨૮ | ખંડિત કલેવરમાં અખંડિત મન | ઈશ્વરભાઈ પટેલ | " | ૨–૦૦ | ૧૫૪ |
| ૧૨૯ | વીર વિઠ્ઠલભાઈ | " | " | ૧–૨૫ | ૧૫૫ |
| ૧૩૦ | લાલબહાદુર શાસ્ત્રી | " | " | ૧–૦૦ | " |
| ૧૩૧ | ઝવેરચંદ મેઘાણી | બાબુભાઈ વૈદ્ય | સમાજશિક્ષણ સમિતિ | ૦–૫૦ | ૧૫૬ |
| ૧૩૨ | મહાત્મા ટોલસ્ટોય | રામનારાયણ પાઠક | — | — | ૧૫૬ |
| ૧૩૩ | ગુજરાતના સુપુત્રો-૧ | ધનવંત ઓઝા | સમાજશિક્ષણ સમિતિ | ૦–૫૦ | " |
| ૧૩૪ | ગુજરાતના સુપુત્રો-૨ | ઈશ્વરભાઈ પટેલ અને રામનારાયણ પાઠક | " | ૦–૬૦ | ૧૫૭ |
| ૧૩૫ | મહાન વૈજ્ઞાનિકો ખંડ-૮ | સુરેશ શેઠના અને નરસિંહ મૂ. શાહ | ગુર્જર | ૧–૫૦ | ૧૫૭ |
| ૧૩૬ | 'ધૂમકેતુ'ના જીવન-ઘડતરની વાતો-૧૧ | ઉષા જોષી | " | ૧–૦૦ | ૧૫૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩૭ | (૧) બહુસ્વરૂપી ગાંધીજી | રતિલાલ અધ્વર્યુ | ગુર્જર | ૧–૦૦ | ૧૫૮ |
| | (૨) ગાંધીજીનું સાચું સ્વરૂપ–૧ | ,, | — | ૧–૦૦ | ,, |
| ૧૩૮ | બાપુ | નવલભાઈ શાહ | નવજીવન | ૦–૭૫ | ,, |
| ૧૩૯ | ચાલો દુનિયાની સફરે ભાગ ૧ થી ૪ | યશવંત મહેતા | — | — | ૧૫૯ |

**અધ્યાત્મ–તત્ત્વજ્ઞાન**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૦ | ઈશ્વર હયાત છે | સ્વામી શિવાનંદ<br>અનુ. ભૂપતરાય વ્યાસ | શિવાનંદ સાહિત્ય પ્રચાર સમિતિ | ૧–૨૫ | ૧૫૯ |
| ૧૪૧ | સો વર્ષ જીવવાના ઉપાય | ,, | ,, | ૨–૦૦ | ૧૬૦ |
| ૧૪૨ | મનોજય | સ્વામી શિવાનંદ<br>અનુ. સ્વ. જનાર્દન પ્રભાસ્કર | ,, | ,, | ,, |
| ૧૪૩ | અધ્યાત્મવિદ્યા | સ્વામી શિવાનંદ<br>અનુ. રામચંદ્ર પંડ્યા | ,, | ૫–૦૦ | ૧૬૧ |
| ૧૪૪ | ત્રીજી શક્તિ | વિનોબા ભાવે | યજ્ઞ પ્રકાશન | ૩–૦૦ | ,, |
| ૧૪૫ | આત્મચિંતન | છગનલાલ પીતાંબર શાહ | પોતે | — | ૧૬૩ |
| ૧૪૬ | સમીસાંજનું ચિંતન | રતિલાલ ભાવસાર | ચિરાગ પ્રકાશન | ૨–૫૦ | ,, |

**પ્રકીર્ણ**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૭ | માનવતાના સંસ્કારો | બબલભાઈ મહેતા | બાલગોવિંદ પ્રકાશન | ૪–૦૦ | ,, |
| ૧૪૮ | ઉત્કર્ષ | 'હૃદયેશ' | — | — | ૧૬૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૯ | પુસ્તક શી રીતે તૈયાર થાય છે? | ચંદ્રકાંત શાહ | પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ | ૦–૬૦ | ૧૬૫ |
| ૧૫૦ | સમાજશિક્ષણ સિદ્ધાંત અને વ્યવહાર, ખંડ–૩ | ચુનીભાઈ ભટ્ટ | સમાજ શિક્ષણ સમિતિ | ૨–૫૦ | ૧૬૫ |
| ૧૫૧ | મધ્યયુગીન ભારત ખંડ–૨ | ડૉ. છોટુભાઈ નાયક | ગુજરાત યુનિવર્સિટી | ૧૦–૦૦ | ૧૬૬ |
| ૧૫૨ | વિવિધ વાયુ–પ્રવચનો | પુ. ગ. માવળંકર | સનિષ્ઠ પ્રકાશન | ૩–૫૦ | ૧૬૭ |
| ૧૫૩ | શૈક્ષણિક ક્ષેત્રનું સ્વાતંત્ર્ય | ગોવર્ધન પરીખ<br>અનુ. પુ. ગ. માવળંકર | " | ૧–૨૫ | " |
| ૧૫૪ | ઇવાન પેટ્રોવિચ પાવલોવ | હરિંદ્ર પંડિત | " | ૨–૨૫ | ૧૬૮ |
| ૧૫૫ | બાપુને પ્રતાપે | બબલભાઈ મહેતા | બાલગોવિંદ પ્રકાશન | ૩–૦૦ | " |
| ૧૫૬ | અભિરુચિત અધ્યયન | ડૉ. ગુણવંત બી. શાહ | " | ૧૨–૫૦ | ૧૬૯ |
| ૧૫૭ | વનસ્પતિશાસ્ત્ર | સ્વ. ડૉ. આપ્પાસાહેબ, રામચંદ્રરાવ ચવ્હાણ અને ડૉ. ચંદ્રવદન પાઠક | મ. સ. યુનિવર્સિટી | ૫–૦૦ | ૧૭૦ |
| ૧૫૮ | ગાંધીકથા, ભા. ૧ | રામનારાયણ ના. પાઠક | સમાજ શિક્ષણ સમિતિ | ૦–૬૦ | " |
| | ભા. ૨ | " | " | ૦–૬૫ | " |
| | ભા. ૩ | " | " | ૦–૫૦ | " |
| ૧૫૯ | ગુજરાતદર્શન | ડૉ. ધીરુભાઈ દોશી | — | — | ૧૭૨ |
| ૧૬૦ | કાવો તરણેતરને મેળે | — | પરિચય પુસ્તિકા | — | " |
| ૧૬૧ | લોક–અદાલત | ચીમનલાલ સોમપુરા | — | — | " |

રણજિતરામ સુવર્ણચંદ્રક – ૧૯૭૦ના અર્પણ વખતનું વ્યાખ્યાન

# આ રંગભૂમિ? આ રંગભૂમિ!!

શ્રી શિવકુમાર જોષી



'સ્વર્ગમાંથી રંગભૂમિને શા માટે દેશવટો આપવામાં આવ્યો છે, ઋષિ મહારાજ?' એમ જ્યારે ભરતમુનિને એમના શિષ્યસમુદાયે પૂછ્યું ત્યારે એમણે ઇન્દ્રના શાપની અને શાપવિમોચનની જે વાત કરેલી એ તો સર્વવિદિત છે. પરંતુ ગુજરાતી રંગભૂમિ ઉપર એ હજારો વર્ષો-જૂનો શાપ હજુ પણ વિસ્તરેલો રહ્યો છે એમ અનુભવાય છે. નાટ્યકળાને ઇન્દ્ર મહારાજના દરબારીઓએ 'psedo–science' કહ્યાનું પણ કોઈ રિસર્ચ-સ્કૉલરે પ્રતિપાદન કર્યું છે, જેનાં નામઠામ જોકે મળતાં નથી, છતાં એવી વર્ણનાને પડકાર તરીકે ઝીલવાનું મન થાય એવી આજની આપણી રંગભૂમિના કર્ણધારોને ચળ ઊપડી છે.

ભરતમુનિએ જો કે એવા અદાકારોને આશ્વાસન આપ્યું હતું: 'ભાઈઓ, મારા દેવતાઓનો શાપ તો પાછો ખેંચાય એમ નથી, પણ જુઓ, પેઢી-ઉતાર આ નાટ્યકળાને વિકસાવતા રહેશો તો એ કળાને સન્માનનીય સ્થાન આ સંસારમાં મળી રહેશે...' અને ગુજરાતી રંગભૂમિના એવા ખમતીધર પ્રયોજકો કહે છે કે 'અમે પેઢી–દર–પેઢી વિકસતા જ રહ્યા છીએ, દરેક વળાંકે અમે અવનવું નાટ્યજગત રજૂ કરતા જ રહ્યા છીએ, અને...અને...બીજાઓને ધારવું હોય તે ભલે ધારે, અમે તો શાપવિમોચનની પરિસ્થિતિ અનુભવી રહ્યા છીએ.'

આ ગુજરાતી પ્રયોજકોની સાથે વિવાદમાં તો યથાવકાશે ઊતરીશું જ, પણ તે સિવાય શું નાટક દશકે દશકે નવાં રૂપરંગ લઈને જન્મતું જાય છે ખરું? એ પ્રશ્નનો જવાબ આપણી રીતે ખોળવાની આ તક ઝડપી લેવાનું મન થાય છે, એટલે સૌ પહેલાં એ વાત.

નજરે દેખાતા દૃશ્ય વિશ્વ કરતાંયે વધુ તથ્યપૂર્ણ હોવાનો દાવો કરતા આ નાટ્યજગતને શું હવે માનવ પરિવારની જટિલતા જ રજૂ કરવાની છે? હમેશાં એની સામે યુદ્ધનો પડકાર ફેંકતા દુશ્મન સમા વિશ્વની જ પશ્ચાદ્ભૂ સાથે માનવી માત્ર ભય, આશંકા અને એકાકીપણાથી જ વીંટળાયેલો છે? એને રજૂ કરવાનો છે? આવું કંઈ સંભવે તો જ તખ્તાની કલા વિકસી ગણાય?

નવીન નાટ્યલેખકોનો, આધુનિક નાટ્યપ્રયોજકોનો દાવો છે કે માનવીની અભ્યંતર-સચ્ચાઈ અને એના માનસની ગતિવિધિ દ્વારા પ્રગટ થતી યથાર્થ પરિસ્થિતિને તેઓ આ માધ્યમ દ્વારા વાચા આપે છે, માનવ-ઉરનાં ઘેરાં ઊંડાણોમાં એ પ્રવાસ કરાવે છે, એનુ વિશ્લેષણ બારીકાઈથી કર્યે જાય છે; પ્રગટ દેખાતા માનવીના બહિરંગો સાથે એને લાગતું-વળગતું નથી.

નવી રંગભૂમિ, પોતાનાં શસ્ત્રાસ્ત્રો સાથે, માનવીના આજ સુધીના ઘડતરમાં હિસ્સો આપવાનો દાવો કરતાં ધાર્મિક વલણો તેમજ સામાજિક અને રાજકીય ખ્યાલોની જડતા ઉખેડી નાખવા પ્રસ્તુત છે અને આવી અવસ્થા ઊભી કરવા જતાં પ્રેક્ષકોને તે ખળભળાવી મૂકવા માગે છે, સ્તબ્ધ બનાવી દેવા માંગે છે— બરછટ અસહ્ય વેદનાપૂર્ણ માનવવ્યવહારની વીગતો રજૂ કરીકરીને.

સામાજિક વિષયવસ્તુને નાટકના વસ્તુ તરીકે ઉપાડવાનો એમને વાંધો નથી, જો તે આ નવી વિચારસરણીના ચોકઠામાં બંધ બેસે. તેઓ માને છે કે કિનારે બેસીને નહિ, પણ પૂરા પાણીમાં ઊતરીને એ પ્રવાહ સાથે સમાઈ જાય્યા પછી જ એ પ્રવાહથી નિઃસ્પૃહ બની શકાય. માનવી માનવપરિવારનો અવિભાજ્ય અંશ છે અને સાથે સાથે સારોયે માનવસમાજ તે માનવી માટે દૂરથી જોવાની સામગ્રી છે.

આ સમાજના બંધારણનું મહત્ત્વનું તત્ત્વ તે ઇતિહાસનો ઉદ્ગાર બની રહે છે—આપણે પોતે પણ એ ઇતિહાસની લાંબી મજલનો અનિવાર્ય અંશ છીએ. એવો ઉદ્ગાર એ જ તો કલાના સૌ પ્રકારોમાં વણાઈ ગયેલો હોય છે, એ પરિસ્થિતિ ટાળી શકાય તેમ નથી. ભલેને પછી સામાન્યપણે અવનવાં વલણોનું સર્જન કરીએ, એ ઉદ્ગાર એ જ તો સ્વયં નિર્માયેલો અને મહત્ત્વનો અંશ છે, પ્રયત્નપૂર્વક કે માત્ર આદર્શ તરીકે એની સાથે અવળચંડાઈ કરવાનો કોઈ અર્થ નથી.

ઓથેલો પોતાની જ ઈર્ષાની જ જાળમાં સપડાયેલો કેદી છે, લીલી આંખવાળા એ દૈત્ય ઉપર સંશય સવાર થાય છે, અને પછી તો પ્રેમ શું, મૈત્રી શું, નિષ્ઠા

શું—એ બધી લાગણીઓ અંગે પણ એ નિર્ણય લઈ શકતો નથી. નાટકકાર ઓથેલો દ્વારા વહેમીલા અને ઘાતકી એવા સ્વામિનાથોના એક ઝુંડની વાત કરી જાય છે, કે જે સ્નેહ અને તિરસ્કાર વચ્ચે તૂટીને કટકા થઈ જતા હોય છે; એનું એવુ વર્તન આપણને હચમચાવી મૂકે છે. અભિનય એ માત્રાએ પહોંચે છે, જ્યારે પ્રેક્ષાગૃહમાં બેઠેલો દર્શક ઓથેલોની સાથે પોતાની જાતને ગોઠવી દેવા માંડે છે—ઓથેલોની સાથે એટલે કે એના અવગુણો સાથે, એની અધૂરપ સાથે. મોરોક્કોના કોઈ એક રાજવીની કથા કહેવાનો શેક્સપિયરનો ઇરાદો ન હતો, પણ એ ચરિત્ર દ્વારા નાટ્યકારે નિમેષમાત્રમાં માનવીની આવી એક બાજુને—આપણા પોતાના એક પાસાને—આગળ ધરી દીધુ. એ સંશયના ભાર નીચે પીડાય છે, વેદનાના હુંકારા ભણે છે અને પોતાના વર્તનનો બચાવ કરવા ફાંફાં મારે છે. આવું થતુ હોય છે તે દરમ્યાન પેલો ભાગ્યવિધાતા એની આજુબાજુ કરોળિયાનું જાળુ ગૂંથી દે છે અને એ રીતે એના ભાગ્યનો નિર્ણય બાંધી આપે છે. ઓથેલો સાવ અદ્વિતીય વ્યક્તિ નથી. નાટક આગળ વધે છે, તેમ તેમ પેલો માનવી જ એમાં દ્દષ્ટિગોચર થાય છે, અને આપણે સાવધ બની જઈએ છીએ, —અરે! આ જ તો પેલુ શાશ્વત સત્ય! નાટ્યકાર આ રીતે મારી, તમારી, આપણી જ વાત કરી જતો હોય છે, એ મારા જીવનનું જ નહિ, માનવજીવનનુ શાશ્વત સત્ય છે. કોઈ ચોક્કસ દશકા કે સૈકા સાથે એનો અનિવાર્ય સંબંધ નથી. એ તો જડએસલાક અને હરહમેશ હાજરાહજૂર છે, છાતીએ વાગે એવું અણનમ સત્ય.

નાટકની એ ખાસિયત હોવી ઘટે કે શબ્દે શબ્દે આગળ વધતાં એ એક એવો અરીસો ઊભો કરી આપે જેમા મને મારી—માનવીની મુદ્રા ઊપસતી દેખાય, પોતાની જાતની અંદર ખાંખાંખોળાં કરવાની એ તક આપે, અને એમ કરતાં એવાં સત્ય એને લાધે કે જેની તવારીખી નોંધ કોઈએ રાખી ન હોય.

ઇતિહાસ–પ્રસિદ્ધ સિકંદર વિલીન થયો, સીતાને હરી જનાર રાવણ ધૂળમાં રગદોળાયો. જે ઐતિહાસિક બનાવો એલેકઝાન્ડરના વિનાશ માટે કારણભૂત હતા, અથવા રાવણના વિનાશ માટે જે પુરાણપ્રસિદ્ધ વાયકાઓ છે એનો ધારો કે વિશ્વાસ ન કરીએ, પણ એ પ્રક્રિયા રદબાતલ કર્યા પછી એલેકઝાન્ડર મૂઓ અને રાવણનો વિનાશ થયો એ હકીકતો તો સ્વીકારવી જ રહે છે—એ બન્નેની આકાશ સમી મહત્તા છતાં આવા માણસને પોતાની ગુંજાયશનું માપ ધરી દે છે, જે મર્યાદાઓની વચમાં રહીને માનવીએ માનવી તરીકેની પોતાની ફરજો બજાવવાની છે. ભલભલી એવી મહત્ત્વાકાંક્ષાઓને પહોંચ્યા પછી પણ પોતે કેવો

ક્ષુલ્લક છે, કેવો અશક્ત છે, એનુ એને ભાન થાય છે. આવા સહજ સત્યનુ માનવીને દર્શન કરાવે છે કવિતા, નાટક એ પ્રકારોમાં એ રસતરબોળ બને છે ત્યારે એનુ ભાવવાહક તત્ર હાલમડોલ થઈ જાય છે, અસત્ય કરુણતાનો એને સીધો પરિચય થાય છે.

કિંગ લીઅરની જેમ એના હુ૫દના કટકા થતા એ અનુભવે છે રિચાર્ડ બીજાની જેમ તે એકલો એકલો ઝૂરી મરે છે, મેકબેથની જેમ તે રસાતાળ જાય છે. લેડી મેકબેથની જેમ એ ઘેરી યાતના ભોગવે છે શા માટે આમ થતુ હશે? શેક્સપિયર જવાબ આપે છે 'ભાઈ મારા, આ જ તો તુ છે'

આ પરિસ્થિતિ હજુ પણ સાચી ઠરે છે, કારણ કે આ કલા–માધ્યમની પ્રયોજના માનવવ્યવહારના એવા એક પછી એક સચોટ પુરાવા આપીને થાય છે. એ ખૂબ સૂક્ષ્મ રૂપે સામે ધરવામા આવે છે ને તે કારણે સુગ્રાહ્ય બને છે. નાટકમા આમ જોઈએ તો માનવતત્ત્વની અસ્ખલિત અને જીવત હાજરી છે, કરુણમિશ્રિત માનવસત્યો ને નાટ્યાત્મક વાસ્તવિકતા, ખાળી ન શકાય એવી ઘટ-માળરૂપે પ્રેક્ષકો સામે રજૂ થાય છે

આટલે સુધીની નાટકની મજલ ને એની કામગીરી આધુનિક નાટ્યમર પણ સ્વીકારે છે, પણ એ એથી આગળ વધવા માગે છે

નાટક જે પેલા પુરાવા પૂરા પાડવાનો દાવો કરે છે એને, અને પેના દુર્ગ્રાહ્ય–અસ્તવ્યસ્ત વિચારધારામાથી નીપજતા સદિગ્ધ સત્યોને કશો જ સબધ નથી આ તર્કશૂન્યતાને મહત્ત્વ આપનારા નવીનોની દલીલો હાથના એકાદ લહેકાથી રદબાતલ કરાય એવી સરળ પરિસ્થિતિ નથી

એ લોકો કહે છે "અમારે નાટકના હાર્દ સાથે સબધ છે– નાટકના અતસત્ત્વ, નાટ્યપદાર્થમાથી નીપજતા અર્ક સાથે અમારે લેણદેણ છે તખ્તાનુ માધ્યમ આમ જુઓ તો વર્તમાનકાળમા વાતચીતના વમળોમા ડૂબી ગયુ છે કશો બોધ આપવા માટે, કોઈક વિચારધારાને પ્રસ્થાપિત કરવા માટે, સવાદોનુ ઓઠુ લઈને નાટક સિદ્ધ કર્યુ એવી જે માન્યતા પ્રવર્તે છે તે સામે અમારો ઊહાપોહ છે સત્યની જીવત મુદ્રાને સ્થાને કશી ભળતી જ વસ્તુની સ્થાપના થઈ ચૂકી છે અમારે એ જીવત મુદ્રાની પુનઃસ્થાપના કરવી છે" 'કાળદેવતા'ના લાબા પ્રવાસ દરમ્યાન દરેક વળાંકે 'આ હુ!' 'આ હુ!' એમ નવુ જ્ઞાન–ભાન પ્રગટે છે નાટ્યપદાર્થ પણ ત્યારે નવો પરિવેશ, નવા રૂપરગ ધારણ કર્યે જાય છે. નવી પેઢીના અવતરણ સાથે સાથે આ નવા રૂપરગ બાધછોડ કરી

લે છે. રૂઢિ સાથે સંકળાયેલી નાટકની કેટલીક સામગ્રીને આપણે હટાવી દઈ શકીશું ત્યારે જ નીતર્યાં જળ સમો સાચો નાટ્ય-અર્ક આપણને લાધશે.

વાસ્તવિકતા તે કઈ, એ બાબતમાં જ્યાંસુધી કલાકારને આશંકા છે—વ્યક્તિગત રીતે આશંકા છે—ત્યાંસુધી એનામાં કલાકાર ઉપરાંત દ્રષ્ટા બની રહેવાની ત્રેવડ છે એમ સમજવું. 'નેતિ નેતિ' ઉદ્‌ગાર માત્ર ઈશ્વરના સ્વરૂપને નકારવા માટે જ નહિ, સાચા કલાસ્વરૂપને સિદ્ધ કરતી વેળા પણ જાગ્રત ચેતના-સહ ઉદ્‌ગારવા જેવો એ મંત્ર છે. દૃષ્ટિ કેટલી સાબૂત છે તે ઉપર કલાનું પોત ફિસ્સું કે ખમતીધર એ નક્કી થઈ શકે, પછી તે જિવાતા જીવનમાંથી પ્રગટી હોય કે પેલી અસંબદ્ધ ગણાતી વિચારધારામાંથી.

જુદી જુદી કલાકૃતિઓ તો જીવંત તત્ત્વજ્ઞાન ગણાય અન્ય સાથે એકબીજાનો છેદ ઉડાડ્યા સિવાય, એ જરૂર ટકી શકે અરે, એવું પણ બને કે અન્યોન્ય એકબીજાને ટકી રહેવાની દલીલો પૂરી પાડે, પોતાની અધૂરપ બીજીમાં પુરાતી દેખાય. હિંદુ તત્ત્વજ્ઞાનમાં બીજા દર્શનોએ પ્રગટ કરેલાં સત્યોને સ્વીકારવાની આનાકાની નથી. એવું કલાના ક્ષેત્રમાં પણ સંભવી શકે જુદાં જુદાં કલાસર્જનોમાંથી પ્રગટ થતાં સત્યો એકબીજાનાં પૂરક પણ બની જાય.

આ રીતના અભિગમ પછી આવી વિચારસરણીમાથી નીપજેલા નાટક-પદાર્થમાં માનવીનું શું સ્થાન એનો પણ અંદાજ મેળવી લેવા જેવો.

દરેકદરેક નાટ્યકાર પોતાના સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી આજુબાજુના જગતને રજૂ કરવા મથે છે. નાટકના ક્ષેત્રમાં જે કાંઈ સિદ્ધ થઈ ચૂક્યું છે એને પાછળ રાખી ભલેને નવીનતમ નાટ્યકાર આગળ પગલાં ભરવા મથે, એ આગે કદમ પછી સંવાદરચનામાં હોય, નાટકની બાંધણીમાં હોય, કે પછી એના વસ્તુમાં હોય; એમ વિચારીને એ વધુ ને વધુ નિખાલસ બનવા ચાહે છે, નિખાલસ અને આખાબોલો. જે કાંઈ બિનજરૂરી લાગે છે તે એ ખંખેરતો જાય છે. પોતાની કોઈ માન્યતાને સ્થાપવા માટે આગળની માન્યતાને ઉખેડવા માગે છે એવું એની બાબતમાં નથી જ. એ અવનવાં તત્ત્વો ભેગાં કરવા મથે છે—વાસ્તવિક અને કાલ્પનિક. જગત અંગેની સમજ અને તેની સતત શોધખોળનું જોડાણ સ્થાપવા એ મથે છે. એ એક સતત પ્રક્રિયા છે, એમ સ્વીકારીને એ આગળ વધે છે. ઉપરાંત વ્યક્તિ અને સમષ્ટિ સાથે એ પ્રક્રિયાનો સંબંધ સમજવા-સમજાવવા તે પ્રયત્નશીલ રહે છે. એને પોતાના ગમા-અણગમા છે, વળગાડ છે, સ્વપ્ન છે,

જેમાંથી એ દૂર ખસી જવા માગતો નથી. એથી ઊલટું, એ બધી વાતો હવે વ્યક્ત કરવા ઉત્સુક બને છે. આ પ્રક્રિયા દ્વારા એના પોતાનામાં સંઘરાયેલી ઊંડી માન્યતાને જ એ વાચા આપતો હોય છે.

આ અવસ્થાને સિદ્ધ કરવા માટે આધુનિક નાટ્યકાર યોજનાપૂર્વક વક્તવ્યનાં નવાં ઘાટ-રેખા માટે ઉદ્યુક્ત થાય છે, નવા ચીલા પાડવા માંડે છે, નાટ્યકલા તરીકે સૈકાઓથી ઓળખાતી આવતી પરિસ્થિતિને જડમૂળથી ઉથલાવવા એ આતુર હોય છે. માનવીના કોઈ ગૂઢતમ રહસ્યનું ઉન્મોચન કરવા માટે એ એવાં એવાં પાત્રો રચે છે કે તે માનવસંસારના પ્રતિનિધિ હોય એમ નથી અનુભવાતું. સાવ અપરિચિત ચહેરા-મહોરાં ચાલચલણ અને વાણીશૂન્ય કે નિરર્થક બકવાદ સમી વાણી ઉચ્ચારનારાં એ પાત્રો કશીયે પૂર્વયોજના કે અગમદૃષ્ટિ સિવાય જ તખ્તા ઉપર રવડતાં જણાય છે. બધાં જ સ્થાપિત ધોરણોની રૂએ સ્ખલિત ગણાય એવાં એ નાટકો ઇન્દ્રિયોને અકળાવે છે, જુગુપ્સા ઉત્પન્ન કરે છે, ત્રાસ આપે છે, નાટક તરીકે રજૂઆતને સ્વીકારવાની પણ ગમે તેટલા ઉદાર થવા જાઓ તોપણ આપણી તૈયારી રહેતી નથી.

પણ આવા પ્રતિભાવોની આ નાટ્યલેખકોને પડી નથી. કદાચ એમને એ જ સિદ્ધ કરવું છે.

એવો તે કયો પ્રભાવ છે, એવું કેવું અદમ્ય દબાણ છે કે જેને કારણે આટલી હદે તેઓ આવી વિતંડામાં ક્યે જતા હશે ?

એકાદ ખ્યાલ પાછળ આ લેખક ઘેલો બનતો હશે. સૌ પ્રથમ એ ખ્યાલને પ્રકાશે એવા અવાજો, એવી મુદ્રાઓ, એવું હલનચલન, એવા નુસખા, એવા ઘાટ, એવું સંયોજન-બધો સભાર ભેગો કરીને એક આકૃતિ-સુબદ્ધ કે વેરવિખેર-એ ખડી કરે છે. આ નવા ઘાટ સાથે નાટકનું વસ્તુ-પેલો વિચાર કે ખ્યાલ-પોતાનો સંબંધ જોડવા મથે છે. અને બને એવું સમતોલપણું આ નવાં ઘાટ-વસ્તુ વચ્ચે સ્થાપવા એ ચાહે છે. એને કોઈ વાર્તા કહેવી નથી, એકાદ કોઈ રહસ્યનું ઉન્મોચન થયું અથવા તો કોઈ સમસ્યાનો, હાશ, ઉકેલ છેવટે મળ્યો, એવા કોઈ સંતોષ વ્યક્ત કરતા પ્રતિભાવ સાથે પ્રેક્ષકવર્ગ રંગશાળા છોડી જાય, એ પણ અભિપ્રેત નથી.

આ નવા નાટ્યલેખક સાથે તર્કયુદ્ધ ચલાવવાનો ભાગ્યે જ કોઈ અર્થ છે. કોઈ પણ નવી લઢણો સ્થાપવાનો એમનો પ્રયત્ન છે એવી જવાબદારી એ ક્યારેય

સ્વીકારવાના નથી એમનો દાવો પણ નથી 'અમારું દુનિયાનું દર્શન આ છે અમે એને આ રીતે સમજ્યા છીએ, કલાકાર તરીકે અમારો આ ઉમેષ છે, એને રૂંધી શકાય તેમ ન હતો '

એમનું આવું સંયોજન ઘણીયે વાર અવાસ્તવિક, નર્યું હવાઈ સ્વપ્નભૂમિની પેદાશ સમું દેખાય છે, છતાં એ અજાણ્યું નથી લાગતું મધરાતે સ્વપ્નના ઓથાર તળે નજરે પડતી ચિત્રવિચિત્ર દશ્યમાળા સાથે સૃષ્ટિનો સંબંધ છે એમ દર્શકને વર્તાય છે સ્વપ્નસૃષ્ટિનું આયોજન તર્કશુદ્ધ ક્યારેય નથી હોતું કહેવાય છે કે એ સંભવે છે જાતજાતના તત્ત્વોની સન્નિકટતાને કારણે સ્વપ્નોને કોઈ વિચારસરણી રજૂ કરવાની નથી હોતી એ તો માત્ર મુક્તપરંપરા-ઝાંખીઓના ખોખા રજૂ કરે છે ને ઓનવે છે આ લેખકો એવી છૂટીછવાઈ-પરસ્પર સંબંધ સિવાયની સામગ્રીમાંથી કશું મ યમય ખડું કરવા ચાહે છે

ધારો કે કશી ના એવા પ્રયત્નોને અંતે સિદ્ધ થઈ તોપણ આજના માનવીને એ આકર્ષે છે કે એમાં એને સંડોવે છે ખરી? કલાના એ અનુભવને દર્શક માણી શકે છે? એને પોતાનો કરી શકે છે? આ એક મોટું પ્રશ્નાર્થચિહ્ન છે નવીન નાટ્યલેખક તો જાહેર કરે છે ? આવું બધું સુગઠિત સુમેળપૂર્વક સંધાયેલું લાગતું વિશ્વ જ એને ખોટું લાગે છે આવું કશું પણ સંભવી શકે એવો એને ભરોસો નથી

આ સારીયે નાટ્યસર્જનકળાની સાથે પેલું વ્યવસ્થિત રીતે રચાયેલું નાટક મણનમ ઊભું છે એને ખેરવી નાખવાના પ્રયત્નો આ ઘડી સુધી નાકામિયાબ નીવડ્યા છે એ નાટ્યકાર પાસે સ્પષ્ટ અને સનાતન માન્યતાઓ છે, ગ્રન્થ મ રો છે એ મૂલ્યો ધાર્મિક પણ હોઈ શકે સામાજિક કે રાજકારણીય પણ હોઈ શકે માનવીની શુભ વૃત્તિમાં અને પૂર્ણતા પામવા માટેની મહત્ત્વાકાંક્ષામાં આ લેખકને પાર વિનાનો વિશ્વાસ છે વ્યવસ્થિત રીતે રચાયેલા નાટકો પાછળ બીજી પણ મહત્ત્વની દૃષ્ટિ છે-આ દુનિયા એ સાવ નાખી દેવાની કોઈ ચીજ નથી અને એના રહેવાસીઓ પણ ઘણો બધો રસ જગવી શકે એમ છે આ સારાયે પરિવેશની કશી સાર્થકતા છે જ, નજરે પડતી-ઇન્દ્રિયગમ્ય-આ વાસ્તવિક્તા ને નક્કર પાયા ઉપર રચાયેલી હોઈને સુરક્ષિત છે આ એક સંપૂર્ણ અવસ્થા છે એની આકૃતિ વ્યાખ્યાબદ્ધ છે પેલું અવાસ્તવિક નાટક માત્ર આંચકા આપવા જ પ્રસ્તુત છે કારણ કે ત્યાં સુગ્રથિત યોજના મૂલ્યો કે માન્યતાઓની સચરાચર ગેરહાજરી છે

'ઈશ્વરનું મૃત્યુ થયું છે' એવું ઉચ્ચારનારની જેમ ધાર્મિક શ્રદ્ધા અદૃશ્ય થતી જતી હોય, જાતજાતની એની નિષ્ફળતાને કારણે રાજકારણીય વ્યવસ્થાઓ તરફનો મોહ ઊતરી જતો હોય, ઉપરઉપરનું ઐશ્વર્ય અને સમૃદ્ધિનો ચળકાટ છતાં કશું ખોખલાપણું વિસ્તરતું જતું હોય–( એને આધ્યાત્મિક પોલાણ કહીશું ?)–એવી અવસ્થામાંથી પસાર થતાં થતાં માનવવંશના ગણનાપાત્ર અંશને એમ જો અનુભવાતું હોય કે આ અસ્તિત્વ સાવ નિરર્થક છે તો શું ?

આપણે આપણી જાતને પૂછવાનું છે, આ બધી પરિસ્થિતિ છતાં આશા અને આશાવાદ માટેના નક્કર પાયા હતા તે શું હમેશને માટે ડગમગી ગયા છે ? જે વિશ્વ આજે માનવી પોતાની સામે જોઈ રહ્યો છે તે એટલું બધું વિરૂપ અને તર્કશૂન્ય છે ? શું માણસ માણસ વચ્ચે સ્થિર સંબંધો રચવા સદંતર અશક્ય છે ?

આધુનિક નાટ્યકાર પાસે આ દુનિયાની અમુક સજ્જડ સમસ્યાઓ ખડી છે, એ જાગૃતિને તે કલાના રૂપમાં ઢાળવા ચાહે છે. કોઈ કોઈ ખૂબ મેધાવી અને ઠીક ઠીક આળા દિલના નાટ્યલેખકો પોતાની એવી વેદનાને વ્યક્ત કરવામાં સફળ પણ થયા છે, અલબત્ત, આ નાટકના માધ્યમ દ્વારા; છતાં પૂછવાનું મન તો થાય છે જ કે જે માનવીનાં દુઃખદર્દ–યાતનાની વાત આ રીતે કહેવા એ મહાજનો ઉત્સુક છે તે માનવીને એમનાં આવાં કલામય સર્જનો સ્પર્શી શક્યાં છે ?

પરંતુ આ નવા 'ધર્મ'ની આજુબાજુ ન સમજી શકાય એવું ગૂઢતાનું તત્ત્વ વીંટળાતું જાય છે. એનો 'મિસ્ટિસિઝમ' વિચારમાં નાખી દે તેવો છે. આ બધી પાછળની હિલચાલ એવી છે કે કશું અણછાજતું બની રહ્યું હોય એવી ગંધ આવે છે.

વાસ્તવિકતાનાં બંધનો તોડવાના આ નવા નાટ્યધર્મે જાણે શપથ લીધા હતા. આપણી જીવંત સમસ્યાઓના ઉકેલ અર્થે આ નવનાટ્ય સંપ્રદાયે એકાન્ત વ્યક્તિગત દૃષ્ટિની નીપજ સમી કલ્પનાસભર ઉદ્ દંડતા અને ભાષાવૈચિત્ર્યને સાધન બનાવ્યાં છે. એમણે જાહેર કર્યું કે આ જ મુખ્ય દ્વારમાં થઈને નાટકની દુનિયામાં પ્રવેશ શક્ય છે–એ એવી દુનિયા જે મધ્યરાત્રિના અંધકાર સમી કાળી-ભૂખરી છે; એ દુનિયામાંથી, જેઓને માનવપરિવારની રૂઢિઓમાં વિશ્વાસ હોય, એની જેમને પડી હોય તેવાઓને નિર્વાસન આપવું જોઈએ. માનવીના માનવી-પણામાં વિશ્વાસ કે તર્કયુક્તતાને હમેશને માટે જાકારો આપવો જોઈએ.

તે કારણે ફરીફરીને આ બંધુઓને પૂછવાનું મન થાય છે: 'તમે દોર્યે જાઓ છો તે માનવજીવનનું માત્ર એકપાખિયું ચિત્ર નથી ? માનવસંસાર જેવો

છે તેવો સંપૂર્ણતયા સ્વીકારવો ન જોઈએ? તમારી નવનવી સંપ્રદાયદૃષ્ટિ શું માનવીનાં બધાં જ ગૂઢ રહસ્યો ને એની સમગ્ર વિચિત્રતાને આવરી લઈ શકે છે?'

નવી રંગભૂમિ ક્યારેય પણ એવો દાવો નહિ કરી શકે કે સંપૂર્ણતયા માનવીનાં બધાં જ પાસાંની એને પરખ છે કે સૌ એના ગૂઢ તત્ત્વો સાથે એને અંતરંગ પરિચય છે. એ લોકો ચીતર્યે રાખે છે એટલી હદે માનવી એકલો કે કે કોઈ ગયેલો નથી, અને આ વિશ્વસમગ્ર પણ તેઓ પ્રતિપાદન કરવા માગે છે તેવું તદ્દન અર્થહીન નથી. અને મુક્તિની વાતો કરનાર આ તખ્તો પોતે પ્રગટાવેલી માન્યતાઓ દ્વારા કોઈ મુક્તિનો પરિચય સાથેસાથ કરાવે છે? જે હાસ્ય આ અસમંજસ (ઍબ્સર્ડ) તખ્તો પ્રગટ કરે છે તે શું મુક્તિના આનંદનું દ્યોતક છે?

ભારતમાં આ ઍબ્સર્ડ થિયેટર હજી કશોયે પ્રભાવ પાડે તે રીતે ઊભું થયું નથી અથવા એમ કહી શકાય કે આ જ ભૂમિની પેદાશ હોય તે રીતે તો એ સૈકાઓથી અહીં અસ્તિત્વ ધરાવે છે. ભાસથી માંડીને કંઈક અનામી નાટ્ય-લેખકો કે જેઓ પ્રસિદ્ધિથી દૂર દૂર રહ્યા છે તેમણે સૈકે સૈકે નવા નવા નાટ્યપ્રયોગો—નવો ઘાટ, નવી ભાષાલઢણો—પ્રેક્ષકો સમક્ષ રજૂ કર્યા હતા. એક સાધુપુરુષ અને એક વારાંગના એકબીજાની કાયામાં પ્રવેશ કરે અને તે કારણે જે નાટ્યાત્મકતા હંસી મચી જાય—એ હાસ્ય, એ સંયમભર્યો કટાક્ષ તે તે વેળાના સામાજિકોને રસતરબોળ કરવા ઉપયુક્ત સામગ્રી હતા. તત્કાલીન સમાજના ઘમંડ અને છીછરાપણાના જે રીતે નાટ્યકાર લીરા ઉડાવે છે તે દ્વારા પરિપક્વ નાટ્યશૈલીનો પરિચય થાય છે.

ભવાઈ, નવટંકી જાત્રા જેવા લોકનાટકના પ્રકારો પણ ખૂબ ઝડપથી સ્વરૂપભેદ અને ભાષાના જાતજાતના હુમલા અને વળાંકો પીરસી શકતા હતા, યત્ન સિવાય. સાંપ્રત સમાજની અવળચંડાઈ, વિચિત્રતા, બાઘાઈ જેવાં વર્તનોને ઉઘાડાં પાડવા આ નાટ્યપ્રકારો જાતજાતની નાટ્યરમત રચી શકે એટલા 'ફ્લેક્સિબલ' (બળૂકા) હતા. આ નાટ્યપ્રકાર સામાન્ય પ્રજાના રોજબરોજના વ્યવહાર સાથે અંતરંગ રીતે એવો વણાઈ ગયો હતો કે પ્રજા સુધી પોતાનો 'સંદેશ' (?) પહોંચાડવા માટેની બધી જ કરામતો, અભિનયની બધી જ સમૃદ્ધિ—ચેનચાળા, નખરાં, વજનદાર સંવાદકલા, સંયોજિત વાક્છટા, સુયોજિત હલનચલન, અતિરંજન, હાસ્ય, કરુણ વગેરે માવજત પામેલા રસોનું વિતરણ—આ બધી જ સામગ્રી એક સાથે ગૂંથીને તૈયાર કરવામાં આવતો ભાતસમૃદ્ધ તખ્તો! સમગ્રતયા પ્રેક્ષકો ઉપર આ બધાં તત્ત્વોની આવી સુગ્રથિત ભાતને કારણે અસર

પહોંચતી. પરંતુ ચીલાચાલુ નાટકોથી વાજ આવી જઈને એના પડછે ઊભી થયેલી કોઈ થીગડથાગડ કે મૂળ ઢાંચાના બગાડ સમાં કોઈ ગૂમડાં જેવી આ નાટ્યલીલા ન હતી, પરંતુ સહજ ભાવે પ્રગટેલી એ ભાત હતી.

ભારતીય નાટ્યકલા પહેલેથી જ માનવીને કેન્દ્રમાં રાખીને વિસ્તરેલી કલા છે. માનવપ્રકૃતિની બધી જ ગૂંચોનું રહસ્ય શોધવા–ઉકેલવા એ પ્રકાર મથી રહ્યો છે. માનવતત્ત્વ એમાંથી સરીને દૂર ઊભું રહે એવું ક્યારેય બન્યું નથી. ઉપરાંત પોતાનાં બધાં જ સાધનસામગ્રી, સમજ, આવડત માનવી માટે જ એ પ્રવૃત્તિએ અનામત રાખ્યાં હતાં. તખ્તો માનવસમાજની સૌ કોઈ સપાટી સુધી પહોંચી શકતો હતો. પ્રેક્ષકો નાટ્યરજૂઆતમાં ભાગિયા બને એવી કોઈ પૂર્વયોજિત સંકલના જો કે ન હતી, છતાં નાટકની રચના જ એવા પ્રકારની બની જતી હતી કે પ્રેક્ષકવર્ગ નાટક સાથે એકાકાર બની રહેતો હતો.

એ જૂની રંગભૂમિ જો કે સમતલ બની ન હતી. એની સપાટી ખરબચડી જરૂર ગણાય. આજની રંગભૂમિ સમી બુદ્ધિની ચમક એમાં ન હતી. વિદ્વત્તાનો લાભ એને મળ્યો ન હતો. એ વધારે પડતી સીધીસાદી હતી. પરંતુ તેમાં અહીં કે ત્યાં કશી બાળસહજ કવિતા પ્રગટાવી દેવાની શક્તિ હતી, જાદુગર સમી કોઈ શક્તિ દ્વારા પ્રેક્ષકને ખેંચી રાખવાની આવડત હતી, અશુભમાંથી શુભને તારવી આપવાની સરળ વિવેકબુદ્ધિ હતી. બૅકેટ કે આયોનેસ્કોની જેમ નહિ છતાં ગૂઢ તત્ત્વો પ્રગટ કરતી સાદીસીધી વાતભાત રચી આપવાની સહજ શક્તિ હતી. એ વાતભાતની પ્રેક્ષકો કદર કરી શકતા અને પાછા ફરતી વેળા એવા નાટ્યતત્ત્વનો આનંદ માણ્યાનો સંતોષ સાથે લેતા જતાં.

આ આધુનિક, આવાંગાર્ડ રંગભૂમિના નાટ્યલેખકોનો આમ તો દાવો હોય છે કે માનવ–અસ્તિત્વના મૂળમાં જ કશીક પાયાની અવાસ્તવિકતા–Fundamental ābsurdity of human existence–રહી છે, અને બધિયાર વિચારસરણીઓને કારણે માનવસંસ્કારિતાનું દેવાળું ફૂંકાયું છે. તે પરિસ્થિતિની સામે પડકારી ન શકાય એવો ઉકેલ એમની મહેચ્છા છે, પણ જે ઉકેલ તેઓ આપે છે તે વધુ સંદિગ્ધ, ગૂંચવણભર્યો, ધૂંધળો છે અને કલાત્મક બની રહેવા કરતાં સાવ ઉપરછલ્લો દેખાયો છે. અને જે કાંઈ એવા ઉકેલના નામ તરીકે રજૂ કરવામાં આવે છે તે છૂટાછવાયા ખમતીધર અગ્રદૂતો પાસેથી ઉધારઉછીતું કર્યું હોય એવું છે, જેમાંથી કોઈ વિચારસમૃદ્ધિ કે કોઈ તત્ત્વજ્ઞાન પેદા થતું નથી. જે કાંઈ એકઠું કરીને સામે ધરી શકે છે તે બધું માથે મારેલું,

સાંધા અને જોડાણો નજરે પડી જાય અને વિચિત્ર રીતે એકબીજા અંશોને માંડ માંડ બાઝીને લટકયા કરતું હોય એવું ઢંગધડા વિનાનું હોય છે.

ભારતીય આવાંગાર્ડ નાટ્યકારો તરીકે પોતાને ઓળખાવનારાઓની આ દશા છે, જેઓ પોતાની જાતને જુસ્સાદાર–ગુસ્સાદાર જુવાન નાટ્યલેખકો કહેવરાવે છે. ઉપરઉપરની સપાટીએ કશુ મેળવી લઈને એ વીગતોમાંથી જેમ તેમ ઊભી કરેલી આકૃતિ તે એમની અનોખી સિદ્ધિ હોય તેમ તેઓ કૃતકૃત્યતા અનુભવ્યે જાય છે.

બૅકેટ આયનેસ્કો, જ્યા જેનેટ આદમોવ (Adamov) કે આરાબેલ (Arrabal) જેવા આ નાટ્યસંપ્રદાયના અલબેલા મૂર્ધન્ય નાટ્યકારો, આમ આગળ જણાવ્યું છે તે પ્રમાણે, કોઈ ચોક્કસ વિચારને વચમાં રાખીને તે વિચારને જ પોતાની માયા ઊભી કરવા દે છે. એવી માયાગૂથણી વેળા કશી અણધારી ભાષાશૈલી, નવાં રૂપકો, નવાં માળખાંનો સાજ ગૂથાયે જતો હોય છે ને તે બધાને અંતે અદ્વિતીય એવું કલારૂપ સિદ્ધ થાય છે–તેની નજરે પડે તેવી અખિલાઈ હોય છે. એના અંશો અને એના સમગ્ર પોતનો અવિભાજ્ય સંબંધ હોય છે, પેલી ભાત ગૂથી જનાર તંતુઓ અને તે દ્વારા પ્રગટેલી આકૃતિનો સંબંધ અનિવાર્ય લાગે છે. સારીયે સામગ્રી એકાકાર બની જતી અનુભવાય છે, પણ એમની પાછળ પાછળ બનાવટી નવીનો એમના જ એકાદ ધાગાને પકડી લઈને એમનો જ ઉચ્ચારેલો કોઈ એક શબ્દ, એમનું જ વિખૂટું પડી ગયેલું કોઈ રૂપક–એવું બધું ઉપાડી એક તપેલામાં બધું ભેળવીસેળવી એક સાથે ઉકાળી આપણી સામે પોતાની જ નવી કોઈ વાનગી હોય તેમ ધરી દે છે. આ મોટું ભયસ્થાન છે. ઍબ્સર્ડ નાટક પણ એમ રેઢું નથી પડયું. જેને તેને એ સાધ્ય થાય એમ નથી. અર્ધદગ્ધોના એવા પરાક્રમો એ મૂળ પ્રકારની વગોવણીમાં વધારો કરે છે.

અગત્યનો પ્રશ્ન એ છે કે એક જાગ્રત લેખક પોતાની આજુબાજુના માનવપરિવારના નાનામોટા પ્રશ્નોથી સાવ અજાણ કઈ રીતે રહી શકે? જે રંગભૂમિ એ સર્જવા માગે છે તે માનવીની સાથીદાર ન બની શકે એ કઈ રીતે સંભવે? ભલે માણસ ને માણસ વચ્ચે સેતુનો અભાવ છે એમ એને વર્તાય, ભલે યાંત્રિક યુગને કારણે નીપજતી લાગણીશૂન્યતાને કારણે એ સ્તબ્ધ બની જાય, પણ આવું માનવજીવનનું વૈચિત્ર્ય તો એની નીંદ હરામ કરી મૂકે, એનામાં રહેલા કલાકારને પજવી મૂકે, ને એ પોતે આ વૈચિત્ર્યનું રહસ્ય પામવા પ્રયત્નશીલ બને. માનવ-

અસ્તિત્વનો મર્મ પામવા એ કૃતનિશ્ચયી બને. એનામાં જો એવી જાગૃતિ હોય તો કલાકૃતિમાં તે એનું રૂપાંતર કરવા ચાહે. આધુનિક યુગની યંત્રણાજંત્રણાને વાચા આપવા જતાં જે નાટક પ્રગટ થાય તે નાટકો શું પ્રેક્ષકોને કશુંયે ન પહોંચાડે તો જ એની કલાકૃતિ તરીકેની સાર્થકતા ? પેલી કૃતિઓ કે જેમાં જે માણસનો મને પરિચય છે તે ક્યાંયે દૃષ્ટિગોચર જ ન થતો હોય તેનું હું કલાકૃતિ તરીકે ગૌરવ કર્યે જાઉં ? માણસને ગોધવા માટે ફાંફાં મારવાં પડે એવી એ કૃતિઓને કલાનો શિરપાવ આપી છાતીએ વળગાડું ? એવી નાસેફ વૃત્તિ છેવટે તો પેલી આંધળી ગલી ( blind alley )–એક રૂંધાયેલા અંતવાળી ગલીમાં દોરી જાય. એ ગલીમાં પછી તો નરી રૂંધામણ અનુભવવાની હોય છે, નાટ્યકાર આપણી આંગળી ઝાલીને એ માર્ગે આપણને દોરી જઈને પછી વહેતા મૂકી દે, અને હવાની ગેરહાજરીનો સાક્ષાત્કાર કરાવી ગૂગળામણ વધારી મૂકે.

નવી રંગભૂમિ તીખી તમતમતી છે, ને એ ક્યારેક ઉત્તેજનાનો પણ અનુભવ કરાવે છે. પરંતુ સાચી રીતે તો એ માત્ર એક વિપથ પ્રકારના માર્ગ જ બની રહે છે, મૂળ માર્ગમાંથી આપણને આડરસ્તે જ દોરી જાય છે.

જોકે આ નાટ્યકાર એવી પણ દલીલ કરશે કે 'માનવવ્યવહારની રીતિનીતિનું પૃથક્કરણ કરવાનું મારું કામ નથી, હું તો રજૂ કરું છુંઃ જુઓ, માણસ આ પ્રમાણે વર્તી રહ્યો છે...આ છે એનું દુઃખ, અને એવું જ દુઃખ બીજાં માનવી પણ ભોગવતાં હોય છે, અથવા તો આ છે એના અને બીજા એના જેવા માનવીના આનંદપ્રમોદ.'

આ નવા નાટ્યકારો બીજી પણ એક વાતનું પ્રતિપાદન કરે છે : 'આપણા પેલા આદર્શોની પાછળ ગૂઢ રહસ્યોની જે વાતો બેઠી છે તે ઉતરડી નાખવી જોઈએ; એવી ગૂઢતા જ્યાં એ આદર્શો માનવજાતની બધી જ સમસ્યાઓના તૈયાર ઉકેલ આગળ ધરવાનો દાવો કરે છે ! જે વાણીમાં આવા દાવા થાય છે તે પણ એમની દૃષ્ટિએ, પ્રગટતાં જ થીજી જતી હોય છે. આપણી ફિકર-ચિંતા અને આપણાં સ્વપ્નનો ખ્યાલ કરીને એ સમય બહાર ગણાય તેવા આદર્શોની પુનર્વિચારણા થવી ઘટે. આદર્શોની ઘટમાળ તોડીને દરેક કલાકૃતિએ પોતાનો સ્વતંત્ર માર્ગ રચવાનો છે, નહિતર પેલી ઘટમાળ નિર્મમ બની જશે અને કલાકૃતિને રૂંધી નાખશે.'

અને તેઓ માને છે કે 'કલાકૃતિનું વિશ્લેષણ થવા દેવું જોઈએ-વિશ્લેષણ સાથે સાથે એનું સંભાળપૂર્વકનું પ્રગટીકરણ; પ્રેક્ષક કે પાઠકના પોતાના

ગમા-અણગમા એના ઉપર લાદવા ન જોઈએ. અગ્રાહ્ય એની કોઈ વાસ્તવિકતાને ગ્રાહ્ય બનાવવાની કલાકારની મથામણ હોય છે, ક્યારેક એવી મથામણ સફળ નીવડે છે. આમ જુઓ તો આ પરિસ્થિતિ સામસામી અવસ્થાનો છેદ ઉડાડતી ભાસે છે, પરંતુ એ જ તો પરિસ્થિતિનું વાસ્તવ છે.'

આ વિધાન કરનાર લેખકોના વલણનું એક લક્ષ્યસ્થાન છે. એવું બની જેમ કે એની પોતાની જાત એ જ એક જાણવા જેવી અને એક માત્ર અસ્તિત્વ ધરાવતી અવસ્થા છે, બીજુ બધુ નિરર્થક ને શૂન્ય છે.

આમ જુઓ તો કલા અને તત્ત્વજ્ઞાન કે આર્ષદૃષ્ટિની આગાહીઓનો મૂળ સ્રોત – ઊગમસ્થાન તો એક જ છે, માનવીના અનુભવમ ડાળ ઉપર જ બનેનો આધાર છે, અને તેને વટાવીને માનવીના વ્યવહારોનો ખુલાસો કરવા જાય છે. જાતજાતની વિથરપાથરો વેળા રક્ષણની દીવાલ બનીને ઊભા રહેતા બન્ને યત્નશીલ બને છે, એક જ સપાટી ઉપર ઊભાં રહીને એકબીજાને સહાયરૂપ થવા જાય છે. બેમાંથી કોણ વડીન તે ક્યારેય પુરવાર થઈ શકતું નથી હોતુ.

આપણે દ્રષ્ટાની અને એના તત્ત્વજ્ઞાનની વાત અત્યારે જવા દઈએ, લેખકની જ વાત કરીએ.

પોતાના સર્જનના બચાવમાં એક પછી એક મુદ્દાને રજૂ કરનાર લેખકે ગભીરપણે પોતાનુ નિવેદનપત્ર અદાલતમાં રજૂ કરવાનુ છે. એ પોતે સાક્ષીના પાંજરામાં ઊભો છે તે ભૂલવાનુ નથી સાક્ષી તરીકે એણે આપેલા પુરાવા ન્યાય તોળવા બેઠેલ પ્રેક્ષકો ફગાવી પણ દે – સાગોપાગ ભલે ખૂબ ચાતુરીપૂર્વક રજૂઆત કરી હોય અને એ રજૂઆત ચકચકાટ હોય, પરંતુ એવા અસત્યના સર્જન માટે પ્રેક્ષકો એને અભિનંદન આપવા બધાયા નથી એ એણે સમજવુ જ રહ્યુ. છેવટે તો કલાકારની મુલવણી થવાની છે, એકાંતમા બેસીને એણે જિવાતા જીવનના કેવા પ્રબળ પ્રતિભાવો પ્રગટ કર્યા છે અને એ પોતે કેટલી અને કેવી યાતનામાંથી પસાર થયો છે એના ઉપરથી

ભૈરવી યમગાન કે એની સાથે સાથે અસબદ્ધ તાલે પ્રગટતુ ખોખલું હાસ્ય, ફૂદાફૂદ અને અતિશયોક્તિભર્યો અભિનય, પરિવેશનો સદંતર અભાવ અથવા તો ખાલી તખ્તો, પ્રસાધનસામગ્રીનો ત્યાગ – આ બધી તદ્દન નવીન રીતરસમો છે નાટક રજૂ કરવા માટેની, એમ ધારી લેવુ બરાબર નથી. અને એના ઉપર જ રંગભૂમિનો આધાર છે એમ પ્રગટ કરવા જતાં એ બધા હોંશિયારીભર્યા નુસખા માત્ર બની રહે છે, ખાસ કરીને જે અર્ધદગ્ધ છે તેઓને હાથે.

વિપ્લવ માટે વધુ ઊંડો ખળભળાટ જોઈએ, જેમ કે માનવવંશના ઘણા મોટા એક અંશને રૂંધી નાખતી, પીસી નાખતી કશી સામાજિક પ્રવૃત્તિ સાથે હાથ મિલાવનારા સામેનો ઊહાપોહ;—માનવીને જે માનવી મિટાવી દે છે, એની માનવતાનું જે અવમૂલ્યાંકન કરી નાખે છે, એને નિશ્ચેતન બનાવી મૂકે છે, એવી પદ્ધતિ સામે બળવો ઉઠાવવાનો હોય. એના સ્વાતંત્ર્ય સામે ખાંખણોઃ ન નિભાવી લેવાય, એની આઝાદીનો વિનાશ ન સહી લેવાય; એવું થાય ત્યારે એ જાગે છે, વેર માટે તલસે છે. અને એને રૂંધી નાખતી સૌ પ્રતિબંધોને ધૂળિસાત્ કરવા એ ધસી જાય છે અને માણસ તે માત્ર કારકુન, શિક્ષક કે ખેડૂત યા તો વેપારી માત્ર નથી, એ તો એનું એક પાસું માત્ર છે. એ પાસું બનાવીને પૂરા કદનો માનવી રજૂ કર્યો એવો દાવો કઈ રીતે સ્વીકાર્ય બને?

આ રીતે માણસને રજૂ કરવો તે ચલાવી ન લેવાય, પરંતુ એનાં બીજાં અનેક પાસાંમાંથી છૂટો પાડીને એકાદ પાસું ધરી 'આ રહ્યો એ એકલો જીવ, પોતાનાથી છૂટો પડેલો, હંમેશાં પોતાની સાથે યુદ્ધે ચડેલો, કારણ કે એની નજરે એનું અસ્તિત્વ સાવ નિરર્થક છે' એમ રજૂ કરવું તે એક ફેશન બની ગઈ છે. વાસ્તવિકતા હંમેશાં સલામત ન હોય પણ એની કશી નક્કરતા તો છે જ; ધૂંધળાપણું ને થોડા સમય પૂરતી અવસ્થા હોઈ શકે, પણ એનાં રૂપરેખા હરહંમેશ ધૂંધળાં શા માટે?

ક્યારેક ક્યારેક પેલી અસંગતિઓ ડોકિયાં કરે એ સમજી શકાય, પણ એવી જ રીતે ધૂંધળી દેખાતી રૂપરેખાની અવસ્થામાંથી પણ ચોખ્ખા તાણા-વાણા અને એની મદદથી નીપજતી આકૃતિ નજરે પડતી હોય છે, એનું શું?

આધુનિકો માનવીનાં બીજાં પાસાંઓને જાણે સ્વીકારવા જ રાજી નથી. એમની નજરે તો પડે છે નંદવાયેલું, બદસૂરત એકાદ પાસું અને એ જોતાં વાર પોતાને કેવો ત્રાસ પહોંચ્યો છે, એમની છાતી કેવી બેસી ગઈ છે, એનો જ ચિતાર આપવા એ બેસી જાય છે. સરસતા, માધુરી, દઢ મૂલ્યવત્તા—આવાં તત્ત્વોનો એમને અભાવ જ દેખાય છે, કારણ કે એમણે એ જોવાં નથી.

એ સારુંયે ચિત્ર પછી તો કદરૂપા, બિસ્માર માનવીનું બની જાય છે.

એમના ઉત્સાહમાં આગળ વધીને તેઓ કહે છે કે માણસ જે કાંઈ બોલે છે તેમાંનું મોટા ભાગનું અર્થ વગરનું, બુદ્ધિ વગરનું જ હોય છે, અને આ એક એવું બિંદુ છે—માણસની બોલવાની ભાષા—કે જ્યાં એબ્સર્ડ થિયેટર વાસ્તવિકતાની ચરમ ટોચે પહોંચે છે. પરંતુ આ પણ ઉપર કહ્યું તેમ માણસનાં અસ્તિત્વ અને

વર્તાવ અંગેનું ટેકુ દષ્ટિબિંદુ છે. માણસને પોતાનું અસ્તિત્વ જરૂર અર્થપૂર્ણ લાગે છે – રોજબરોજનું જીવન એની નાનીમોટી વિગતો સાથે. એવું બને કે એ જીવન એની પોતાની ઇચ્છા મુજબનું, એને પોતાને ગમે એવુ જ ન નીવડે, અને તે કારણે કરુણ અવસ્થા સર્જાય. કોઈ પણ તત્ત્વજ્ઞાને હજુ સુધી માનવીનાં બધાં જ દુ:ખમ તાપનો છેવટનો ઉકેલ શોધી આપ્યો નથી. ભય, વેદના અને ગ્લાનિને એવા કોઈ જ્ઞાને જડમૂળથી ઉખેડી મૂકયાં નથી, એ રીતે એવો પણ તર્ક લડાવી શકાય કે કોઈ પણ સમર્થ ગણાતી કલાકૃતિએ પણ માનવી માટે સર્વદુ:ખ-ભય-શોક-વિનાશક સ્વર્ગ ખડુ કરી આપ્યુ નથી. પરંતુ પેલું તત્ત્વજ્ઞાન કે ઉત્તમ કલાકૃતિ એ જ માર્ગે માનવીને લઈ જવાના પુરુષાર્થમાં લાગ્યાં હોય તો એમને ઉતારી પાડવાની શી જરૂર? એવા પુરુષાર્થની ઠેકડી શા માટે? માનવીની એ મથામણ, એના એ સતત પ્રયત્નો કે જે દ્વારા એના ઉપર લાદવામાં આવેલી અકળામણને એ પછાડવા માગે છે, જ્યાં એને માટે કોઈ બાંધછોડને અવકાશ નથી, આ પુરુષાર્થપ્રવૃત્તિ એ જ તો જીવનની કૃતકૃત્યતા બની રહેતી હોય છે. આ કંઈ વિમાસવા જેવી કરુણ અવસ્થા નથી. કેટલાંયે વિઘ્નો જે એ પાર કરી શક્યો છે, જે યુદ્ધો હજુ એણે અધૂરાં જીત્યાં છે, એ અવસ્થા તો એને સાચી રીતે ઉત્સાહિત કરે છે. એવી અવસ્થા એને વધુ જીવ ત-ચૈતન્યસ પન્ન બનાવે છે, ફરીફરીને લડવા માટે કૌવત આપે છે. આ બધી નક્કર પરિસ્થિતિ છે–નક્કર અને વાસ્તવિક. એ બતાવી આપે છે કે માનવી હજુ હારી બેઠો નથી. એને લખી વાળવાનો નથી. એ વિનષ્ટ થઈ ચૂક્યો નથી અને વિનષ્ટ થવા માગતો નથી. એ ખ્યાલ એને જીવનના છેલ્લા શ્વાસ સુધી લડવા પ્રેરે છે, આ જ તો સારી પ્રક્રિયા જીવનને સાર્થક બનાવે છે.

જિંદગી જીવવા માટે છે તે પક્ષે આ રીતે વધુ ને વધુ પુરાવા સાંપડે છે, અને તે કારણે જ માનવવંશ ટકી રહ્યો છે. માનવી મર્યો નથી, ખતમ થયો નથી, એ જ પુરવાર કરે છે કે આ યુદ્ધ ખેલવા જેવુ હતુ. એ યુદ્ધ અવાસ્તવિક કે એબ્સર્ડ ન હતુ.

નવાં નાટકમાં આશાને કે પરિવર્તન માટેની શક્યતાને કોઈ સ્થાન નથી. એવા ધૂંધળા નિરાશાવાદનો ઉગમ જુદાં જુદાં સ્તર ઉપર જિંદગીની અજનબીનો સામનો કરવાની અશક્તિમાંથી થયો છે. માનવી કે કાઈ ગયો છે, એનુ માનવતત્ત્વ દેશવટો ભોગવે છે, બધી જ લાગણીના પ્રવાહો તે કોઈ ઊસરભૂમિમાં વળી રહ્યા છે, માનવી માનવી વચ્ચે કોઈ સંબંધની કડી હોઈ જ ન શકે–આ બધી આડવાતો

છે એમની પોતાની વિચિત્રતાઓ-અવળચં ઈને સમાજ શિરપાવ આપવા તૈયાર નથી તે કારણે આ લેખકો મૂઝવણ અનુભવે છે અને એનું જાણે આ રીતે તેઓ વેર વાળતા મથે છે

કલાકાર શા માટે ગ્લાનિ અનુભવે?

સામસામો સઘર્ષ પ્રગટ કરતા જાતજાતના મુદ્દાઓને ખમી શકે એવો જિંદગીનો નક્કર પાયો શા માટે એ રચના થી મથતો? માત્ર પ્રેક્ષક પાઠકગણને આશ્ચર્યમા ડુબાડવાની નહિ કે તેને સ્થાન. પીરસવાની એની લાગણીઓને માત્ર ઉશ્કેરવાની નહિ કે એની સસ્કારભૂખને સતોષવાની એ જ આ નવા નાટ્યલેખકની દૃષ્ટિ હોય એવા નિર્ણય ઉપર આવવાનુ કારણ મળે છે

અને જુઓને આવા એબ્સર્ડ થિયેટરનુ ખેચાણ કેટલા અનુભવે છે? બહુ જ જૂજ પ્રેક્ષકો ને એનુ કારણ ઉપર જણાવી તે એબ્સર્ડ થિયેટરની એબ્સર્ડ-અવાસ્તવિક-પશ્ચાદ્ભૂ છે એટલો વગ પણ તે તરફ આકર્ષાય કારણ કે તેમાને મોટા ભાગના માત્ર એક નવી પરપરા-ફેશનેબલમા ખપવા માટેનો આ એક ટૂકો માર્ગ છે એમ માની લઈને-આવો ત્યારે એબ્સર્ડ નાટક જોવા જઈએ-ત્યા ભેગુ થતુ ટોળુ જ વધુ સમજુ સસ્કારી અને ગણતરીપાત્ર ગણાય છે એવા ખ્યાલથી એબ્સર્ડ નાટકની પ્રશસા દ્વારા નવી પરપરા શરૂ કરી દે છે

આ થઈ એ વિચારસરણી

નાટક અગેની બીજી એવી થોડી વિચારધારાઓનો પણ ઉલ્લેખ કરીએ એ વિચાર-દૃષ્ટિ પણ નવી જ છે પોતપોતાની રીતે જાગ્રત મનોભાવ સાથે કેળવાયેલા ને અને નાટક જ્યા નવી રીતે પ્રગટ્યુ છે ખી યુ છે જામ્યુ છે, એવા પ્રયોગવીરોની આ વાત છે વચમા વચમા થોડી આડવાત પણ થઈ જાય એ અનિવાર્ય છે

'ક્લોકવર્ક ઓરેન્જ' ((Clockwork Orange) ફિલ્મ હમણાં હમણાં ખૂબ ચર્ચાતી રહી છે સ્ટેન્લિ કુબ્રિક (Stanley Kubrick)ની આ હમણા જ તૈયાર થયેલી ફિલ્મે સીનિ-આર્ટ જગતમા ઠીક ઠીક હૈયે મચાવી મૂકી છે

સિનેમા અને નાટક ઠીક ઠીક નજીક છે એ રીતે સમજીને નાટકની વાત કરનાર થોડા પ્રયોજકો આ બને માધ્યમ વચ્ચે ભેદરેખાને ભૂસી નાખવા પ્રયત્ન કરે છે ત્યારે આ 'ક્લોકવર્ક ઓરેન્જ' વિવેચન-વર્ણનો જે પ્રગટાવ્યાં છે તેનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય ભારતમાં જોકે આ ચિત્ર કદાચ ક્યારેય જોવા નહિ મળે છતાં એની ચર્ચા તો અહીં શરૂ થઈ ચૂકી છે એટલે કે

જ્ઞાનીઓની–તજ્જ્ઞો શબ્દ તો મને ઉચ્ચારવો પણ નથી ફાવતો–વચ્ચેની આ ધમાચકડી ગણાય. છતાં જે મુદ્દાઓ ઉપર આ વલણો ઊભાં થયાં છે તે અત્યારના તખ્તાને પણ લાગુ પડે એમ છે.

'કલા' પદાર્થ વળી એરણ ઉપર મુકાય છે. કલાનો ઉદ્દેશ શો? શી એની કામગીરી, શું એનું ક્ષેત્ર, શી એની મર્યાદા?...

શાળાના વિદ્યાર્થીઓની એક ટોળીની આ કથા છે. સ્થળ છે બ્રિટન. એ ટોળીનો નાયક એક ડખીલો છોકરો છે. પોતાની ટોળીનો ગુંડા સમો એ નાયક છે અને આજુબાજુના સમાજ માટે એ દુઃસ્વપ્ન સમો છે. અસહ્ય વર્ણાજનક કૃત્યોમાં એ પોતાની ટોળીને દોરી જાય છે, પતિની નજર સામે સ્ત્રીઓ ઉપર અજમાવવામાં આવતો અત્યાચાર, એવાં દશ્યના ભોગ બનેલા પુરુષના અંગાંગનું છેદન, ચિત્રવિચિત્ર સાધનો વડે સ્ત્રીઓનાં ખૂન વગેરે વગેરે.

ઊપસી આવતી કોઈ રાક્ષસી આંખના આકારનો કમરબંધ પહેરનાર એલેક્સ કૃત્રિમ રક્તધારાઓથી મઢાવેલા સસ્પેન્ડર પહેરેલા સાથીઓ સાથે જુગુપ્સાપ્રેરક કાર્યો કરતો રહે છે અને છેવટે એ પકડાય છે. એને મુક્ત કરવા કાયદો આશ્વાસન આપે છે, જો એ ચોક્કસ 'સારવાર'માંથી પસાર થવામાં સાથ આપે તો! એના ઉપર માનસ-ચિકિત્સાના કપરા પ્રયોગો શરૂ થાય છે. એલેક્સ પોતાના ત્રણ શોખની કબૂલાત કરે છે: હિંસાખોરી, અરૂઢ આક્રમણાત્મક જાતીયતા અને બિથોવનનું સંગીત.

એને ખતમ કરી મૂકવામાં આવે છે, લગભગ પૂંછડી પટપટાવતું કૂતરું બનાવી દેવામાં આવે છે. એને પરાજયનું અસહ્ય ભાન કરાવવામાં આવે છે. એ પોતાને ઘેર પાછો ફરે છે ત્યારે એને માહિતી મળે છે કે એના વડીલોએ બીજા એક સમતોલ કહેવાતા જુવાનને ખોળે લીધો છે, જો કે એ પણ છેવટે એલેક્સ જેવો જ વલણ–વર્તાવમાં પરિવર્તન પામે છે. એલેક્સને એના પેલા મૂળ સોબતીઓ તો જાકારો આપે જ છે, એટલે કે નાતબહાર મૂકે છે, અને એના ઉપર વેર વાળતા હોય એ રીતે એને ખોખરો પણ કરે છે.

આવા જાતજાતના પજવી મૂકે એવાં ઘટનાદશ્યોથી પ્રેક્ષકગણ જ્યારે વાજ આવી ગયો હોય છે ત્યારે કુબ્રિક સૂચવે છે કે એલેક્સની પાછળ જે કાંઈ વલોપાત થયો તે સઘળો નિરર્થક હતો, એ જુવાન વળી પાછો મૂળ જે આચરતો હતો તે જ આચરવા માંડે છે.

અને કુબ્રિક ટીકાને પાત્ર બને છે: 'એણે મર્યાદા–લંઘન આચર્યું છે,

કલાના સ્વાતંત્ર્યની અવગણના કરીને આ પ્રયોજક ઘણાં ડગલાં આગળ નીકળી ગયો છે...'

જ્યારે કોઈ વિવેચક વળી કુબ્રિકનો બચાવ પણ કરે છે : 'કુબ્રિક જેવો કલાકાર કોઈ માંદલી વૃત્તિથી કે એના જેવી બૌદ્ધિક સમૃદ્ધિશાળી વ્યક્તિ કોઈ સંપત્તિના લોભે દોરાઈને ભડકાવી મારે એવી રીતે જાતીય વૃત્તિઓને ઉશ્કેરવા ન મથે. સાથેસાથ ધંધાકીય દૃષ્ટિથી જ તૈયાર થતી, જાતીય વૃત્તિને ઉશ્કેરે તેવી કૃતિઓ સાથે એમે એવી 'ક્લોકવર્ક ઓરેન્જ' કૃતિ નથી, ઉપરાંત જે નવો પવન વાયો છે કે સૂચનાત્મકતા (suggestions) કરતાં દર્શન (visual) તે પ્રેક્ષકોની સાથે સેતુ બાંધવા માટે વધુ વ્યવહારુ નહિ, પણ કલાત્મક માર્ગ છે, એવી કોઈ માન્યતાને વશ થઈને પણ આ કલાકારે આવી કૃતિ સંયોજી નથી ..'

એટલે કે કુબ્રિક જેવો કલાકાર વધુ સાચા અર્થમાં નિર્ભીક, નિખાલસ અને ખુમારીવાળો છે કે જે સાંપ્રત-સમાજનાં બીપણું, બિહામણાં અને બીભત્સ તત્ત્વોને સાંગોપાંગ એમનાં કદરૂપ સ્વરૂપે રજૂ કરીને જ સમાજને હચમચાવી દેવા માગે છે. આપણી છાતીએ વાગે એવાં આપણાં જ કૃત્યો આ રીતે જ રજૂ કરવાથી આપણી સાન ઠેકાણે આવે... જુઓને બાંગલાદેશમાં રચાયેલાં અપકૃત્યો ! અને છેવટે મ્યુનિક ઓલિમ્પિકસમાં રચાઈ ગયેલો બીભત્સ હત્યાકાંડ ! એલેક્સ અને યહ્યાખાનના સાગરિતો કે અગબ કમાન્ડોમાં શો ફેર છે? વર્તમાન સામાજિક જીવનનું આ તો બિહામણું પણ અત્યંત સાચું ચિત્ર છે... અને એક વિવેચક તો લખે છે : 'સમાજના એક અંશે આદરેલાં આ લોહિયાળ કૃત્યોમાં સમાજનું નાક આ રીતે ઘસડાવવું તે કલાસર્જકો માટે પણ અનિવાર્ય બની ગયું હોય ત્યારે આવા હિંસા અને માનવીની બીજી પાશવી લીલા પ્રગટ કરવાનું આંતરિક દબાણ-inner compulsion-કલાકારે વેઠવું પડતું હોય છે, ને એને પરિણામે આવી કૃતિઓ સર્જાતી હોય છે.

આજના ઉત્તમ ભારતીય નાટ્યકારો કોણ? ન્યૂ દિલ્હીની ડ્રામા સ્કૂલના સંચાલકો અને તેમની માન્યતાને વશ વર્તી ચાલનાર વિવેચકો તુરત જણાવશે, બાદલ સરકાર, મણિ રાકેશ, ગિરીશ કર્નાડ, વિજય ટેંડુલકર અને ખાનોલકર. પણ 'આ સૌ નાટ્યકારોની નાટ્યલેખનશક્તિને ઘોઈને પી જવાની શક્તિ ધરાવનાર, એ બધાથી એક મૂઠ ઊંચો નાટ્યકાર કોણ?' તો કલકત્તાનો પ્રેક્ષકસમુદાય ગાજીને જવાબ આપશે: 'ઉત્પલ દ, ઉત્પલ દ!'

ઉત્પલ દત્ત એમના લિટલ થિયેટર અને ત્યારપછીની એમની નવી મંડળીને આશ્રયે પોતાનાં લખેલાં જ નાટકો અથવા પોતે જ કરેલાં રૂપાંતરો ભજવતા રહ્યા છે. સરળ બુદ્ધિવાદી તખ્તાની તો એમને સૂગ છે. ભારોભાર વાચન અને નિદિધ્યાસન પછી પણ એ માર્ક્સિસ્ટ રહ્યા છે અને માર્ક્સિસ્ટ ફિલસૂફીને આગળ વધારવાના સુયોગ્ય સાધન તરીકે જ એમણે નાટ્યકલા અને તખ્તાનો ઉપયોગ કર્યે રાખ્યો છે. કશાને વળગી રહેવું [એક ધર્મ ગણીને, ફરજ ગણીને, મિશન ગણીને]–તે વ્યક્તિની સભાન વરણી હોય છે ને તે કારણે તે નાનકડો બની જાય છે એમ નક્કી કરવું તે બરાબર નથી. આમે માર્ક્સ બ્રેખ્ટ કે માઓ ત્સે તુંગની બુદ્ધિમત્તા માટે શંકા ઉઠાવી શકાય તેમ નથી, ને તેમાંયે બ્રેખ્ટ તો અદ્ભુત એક નાટકકાર!

લોકપ્રિય બીજા નાટ્યકારોની જેમ હાઉસફુલ પ્રેક્ષકોને જોતાં વાર ઉત્પલ દત્ત ખીલી ઊઠે છે. એ કહે છે કે 'હું તો લોકકલાકાર છું એટલે મારી દલીલો પણ લોકો નક્કી કરતા હોય છે, એને અને કલાની કોઈ માન્યતાઓને સંબંધ હોવો જરૂરી નથી. એ લોકસમુદાય પોતાના અગણિત વજનની નીચે તમારી અંદરની સદ્-અસદ્‌ની સમજશક્તિને, ભીતરનાં સામસામાં ખેંચાણોને, જમીન–સરસાં કરી મૂકે છે, ત્યાંસુધી કે તમે એ લોકસમુદાય સાથે એકપોત, એકરસ બની જાઓ છો અને નિષ્ઠાપૂર્વક તમારા ભાગ્યને એમના ભાગ્ય સાથે જોડી દેતા હો છો...'

ઉત્પલે પોતાના લેટર–હેડ ઉપર છપાવ્યું છે 'Art is a weapon.' કલા માત્ર સાધન નહિ, પણ શસ્ત્ર છે, જેના વડે યુદ્ધ ખેલી શકાય, જેના બળે યુદ્ધ જીતી શકાય. જેટલી હદે તમે પેના વળગાડને સ્વીકારો છો, માન્યતાઓને વશ વર્તો છો, વધુ ને વધુ પ્રમાણમાં પેલા હથિયારની હનનશક્તિ– વિજયશક્તિ માટે તમે સભાન બનો છો. અને એ બધુ છતાં એ શસ્ત્રને તમે કલાના એક અગત્યના અંશ તરીકે સ્વીકારી લો છો. છેવટે તખ્તો તે લોકો માટે જ હતો અને લોકો માટે જ રહેશે. [The theatre has always been and will always be for the people. (Craig)]

'મિડ સમર નાઇટ્સ ડ્રિમ' કે 'રોમિયો જુલિયટ' જેવાં નાટકોનો આશ્રય લીધો હતો.

પણ એકાન્ત વામપંથીઓની આ તો માત્ર એક ચાલ હતી. ક્લાસિકલ અને પેઢીઉતાર નાટકોના પ્રયોગો દ્વારા સ્ટ્રીટ કૉર્નર થિયેટર ઊભું કરતાં કરતાં એમને સૌ પહેલાં તો લોકસમુદાયને એનાં વિધવિધ પાસાં સાથે આકર્ષવો હતો. એક વાર પ્રેક્ષકો નાટકના બંધાણી બને પછી એમને શું પીરસવું એ નક્કી કરવું અઘરું ન હતું. સ્ટેન્લી કુબ્રિક કે એમના જેવા કલાકારો અને શ્રી ઉત્પલ દત્ત સમા નાટ્યપ્રયોજકો વચ્ચેનો તફાવત વિચારી શકાય તે માટે આટલી ભૂમિકા બાંધી. એકને માટે સાંપ્રત જીવનની બેહાલી રજૂ કરવી તે અનિવાર્યતા–inner compulsion–બની જાય છે, જ્યારે બીજા માટે થિયેટર પ્રચાર માટેનું એક માધ્યમ જ માત્ર હોય છે અને તેનો ઉપયોગ કરતાં પગલે પગલે સમજૂતી ઉપર આવવાની, કલા સાથે બાંધછોડ કરવાની, તૈયારી હોય છે–જાગ્રત તૈયારી!

અને આ બંને પરિસ્થિતિ સિવાયની વધુ એક પરિસ્થિતિ ભારતીય ધંધાદારી નાટકની દુનિયાની પરિસ્થિતિ હતી. બંગાળ, મહારાષ્ટ્ર અને ગુજરાતમાં છેલ્લા ત્રણ દશકા બાદ કરતાં તે અગાઉના સિત્તેર–પંચોતેર વર્ષ દરમ્યાન જે રંગભૂમિ ઊભી થઈ તેની પાછળ પ્રચારની કોઈ સભાન વૃત્તિ ન હોવા છતાં શુભ-અશુભના ખટરાગમાં શુભને વિજયી બનાવી સામાજિકોને તે માર્ગે વાળવાની ગર્ભિત સૂચના તો હતી જ.

આ માર્ક્સિસ્ટમતવાદી જોકે માનતા રહ્યા છે કે રંગભૂમિ તે ક્યારેય ખાનગી મનોરંજનનું સાધન નથી; એમનો એવો મત ખરો જ કે નાનાં નાનાં વર્તુળોને આનંદ માણવા માટેનો ઇજારો તખ્તો ક્યારેય ન બની શકે; આવતી કાલે મોટો સમુદાય પોતાની કૃતિ કદાચ સમજી શકશે, આજે તો થોડા બુદ્ધિશાળીઓ માટે જ આ કલાકૃતિ છે એવા વલણનો સામ્યવાદીઓએ તો સદાયે વિરોધ કર્યો જ છે. 'પ્રેક્ષકોના ફેંસલાને નાટ્યપ્રયોજકોએ સ્વીકારવો જ રહ્યો, ત્યાં રંગશાળામાં તે જ ઘડીએ સાથે બેઠેલા પ્રેક્ષકો જે ન્યાય તોળે તે જ સ્વીકાર્ય' એવા એમના ફેંસલાને પામવા માટે જાતજાતની કલા સાથે સમજૂતી કરવી પડે તો કરવાની! પ્રેક્ષકોના બહુમુખ અંશનો ન્યાય પોતાને પક્ષે છે એવી પરિસ્થિતિ જ્યારે ઊભી થાય ત્યારે જ નાટક કામિયાબી મેળવી કે નહિ એ વિતંડામાંથી આપણે ઊગરીશું. કોઈ જબ્બર પ્રતિભાવ લઈને પ્રેક્ષકો રંગશાળામાંથી બહાર નીકળે તે પ્રયોજકોએ

જોવાનું છે એક વાર દિગ્દર્શક અને અદાકારને ભાન થાય કે તેઓ હજારો પ્રેક્ષકોની અડોઅડ ઊભા છે, એ સમુદાયનો સ્પર્શ એમને અનુભવાતો હશે ત્યારે જ એમનું રૂપાંતર શરૂ થશે ને એટલા ખાતર જ થિયેટર લોકપ્રિય હોવું જરૂરી છે અને લોકપ્રિયતાના એ પછી એક પગથિયા એ ચઢી રહ્યું છે એમ જ્યારે એમને ધ્યાન આવશે ત્યારે જ પ્રેક્ષક સમુદાયની સમવૃત્તિ મેળવવાની એમને રુચિ નહીં આવવાના દાવાની સૂક્ષ્મ સમવૃત્તિના વિમાસણની વાતો તે વહેમ માત્ર છે એમ એને સમજાશે એટલે કે અજ્ઞાન, અમૂઢ ભોળી પ્રજા ન પામે લોકપ્રિય રંગભૂમિ એ જ જવાબ હોઈ શકે માત્ર બુદ્ધિગમ્ય તખ્તા માટે કોઈ અવકાશ નથી આ દેશમાં.'

આ થઈ એક ફિલસૂફી.

હાસ્યપ્રદ પરિસ્થિતિ ગુજરાતી રંગભૂમિ માટે આજે એ સરજાઈ છે કે લોકરંજનનો આવો ગંભીર તાત્ત્વિક ખ્યાલ નહિ પણ માત્ર ધંધાદારી ગણતરી સાથે મુંબઈની ગુજરાતી રંગભૂમિ ટકી(?) રહી છે એ પ્રયોગો પણ ચોક્કસ દાવો કરી શકે એમ છે કે અમારા પ્રયોગો કાનબાઈથી માંડીને ઘાટકોપર સુધી વસતા અર્ધ-કેળવાયેલા યુવકો નાના વેપારીઓ ગૃહિણીઓ માટે છે માત્ર ચોક્કસ બુદ્ધિવાદી તરીકે પોતાને ઓળખાવનાર ઉચ્ચતર સાહેબો—તે પછી પશ્ચિમમાં કેળવાયેલા મોટી ઑફિસોમાં ઊંચી ચુટિવ હોય કે ઘરને ખૂણે પશ્ચિમના સાહિત્યથી રંગાયેલા અને ચૂપચાપ કલમ ચલાવ્યે જતા સાહિત્યકાર હોય—અમારે આંગણે ન આવે એનું અમને દુઃખ નથી.

હમણાં જ ખ્યાલ વાંચ્યું કે મુંબઈની ગુજરાતી રંગભૂમિની પ્રવૃત્તિનો અહેવાલ અહીં ટૂંકમાં લખ્યો હતો—ગુજરાતી તખ્તો પોતાની આબરૂ પ્રમાણે વર્ત્યો હતો કે એક અગ્રગણ્ય પ્રયોજકે બહુ હિંમત ભેગી કરીને પ્રયોગાત્મક એક નાટક (તે પણ કોઈ પરદેશી કૃતિનું રૂપાંતર) રજૂ કરતા કરતાં અધવચ પ્રયોગ સમેટી લીધો કારણ કે પ્રેક્ષકગૃહમાંથી તાળીઓ શરૂ થઈ—બંધ કરો આ બકવાસ ના ઇંગિત સમી તાળીઓ!!

બંગાળની રંગભૂમિની સાંપ્રત તવારીખમાં શિશિર ભાદુડી કે ઉત્પલ દત્ત જેવા નાટ્યસાધકોને પણ આવો અથવા આ જાતનો ખૂબ સીધો પરિચય થયો છે શિશિર ભાદુડીના એક નાટક 'સધવાર એકાદશી'ને એક સાંજે સાડત્રીસ રૂપિયાનું ઑડિયન્સ મળ્યું હતું જ્યારે ગોર્કીના 'લોઅર ડેપ્થ્સ' (Lower Depths)ના રૂપાંતર 'નીચેર મહલ'ને એક સાંજે સત્તાવન રૂપિયાનું ઑડિયન્સ મળ્યું હતું ઉત્પલને લાગ્યું કે આ રીતે ખાલી પ્રેક્ષકગૃહ સામે નાટક કર્યે જવાનો કોઈ

અર્થ ન હતો. એના કારણમાં એ ઊતર્યા ને એમને લાગ્યું કે માત્ર વાર્તાલિયું કે લાગણીપ્રધાન પરિસ્થિતિ રજૂ કરતું નાટક આ પ્રેક્ષકો સામે નહિ ચાલે, નાટકે visual–દર્શનીય બનવુ જ પડશે. તખ્તાની દર્શનીય નજરે ઊડીને આંખે બાઝે એવી સામગ્રી વધારવી જ રહી, ત્યાં સુધી કે તખ્તો પ્રેક્ષકો ઉપર વશીકરણમંત્ર સમો બની જાય. અને નાટક દ્વારા જે કાંઈ કહેવાનુ છે તે આ વશીકરણ વિદ્યા દ્વારા કહેવુ રહ્યુ – વધુ ને વધુ બુદ્ધિગ્રાહ્ય નહિ પણ વધુ ને વધુ લોકપ્રિય થિયેટર જ ટકી રહી શકે એવો ઉપર જણાવ્યો તે મત બંગાળમાં ઠીક ઠીક પ્રવર્તી રહ્યો છે. ઉત્પલ દત્ત જ નહિ, તરુણ રૉય જેવા ઉત્સાહી અને પશ્ચિમના રંગે રંગાયેલા નાટ્યલેખક–'રજનીગન્ધા', 'રૂપોલી ચાંદ', 'ધૃતરાષ્ટ્ર' જેવાં, વિચાર કરતાં કરી મૂકે તેવાં નાટકોના સર્જક પણ visual ઉપર વધુ ને વધુ ભાર મૂકતા થયા છે. શંભુ મિત્ર પણ પોતાના પ્રયોગોમાં નાટકને વધુ ને વધુ નજરને ગમે એવુ બનાવતા ચાલ્યા છે, ત્યાં સુધી કે 'પાગલા ઘોડા' જેવા સ્મશાનભૂમિના પરિવેશ સાથે ભજવાતા, બાદલ સરકારના નાટકના પરિવેશમાં સ્મશાનભૂમિમાં ખજુરાહો–હડપ્પાની શિલા એમણે આજુબાજુ ખડકી દીધી છે.

બીજી એ પણ દલીલ છે કે આ દેશની મોટા ભાગની પ્રજા અભણ અથવા તો ઓછુ ભણેલી છે. કોલસાની ખાણોના કે ચાના બગીચાના મજૂરો જાત્રા કે ગંભીરા સમા લોકનાટ્યપ્રયોગોનુ સૌથી મોટુ પરિપોષક તત્ત્વ છે. એમની માગણી જાત્રાના સંચાલકોએ પોષવી જ રહી. અને મુંબઈની ગુજરાતી રંગભૂમિ પણ આ જ દાવો કરે છે, 'કાલબાદેવી–ઘાટકોપર પટ્ટીના ગુજરાતી પ્રેક્ષકોની માગ અમારે પોષવી જ રહી, અમારી નાટ્યપ્રવૃત્તિને એ લોકો જીવતી રાખે છે એટલા માટે. અને આ પ્રેક્ષકવર્ગના પ્રતિભાવ, એમની શાબાશી કે એમનો વિરોધ નાટ્યલેખક, નાટ્યપ્રયોજક અને અદાકારોની કાયાપલટ કરી નાખે છે' પરિસ્થિતિ આજે એ અવસ્થાએ પહોંચી છે કે નાટકને ઉત્તમ કલાસ્વરૂપ તરીકે રજૂ કરવાની મહેચ્છા વખતે નાટ્યકાર–પ્રયોજક–અદાકાર બધા જ ધમપછાડાને અંતે આ દાગ જ એમની રુચિ મારફતે જ ઘડાય છે, અને ઉત્પલ દત્તની માન્યતાને જુદી રીતે, સાવ ધંધાકીય દૃષ્ટિએ આ ગુજરાતી–ત્રિપુટી પુરસ્કારવા માંડી છે, 'રહેવા દો પેલી શેખી; ઑડિયન્સને ઊંચે લાવવાનો પ્રયત્ન કરવાનો છે, એમની રસવૃત્તિને કેળવવાની છે ને એવુ બધુ જાહેર કરવાનુ બંધ કરો. આપણે જ એમની સપાટીએ પહોંચવાનુ છે જો જીવતાં રહેવુ હશે તો......'

આવી આવી એકાન્તિક અવસ્થાઓમાંથી મધ્યમ માર્ગ વિચારવા જેવો છે. ઓગણીસમી સદી પૂરી થતી હતી તે વેળા યુરોપની રંગભૂમિને આવી પરિસ્થિતિનો

સહજ ઉકેલ મળી ગયો હતો ચેખોવ, ઇબ્સન, શા જેવા નાટ્યકારાની કૃતિઓ અને એમની રજૂઆત પદ્ધતિ આજ સુધી ટકી રહ્યા છે, અથવા તો તે પછીની પેઢીએ એ રંગભૂમિના ઉત્તમ તત્ત્વો સ્વીકારીને સુગ્રથિત નાટક આપ્યે રાખ્યું છે, બુદ્ધિશાળીઓને સંતોષે, મધ્યમને પરિતોષે, પ્રેક્ષકોની નજર પણ ઠરે એવા નાટકો અને એવી રજૂઆતના તબક્કામાંથી આપણે પસાર થવું જ રહ્યું થિયેટર ઓફ એબ્સર્ડ, લિવિંગ થિયેટર, આવાગાર્ડ થિયેટર—એ બધું પ્રયોગાત્મક આપણી ભૂમિમાંથી પોતાના હક્કની રૂએ પ્રગટે ત્યા સુધી ગ્રાઉન્ડવર્ક—ખાતરપાણી કરવા માટે પ્રતિબદ્ધ થવું રહ્યું.

મને લાગે છે કે ગુજરાતને અને આગળ વધીને ભારતને પોતાનું નાટક મળે તે માટે આ પ્રવૃત્તિની શરૂઆત શાળા મહાશાળામા થવી જોઈએ

(૧) નાટકનો પાઠ

(૨) અભિનય

(૩) નાટકની રજૂઆત

(૪) નાટક જોવા માટેની દૃષ્ટિ

(૫) રસાનુભૂતિ માટેની યોગ્યતા—

નાટકના આવાં આવાં અંગોની સમજદારી શાળા મહાશાળામાં આપવાની શરૂઆત કરવી રહી. વિદ્યાર્થી અવસ્થામા જ નવી પેઢીને નાટકની બંધાણી બનાવી દેવાની જરૂર છે નાટક વિના નહિ ચાલે ત્યાં સુધીની નાટક માટેની લગન કેળવવી પડશે

ગુજરાતની દરેક યુનિવર્સિટીમા નાટ્યશાસ્ત્રના અભ્યાસક્રમો નક્કી કરવાનો નિર્ણય લેવાથી વાત પતી નહિ જાય. દરેક કેમ્પસમા નાની નાટ્યશાળા, બધા જ આધુનિક સાધનો સાથે, બાંધવી રહી જેટલું ધ્યાન ફિઝિક્સ, કેમિસ્ટ્રી કે બોટનીની લેબોરેટરી માટે અપાય છે તેથી જરાયે ઓછું લક્ષ રંગભૂમિની પ્રયોગશાળા માટે આપવું નહિ પોસાય

પ્રેક્ષકો ત્યાં ઘડાશે. આવતી કાલના નાગરિકોની એ પેઢીની નાટક માટેની રુસવૃત્તિ ત્યાં ઘડાઈ હશે તો ધંધાદારી કે અવૈતનિક રંગભૂમિને પોતાનું ધોરણ સુધારવાની ફરજ આ પ્રેક્ષકો પાડશે.

નવી પેઢીમાં વિશ્વાસ મૂક્યે જ છૂટકો. આગળની પેઢીએ તો આંગળી ચીધ્યાનું પુણ્ય એકઠું કરીને સંતોષ માનવો રહ્યો. Psudo – science નો આક્ષેપ ચલાવી ન લેવાય. દશકે દશકે નહિ તોપણ પેઢીએ પેઢીએ આપણી રંગભૂમિ નવાં વળાંક લે એવું નહિ જ બને એટલી હદે નિરાશ થવું કોઈ પણ નાટ્યકારને ન પાલવે.

કોને ખબર કે આ એકમાત્ર પસાર થઈ જતી લઘુઋતુની લીલા હોય. વર્તુળ પૂરું થવામાં જ છે. ત્રણ વર્ષ પહેલાં લંડનમાં હતો ત્યારે એક સૂત્ર સાંભળવા મળ્યું હતું : Revival for Survival. નવાં નાટકો મેળવવાની મુશ્કેલી બ્રોડવે અને વેસ્ટ એન્ડનાં થિયેટરોને પણ ઠીક ઠીક નડે છે. ઉપરાંત પસંદ કરવાં જ પડે એવા નાટકો પસંદ કરવાં કે જે પ્રેક્ષકોને નાટ્યવિરોધી ન બનાવે રજૂઆતની વધતી જતી મોંઘવારીનો પણ વિચાર કરવો પડે. Plays that would not alienate the producer's friendly public. They go to a beautiful theatre and they expect to be entertained in a civilized amenable way

ઉચ્ચ ભ્રૂ, નિમ્ન ભ્રૂની વચમા મધ્ય ભ્રૂ–middle brow પ્રેક્ષકવર્ગ છે જે થિયેટરને જીવતું રાખવા માટે સૌથી વધુ અગત્યનો ફાળો આપે છે આ એવો વર્ગ છે જે ઠીક ઠીક પ્રમાણમા પ્રયોગાત્મક નાટકોને સ્વીકારવા ઉત્સાહી છે, પણ તેની માત્રા વધી જાય તો ન ચાલે આ પ્રેક્ષકો માત્ર ગલગલિયા અનુભવવા થિયેટરમાં પ્રવેશતા નથી, એવી જ રીતે કોઈ esoteric message–ગૂઢોક્તિનો માટેનો કોઈ સંદેશ મેળવવા આ વર્ગ રંગભૂમિ પાસે જતો નથી તેઓ માગે છે સુરેખ કથાવસ્તુ કે જેનો અંત સમજમાં ઊતરે, એવું નાટક તો નહિ જ જે છીછરું હોય અથવા તો બુદ્ધિમાં ઉતારવા માટે એના શબ્દેશબ્દનો પડકાર ઝીલવો પડે

ત્યા એમ પણ સાભળ્યુ કે ૧૯૫૨ થી એકધારા ચાલ્યે જતા 'માઉસટ્રેપ' જેવા અત્યંત સફળ નાટકોની અબાધિત લાગતી સફળતાને કારણે થિયેટરોમા ટ્રાફિક જામ થઈ ગયો છે. ખૂબ લોકપ્રિય પ્રહસન કે સંગીતપ્રધાન નાટક પણ

વર્ષોથી એક જ થિયેટરમાં ચાલ્યા કરે ત્યારે પણ નવા નાટકને એવા ટ્રાફિકમાં ગૂંચવાઈ રહેવું પડે છે. પ્રિન્સ થિયેટરમાં Hair હજુ ચારેક વર્ષથી ચાલ્યા જ કરે છે, એડેલ્ફિમાં 'ચાર્લિસ ગર્લ'નો પણ એવો વિક્રમ છે. તો એની સામેની દિશામાં ઊગતા તેજસ્વી નક્ષત્ર સમા નાટ્યકારો પ્રગટતાં વાર વાતવાતમાં અન્ત થઈ જાય છે. ક્યાં છે રોબર્ટ બૉલ્ટ? 'મેન ઑફ ઑલ સિઝન' જેવું નાટક આપ્યું તે આપ્યુ, પછી? ક્રિસ્ટોફર ફ્રાય ક્યાં છે? ક્યાં છે રેટિગન? આ લેખકોને સિનેમાની દુનિયા ખેંચી ગઈ.

આ અવસ્થામાં થિયેટરે સર્વાઈવ (Survive) રહેવું હશે તો તે રિવાઈવલ (Revival) દ્વારા જ. અને પ્રિસ્ટલિ ફરીથી ભજવાય છે એટલું જ નહિ, કુટુંબના સભ્યોના પરસ્પર સબંધોના, ઋજુ–કટુ વિચાર કરતાં કરી મૂકે એવા, વસ્તુવાળા એ લેખકનાં નાટકો જુવાન પેઢી માટે ખાસ્સું આકર્ષણ બની ગયાં, કારણ કે સામાન્ય નાગરિકના રોજના અનુભવોની એ વાત હતી, જાતીયતાનો ઉપરથી લાદેલો ઊભરો ત્યાં પ્રવેશ્યો ન હતો. અને વેસ્ટ એન્ડના જ નહિ, જુદી જુદી કાઉન્ટિનાં રળિયામણાં થિયેટરો જેઓને નિયમિત ચલાવવાનાં હતાં તેવા પ્રયોજકોએ પણ જૂના રેકોર્ડ તપાસવા માંડ્યા. થોડા વિવેચકો બગડ્યા, પણ પ્રેક્ષકો ગરજી થયા.

જે વિક્ટોરિયન યુગનો આજની પેઢીને બિલકુલ પરિચય ન હતો તેમને માટે આવાં નાટકો દ્વારા એ તબક્કાનુ દર્શન ખૂબ રસપ્રદ નીવડ્યું. આ છૂટછાટની બોલબાલા સમા–'પરમિસિવનેસ'ના દિવસોમાં ચારિત્ર્યશુદ્ધિ કે સ્નેહમાં નિષ્ઠાની અનિવાર્યતા જેવી વાતોનો જુવાનિયાઓ કે મધ્યવયીઓ માટે પણ કોઈ અર્થ ન ગણાય, છતાં સુઘડ સુરેખ નાટ્યવસ્તુ બનીને જ્યારે આ બાબતો પ્રગટ થાય છે ત્યારે આ વર્ગ પણ એ માણે છે. આ જીવનરીતિઓ એમના મનમાં ધમસાણ મચાવે છે, અને ધમસાણમાંથી જ તો નાટક ઊભું થાય છે. સંઘર્ષ નાટકનો પ્રાણ છે એ વાત હવે out of date કોઈકોઈને ભલે લાગે પરંતુ એ વાત હજુયે ટકી રહી છે. માન્યતાઓની સામે ટકરાવું, એકબીજાના રોજબરોજના હલનચલન સામે ઊહાપોહ ઊભો થવો, નાટક માટે એ યોગ્ય સામગ્રી હંમેશાં રહેવાની જ. અને આપણા સમાજમાં સંઘર્ષ માટેના મુદ્દાઓ-ક્ષેત્રો રોજ ને રોજ વધતા જ જાય છે, અને કહેવાય છે કે a society in which there is a clash of principles and passions prod-

uces drama of substance અને આ અવસ્થાનો લાભ લેવામાં નાટ્ય રચનાનું કૌશલ–constructive skill–ઉમેરાય તો આપણને પણ આપણું નાટક જરૂર મળે

આમ, ઉપર કહ્યું તેમ નાવીન્યના ધમપછાડા એ કદાચ ક્ષણજીવી અવસ્થા ન બની રહે જેને વર્તુળ પૂરું થયે જ મુક્તિ–જોકે એવો પ્રશ્ન પણ થાય કે આપણે ત્યાં રંગભૂમિનું વર્તુળ શરૂ થયું ક્યારે? શરૂ થયું હોય તો પૂરું થાય ને?

પ્રગતિશીલ દેશોની પાછળ પાછળ પોતાને પ્રગતિશીલ ગણાવતો ભારતીય નાટ્યકાર પણ અનુભવશે કે આ રહ્યું મારું પોતું મૂળ વિશ્વ મારી આજુબાજુ એ તો ઘૂમ્યે જ જતું હતું. તે જોવાની મારી દૃષ્ટિ થોડા સમય પૂરતી ધૂંધળી બની ગઈ હતી માત્ર ઉત્તમ કળાના જે ધાગા છૂટાછવાયા વિખરાઈ ગયા હતા તે એક પછી એક એની નજરે પડશે અને પેલી ધારદાર નિરાશા આપોઆપ વિલીન થશે

જીવન પ્રત્યે નાટ્યકારોએ પણ સમતોલ દૃષ્ટિ રાખવી યોગ્ય ગણાય વિષાદ અને ઉલ્લાસના પલ્લાં સરખાં કરવા મથતા માનવ આત્માની અગમ્ય અવસ્થાઓનું ઊંડાણપૂર્વક દર્શન કરાવવા માટે કુશળ હથોટી અને કલ્પનાસભર સર્જનશક્તિને કામે લગાડવાની છે અને એ રીતે કામિયાબ થવાય તો જ સૌથી મોટી કસોટીમાંથી પસાર થયા ગણાઈએ બનશે એવું કે વિષાદ અને ઉલ્લાસ એ બંને પલ્લાં સરખાં કરવા જતાં ભારતીય સર્જકને હાથે ઉલ્લાસનું–આનંદનું પલ્લું થોડું નમી જશે આપણા પૂર્વસૂરિઓએ આપણને એથી યે થોડા આગળ વધવા સૂચવ્યું છે સર્જનપ્રક્રિયા તે માત્ર કશું પુરવાર કરવા માટેની કશું સ્થાપવા માટેની કે કોઈ મતના પ્રચાર માટેની પ્રવૃત્તિ નથી તે આનંદ માટેની પ્રવૃત્તિ છે એવું પણ બને કે સૌ કાર્યકારણ અવસ્થાથી યે ઉપર ચાલી જનારી સર્જન–અસર્જનની યે પરા સર્વગ્રાહી એ પ્રવૃત્તિ બની જાય

'સર્વગ્રાહી' શબ્દ કદાચ ખૂંચે તો એને સ્થાને બે ચાર શબ્દ વાપરીએ સૌ પ્રવૃત્તિઓને પોતાનામાં સમાવી દેનારી એ પ્રવૃત્તિ બની શકે અને લેખક કલાકારે આ વ્રતની દીક્ષા લેવી જ રહી

એવા દીક્ષિતને વળી આપણે નાટકનો બંધાણી પણ કહીશું